પ્રકાશક :
શ્રી વિશ્વકલ્યાણ પ્રકાશન ટ્રસ્ટ,
સંઘવી પોળ, મહેસાણા.



ગુજરાતી-અનુવાદ
સ્નેહદીપ



મુદ્રણ વ્યવસ્થા :
લાલચંદ કે. શાહ વણોદવાળા



આવૃત્તિ : બીજી. વિ. સં. ૨૦૩૬.



મૂલ્ય : ૮ રૂપિયા.



આવરણ-ફોટો :
વસંત સંઘવી [ માંડવી ]



મુદ્રક : બેલા ટાઈપ-સેટિંગ વર્ક્સ, ઘીકાંટારોડ, અમદાવાદ

---

Hunj Khovai Gayo Chhun By Shree Priyadarshan



# પ્રકાશકીય :

શ્રી વિશ્વકલ્યાણ પ્રકાશન ટ્રસ્ટ તરફથી પ્રકાશિત થયેલાં પુસ્તકોમાં આ પુસ્તક એક અભિનવ શૈલીનું પુસ્તક છે. લેખક પૂજ્ય મહારાજશ્રીનું આંતર ચિંતન-મનન શબ્દસ્થ બનીને આ પુસ્તકમાં પ્રગટ થયેલું છે.

પૂજ્ય ગણિવરશ્રીના નૈતિક-ધાર્મિક અને આધ્યાત્મિક સાહિત્યને નિયમિત દર મહિને પ્રકાશિત કરતા હિન્દી-માસિકપત્ર '**અરિહંત**'માં પૂજ્ય મહારાજશ્રીનું ચિંતન '**ચિંતન કી ચાંદની**' વિભાગમાં પ્રકાશિત થતું રહે છે. ચાર વર્ષમાં પ્રકાશિત થયેલા એ ચિંતનપ્રચુર લેખોને ગુજ-રાતી ભાષામાં ઉતાર્યા છે. હૃદયસ્પર્શી અર્વાચીન ભાષામાં આ ચિંતન વિશેષ મધુર અને સ્વાદિષ્ટ બન્યું છે.

જે ભાઈ-બહેનોને ચિંતનપ્રચુર આધ્યાત્મિક સાહિત્ય વાંચવાની ઝંખના છે, તે સહુ ભાઈ-બહેનોને '**હું જ ખોવાઈ ગયો છું...**'પુસ્તક ખૂબ ગમશે, એવી અમને શ્રદ્ધા છે. જે ભાઈ-બહેનો પાસે આ પુસ્તક આવે તેઓ સ્વયં ખૂબ શાન્તિથી વાંચે, વારંવાર વાંચે અને પછી આવા પ્રકારના વાંચનના રસિક બીજા ભાઈ-બહેનોને વાંચવા આપે.

અમારી ધારણા સાચી પડી છે કે એક વર્ષમાં જ આ પુસ્તકની બીજી આવૃત્તિ પ્રકાશિત થઈ છે!

લિ.

**મહેસાણા** **જયકુમાર બી. પરીખ**

૧-૧૦-'૮૦ મેનેજીંગ ટ્રસ્ટી

વિ. ક. પ્ર. ટ્રસ્ટ



# મારે ખોવાઈ જવું છે!

* ખરેખર હું ખોવાઈ ગયો છું....વિભાવદશાની ગલીઓમાં !

* સાચે જ હું ખોવાઈ ગયો છું. મિથ્યા કલ્પનાઓનાં ઊંડા કોતરોમાં....!

* હું બેચેન છું....અકળાયો છું....

* મને 'કોઈ' શોધી કાઢે....એમ હું ઈચ્છું છું....

* એ 'કોઈ' મારા જેવા ખોવાયેલા નહીં, ખોવાયેલાઓ પ્રત્યે નિઃસીમ કરુણા ધરાવનાર 'પરમાત્મા' શું મને શોધી કાઢશે ?

* હું તો પરમાત્માને શોધી શકું તેમ નથી....હું જ ખોવાયેલો છું....પછી હું એ પરમાત્માને કેવી રીતે શોધી શકું ?

* મેં જાણ્યું છે 'પરમાત્મા' સર્વજ્ઞ છે, સર્વદર્શી છે.... તો પછી મને એમણે શોધી કાઢવો જોઈએ ને ?

* ખરેખર, હું ખોવાઈ ગયો છું....હવે હું ભવની ભૂલભૂલામણીમાં ખૂબ અકળાયો છું....માટે પરમાત્માને પોકારીને કહું છું 'મને શોધી કાઢો અને તમારી પાસે લઇ લો.'

* મારા આ પોકારમાં હવે દંભ નથી....કે ગતાનુગતિકતા નથી.

* હવે મને ખોવાયેલા રહેવામાં આનંદ નથી, ખુશી નથી....
* એ પણ સમય હતો....કે જ્યારે ખોવાયેલા રહેવામાં હું રાજી હતો.
* હું જ ખોવાઈ ગયેલો છું ....પછી હું બીજાઓને.... મારા જેવા ખોવાયેલાઓને રસ્તો કેવી રીતે બતાવી શકું ?
* આ ભીષણ ભવવનમાં ખોવાઈ ગયેલા સહુ એટલું સમજી જાય કે 'અમે ખોવાઈ ગયા છીએ....' તો જરૂર પરમાત્મા એમને શોધી કાઢે! અને પોતાનામાં સમાવી લે!
* મારે પરમાત્મ-પ્રદેશમાં ખોવાઈ જવું છે....

૮-૨-'૮૦ —પ્રિયદર્શન
અંગીયા (કચ્છ)



# અનુક્રમ

## સમજાવતાં પહેલાં સમજી લ્યો !

૧

મધરાતની મૌન વેળા ધીમે ધીમે સરકી રહી હતી. ધર્મસ્થાનની નીરવતા વધુ ને વધુ વિસ્તરતી હતી. પાસેના વૃક્ષની ડાળી પર બેઠેલા કો'ક પંખીનો કલશોર વાતાવરણને શબ્દાવવાનો પ્રયત્ન કરતો હતો....અને દૂર દૂરથી કેટલાક યન્ત્રોનો તાલબદ્ધ ધ્વનિ પણ આસપાસને ધબકાવતો હતો. બાહ્ય વાતાવરણ શાંત–પ્રશાંત અને આહ્લાદક હતું. છતાંયે ઊંઘની આવન–જાવન આંખોના ઉંબરે શરુ નહોતી થઈ મન કંઇક મંથનના માંડવે ઝુલતું હતું. મનમાં પ્રશ્ન હતો....પણ પ્રત્યુત્તર નહોતો જડતો.... સમસ્યા હતી, પણ સમાધાન નહોતું મળતું !

'વાત સારી ને સાચી હોવા છતાં પણ એ કેમ નથી માનતો ?' મનનો આ આગ્રહ વધુ ને વધુ બેવડાયે જતો હતો : 'મારી વાત સાચી છે....ખરી છે....યથાર્થ છે, છતાંયે એ શા માટે સ્વીકારવા તૈયાર નથી ? એણે મારી વાત સ્વીકારવી જ જોઈએ....'

શું મારું મન આવા આગ્રહને લીધે અશાંત હતું ? જ્યાં આગ્રહ, ત્યાં અશાંતિ !

મારી વિચારોની ખામોશ દુનિયામાં શ્રમણ ભગવંત
હાવીર સ્વામીની કરુણાસભર આકૃતિ તરી આવી....
મણે શું જમાલી મુનિને, કે જે એમના જમાઈ હતા,
મના શિષ્ય હતા, સાચી વાત સમજાવવાનો
યત્ન નહોતો કર્યો ? જમાલી મુનિ કડેમાણે કડે નો
દ્ધાંત માનવા તૈયાર નહોતા. ભગવાને કંઈ કેટલા
વસો સુધી જમાલીને સિદ્ધાંત સમજાવ્યો. સિદ્ધાંત સાચો
તો, સારો હતો.... પણ જમાલીએ એનો સ્વીકાર
ા કર્યો....!

આવો કોઈ નિયમ નથી કે દરેક વ્યક્તિ સાચી અને સારી
તનો સ્વીકાર કરે જ ! સાચું બધાને સારું નથી લાગતું !
ગમે છે....સારું લાગે છે, તે બધું સાચું જ હોય....
જરૂરી નથી ! એ તો સર્વજ્ઞ વીતરાગ પરમાત્મા હતા
? નહોતો એમને રાગ કે નહોતો એમને ષ ! હતી
ક માત્ર કરુણા. એમના આખા અસ્તિત્વમાંથી કરુણા
તરતી હતી ! જ્યારે પોતાના શિષ્યે સત્યનો સ્વીકાર
ા કર્યો....તો કહી દીધું : 'जहा सुक्खं देवाणुप्पिया–જેમ
ુખ થાય તેમ કરો, દેવાનુપ્રિય !'

મનના પ્રશ્નનો જવાબ જડી આવ્યો ! સમસ્યાનું
માધાન શોધાઈ ગયું ! આનંદની આલબેલ આખા
સ્તિત્વને હલબલાવી ગઈ....ચિત્તની અસ્વસ્થતા ચાલી
ાઈ—મનની સંવાદિતા પ્રવાહી બની ગઈ.

માટે આગ્રહ છોડી દેવો જોઈએ ! મનમાં પણ આગ્રહ

રાખવો નહીં જોઈએ...હાં....બીજાના માટે સત્યનો આગ્રહ નહીં, પણ જાત માટે તો જરૂર ! સત્યનો સ્વીકાર દરેક જીવાત્મા નથી કરી શકતો ! **સત્યને સ્વીકારવા માટે પણ આત્માની વિશિષ્ટ યોગ્યતાનો ઉઘાડ આવશ્યક છે.** યોગ્યતા કેટલાક 'કર્મોના ક્ષયોપશમ'થી મળતી હોય છે....ક્યારેક એમાં કાળની પરિપક્વતા પણ અપેક્ષિત હોય છે.

'આજે ભલે એ સત્યનો સ્વીકાર ના કરે, આગળ જતાં કરશે....સમયના સથવારે છોડી દો....જ્યારે એનો આત્મા યોગ્યતાને પ્રાપ્ત કરશે ત્યારે આપોઆપ સત્ય સ્વીકારશે !'

બીજી વાત : જે સિદ્ધાંતની વાત શ્રમણ ભગવાન મહાવીર સ્વામી પોતાની શિષ્યાને....પોતાની સગી દીકરીને ન સમજાવી શક્યા....એ વાત મહાન શ્રાવક ઢંક કુંભારે એક નાનકડી ઘટના વડે સમજાવી દીધી. આજે હું એને સાચી વાત નથી સમજાવી શકતો, કંઈ વાંધો નહીં, સત્ય સમજાવવામાં બીજું કોઈ નિમિત્ત બનશે ! હવે હું એવો આગ્રહ નહીં રાખું કે મારી વાત એણે માનવી જ જોઈએ ! બીજા કોઈ દ્વારા પણ જો એ સાચી વાત માનશે તોયે મને આનંદ થશે.

મનનું સમાધાન થઈ ગયું ! વ્યવધાન અળગું થયું !
સત્યનું સત્યવિધાન સાંપડ્યું ! ધર્મધ્યાન ધબકતું બન્યું !

## આંસુભરી અભ્યર્થના !

૨

સાંજની સોહામણી પળોના પાથરણા વચ્ચે એકલો એકલો બેઠો છું....પશ્ચિમની બારીએથી સંધ્યાની વેરાતી સુરભિ માણી રહ્યો છું....ન જાણે કેમ....આ દિવસોમાં મને એકલતા-એકાંત વધુ ને વધુ ગમે છે....ક્ષિતિજ તરફ નજર કરું છું તો રંગબેરંગી આકાર વગરનાં અંકનો આવી આવીને આંખને વળગે છે....સમયની પારદર્શી પળો વહે છે....વીતે છે....સોહામણાં ને લોભામણાં રંગોની રાસલીલા ધીમે ધીમે સંકેલાતી જાય છે. બસ, આવી જ રીતે એક દિવસ જીવનના, યૌવનના રંગો રગદોળાઈ જવાના ! મૃત્યુના પડદા પાછળ બધું જ સંકેલાઈ-સંકોચાઈ જવાનું ! ક્યારે ? એ નથી જાણતો !

અનંત અનંત જન્મોથી નિતાંત પરાભૂત, અસહાય નિરુપાય....અનાથ જેવો આથડી રહ્યો છું આ અંતહીન સંસારમાં ! કેટકેટલી આંકાક્ષાઓ....કામનાઓ....કલ્પનાઓ અને સંકલ્પ-વિકલ્પની વાંઝણી વણઝાર વણથંભી ચાલી જાય છે મનની મહેફિલમાં !

કહું છું કે 'મારે મુક્તિ જોઈએ....ને ઝંખું છું બંધનો !

કહું છું કે 'મારે નિર્બંધ બનીને જીવવું છે...' ને જકડાઈ રહ્યો છું પળે પળે રાગ–દ્વેષનાં બંધનોમાં ! મુક્તિ ક્યાં અને ક્યારે થશે, શી ખબર ?

મારા અપરાધોનો અંત નથી ? જ્યારે મારા અસંખ્ય અપરાધોની આંસુભરી યાદ આવે છે, ત્યારે લાગે છે...હું કેટલો દીન અને દયનીય બની ગયો છું....! હું અનંત અનંત કાળથી અનંત જીવોનો અપરાધી છું. મારા પોતાના તુચ્છ સ્વાર્થ માટે મેં કેટલા બધા જીવોની નિર્મમ હત્યા કરી છે ? કેટલી નિર્દયતા અને ક્રૂરતાભર્યાં કષ્ટો આપ્યાં છે બીજાઓને ? એની કોઈ અરેરાટી નહીં.... કે એની કોઈ વિરક્તિ નહીં....! મારી દિનબદિન ઊંડી થતી આ આત્મવ્યથાથી હું મારી જાતને અરક્ષિત.... અશરણ મહેસૂસ કરૂં છું....ક્યાં કેવી રીતે હું રક્ષાઈશ ? ક્યાં શરણ મળશે મને....નથી જાણતો હું !

પળેપળ આત્માની બેચેની બેવડાય છે....ચિત્તની અસ્વસ્થતા ઊભરાય છે....શું હું પોતે જ મારી જાતને બેચેની અને ઉદ્વિગ્નતામાં જકડી નથી રાખતો ? દૂરથી એક માયા–મરીચિકા મને તીવ્રાકર્ષણથી ખેંચે છે....હું ખેંચાયે જાઉં છું. આહ્....!શું હું મારી જાત સાથે છલના નથી કરતો ? શું હું મારી સાથે જ આંધળાપાટાની રમત રમી રહ્યો છું ? જીવન નીરસ, જડ અને ચેતનાવિહીન બની ગયું છે ! ક્યાંક કોક ખૂણે પણ નવી ચેતના, નવી તાજગી....કે નવા ઉત્સાહના પરગવ નથી ! મહાયાત્રા–

મુક્તિયાત્રાનો નકશો બની બનીને બગડી ગયો છે.... યાત્રાપથ અવરોધાઇ જાય છે....વિફળતાના કજ્જલ-શ્યામ અંધકારમાં આંખો અથડાઈ અથડાઈને પાછી પડે છે.... મહાયાત્રાના પંથે આવતા આ અવરોધો ક્યારે અળગા થશે ? નથી જાણતો....!

પણ....એક નવો આવેગ નસેનસમાં લહેરાવા માંડે છે....જ્યારે અસંખ્ય કાળથી ચાલી આવતી તીર્થંકરોની અલભ્ય.... મહામૂલ્યવાન જ્ઞાનસંપત્તિનો રત્નભંડાર જોઉં છું. અચિંત્ય અને અકલ્પિત રત્નો અહીં સંગૃહિત છે. જોઈને ચહેરા પર પળભર માટે મુસ્કુરાહટ મહોરી જાય છે....આનંદનો અજસ્ર પ્રવાહ આંખોમાં છલક છલક થવા લાગે છે. આ જ્ઞાનાગાર....આ અક્ષય સંપત્તિ....સહુના માટે લભ્ય છે. મન મહેંકમહેંક થઈ જાય છે....પણ પાછો એક વિકલ્પ અંતરને કોરવા લાગે છે....આ અણમોલ જ્ઞાનસંપત્તિ પામવામાં કોઈ સમયમર્યાદા....કોઈ શરત ....કોઈ અંતરાય....કોઈ વ્યક્તિભેદ....કોઇ વિધિનિષેધ....! અરે, આવા તુચ્છ વિકલ્પોથી હું મુક્ત ક્યારે બનીશ ? નથી જાણતો !

નિર્દ્વન્દ્વ અને નિરુદ્વેગ બની જાઉં....? પણ કેમ ? આ પ્રશ્ન વારે વારે હૈયાને વીંધી નાખે છે....**પાગલ મનને સમાધાન શોધ્યું નથી જડતું**. આંખોમાંથી આંસુઓ વહી જાય છે....અશ્રુપૂર્ણ આંખોએ, ભર્યા ભર્યા હૈયે પરમાત્માને પ્રાર્થું છું :

'હે શરણ્ય !

હે કારુણ્ય !

બોલો, મારા દેવ !' મારો આ સંસાર–કારાવાસથી ક્યારે છૂટકારો થશે ?

તમે જ બતાવો, મારા નાથ ! મને મુક્તિની મંઝિલ ક્યારે મળશે ?....હું તો નથી જાણતો....તમે....તમે જ મને બતાવો ! ! !



મહાકાળને કોઈ અકાળ નથી !

ગમે ત્યારે ને ગમે ત્યાં મહાકાળ જીવાત્માનો કોળિયો કરી શકે છે. દિન હોય કે રાત...બચપણ હોય કે તરુણાઈ ! જુવાની હોય કે વૃદ્ધાવસ્થાની વિવશતા.., મૃત્યુ ગમે ત્યારે આવી શકે છે.

આનાથી આપણે ગભરાવાનું નથી, ડરવાનું નથી. આપણે પ્રતિપળ–હરક્ષણે જાગૃત રહેવાનું છે. ક્યાંય એવું ના બને કે આપણે પ્રમાદમાં હોઈએ અને મહાકાળ આપણને ઉઠાવી જાય...! અપ્રમત્ત અવસ્થામાં ભલે મૃત્યુ થઈ જાય...એ મૃત્યુ નહીં હોય ...મૃત્યુ પર આપણો વિજય હશે. અને મૃત્યુંજય બનવું એ જ તો મોક્ષ છે ! માટે દરેક ડગલે અપ્રમત્ત બનીને સાધનામાં સમગ્રતાથી સરોબર બની જવાનું છે. આત્મજ્ઞાન અને આત્મધ્યાનના ઊંડાણમાં ડૂબી જવાનું છે.

## તમે જ તમારા ઘડવૈયા !

## ૩

ગમે તે પ્રસંગ હોય, ગમે તે ઘટના હોય, આપણે એ પ્રસંગને અથવા એ ઘટનાને જોઈને, સાંભળીને, વાંચીને શું વિચારીએ છીએ ? એ વિચારધારા....એ ચિંતન જ આપણાં ઉત્થાન અને પતનની આધારશિલા બની રહે છે.

પ્રસંગ ગમે તેવો હોય....ઘટના ગમે તેવી હોય.... પાપમય હોય કે ધર્મમય....એ કંઈ બહુ મહત્ત્વપૂર્ણ વાત નથી: મહત્ત્વપૂર્ણ છે આપણું ચિંતન....આપણી વિચારણા ! એ કંઈ જરૂરી નથી કે પ્રસંગ આપણી સાથે જ બન્યો હોય ! ઘટના આપણી સાથે જ ઘટી હોય ! આપણે દેખ્યું....આપણે સાંભળ્યું....આપણે વાંચ્યું ....બસ, એ પ્રસંગ આપણો થઈ ગયો....! કારણ કે આપણું મન તરત જ એ ઘટના પર વિચાર કરવા લાગી જાય છે !

સ્મશાનની ધરતી હતી, રાજર્ષિ પ્રસન્નચંદ્ર સૂરજની સામે નિર્નિમેષ દૃષ્ટિએ એક પગ પર ઊભા હતા....ભીતરમાં શુદ્ધ-બુદ્ધ-મુક્ત આત્માનું ધ્યાન ચાલી રહ્યું હતું....રાજર્ષિ આંતર-બાહ્ય ઉગ્ર ધર્મસાધનામાં લીન હતા. મગધસમ્રાટ શ્રેણિક એ રસ્તેથી પસાર થઈ રહ્યા હતા....એમણે રાજર્ષિ

પ્રસન્નચંદ્રના દર્શન કર્યા...રાજર્ષિની અત્યંત ભવ્ય આરાધના જોઈને ભાવવિભોર બની ગયા. એ પહોંચ્યા પરમાત્મા મહાવીરસ્વામીના ચરણોમાં!

મગધેશ્વરના ગયા પછી એ જ રસ્તે બે ઘોડેસ્વાર સૈનિકો પસાર થયા. રાજર્ષિનાં દર્શન કરીને એક સવારે હર્ષભર્યા હૈયે પ્રશંસાનાં ફૂલો વેર્યાં...બીજાએ નિંદા કરી! આત્મધ્યાનની ધારા તૂટી ગઈ...બીજી વિચારધારા પ્રવાહિત થઈ ગઈ. હા, આંખો સૂર્યની સામે જ હતી...ઊભા પણ એક પગ પર જ હતા...એમાં કોઈ પરિવર્તન નહોતું આવ્યું. બાહ્ય સ્થિતિ જે પહેલાં હતી એ જ અત્યારે હતી...પણ મનની સ્થિતિ બદલાઈ ગઈ...ધ્યાનનો વિષય (સબ્જેક્ટ) બદલાઈ ગયો. નિંદા કરનાર સૈનિકની વાત સાંભળીને એઓ મનોમન યુદ્ધના મેદાનમાં પહોંચી ગયા...પોતાના પુત્રની સાથે દગો કરનાર પોતાના ભાઈની સાથે ઘોર યુદ્ધ ખેલવા લાગ્યા....

આ બાજુ સમવસરણમાં ભગવાન મહાવીરસ્વામીએ, મગધેશ્વરના પ્રશ્નના પ્રત્યુત્તરમાં જણાવ્યું કે જો અત્યારે જ આ રાજર્ષિ મૃત્યુ પામે તો એ સાતમી નરકમા જાય!

બીજી વાત આનાથી બિલકુલ ઊંધી બની હતી વિનીતા નગરીમાં! આદિ તીર્થંકર ભગવાન ઋષભદેવના જ્યેષ્ઠ પુત્ર ભરત ચક્રવર્તી સ્નાન વગેરેથી નિવૃત્ત બનીને, સુંદર-

વસ્ત્ર અને મૂલ્યવાન આભૂષણો શરીર પર સજાવીને 'અરીસા ભવન'માં જાય છે પોતાનું રૂપ-સૌન્દર્ય નિહાળવા! ત્યાં મોટામોટા અરીસાઓ જડેલા હતા. ચક્રવર્તી પોતાના શરીરની શોભા જુએ છે....પોતાની અસીમ સૌન્દર્યરાશિ જોઈને મનમાં ને મનમાં મલકાય છે...પણ ત્યાં જ એક ઘટના બની....એમની આંગળીમાંથી એક વીંટી નીકળી ગઈ....ને જમીન પર પડી ગઈ! શું આ પણ કોઈ ઘટના છે? શું આ પણ કોઈ પ્રસંગ છે? આજ તો વાત છે! અજ્ઞાનીની દૃષ્ટિમાં જે વાત બિનમહત્ત્વની હોય છે, જ્ઞાનીની દૃષ્ટિમાં એ જ વાત મહત્ત્વપૂર્ણ હોય છે! અજ્ઞાનીની દૃષ્ટિમાં જે વાત મહત્ત્વપૂર્ણ હોય છે, જ્ઞાનીની દૃષ્ટિમાં એ વાત જરીયે મહત્ત્વની ના હોય!

આંગળીમાંથી વીંટી નીકળી ગઈ....વીંટીવિહોણી આંગળી જોઈ....ને એના પર વિચારોની વેલ પાંગરતી ગઈ ....એવી વિચારધારા વિકસી કે ચક્રવર્તી અજર-અમર, શાશ્વત્ અને પૂર્ણાનંદમય આત્માની અગમ અગોચર સૃષ્ટિમાં પહોંચી ગયા....બાહ્ય કોઇ પરિવર્તન નહોતું.... એ જ વૈભવી ને રાજસી વેશભૂષા હતી.... એ જ દોર-દમામ હતો. પરિવર્તન થયું હતું ભીતરમાં! ધ્યાન-માર્ગે જ આત્માની અણદીઠ ભોમકામાં જઈ શકાય છે. ધ્યાનમાર્ગની કેડી મળે છે જ્ઞાનમાર્ગમાંથી! ભરત-ચક્રવર્તીએ એવું ચિંતન કર્યું....વીંટીવિહોણી આંગળીને જોઈને કે જેના પરિણામે તેઓ વીતરાગ બની ગયા....સર્વજ્ઞ અને સર્વદર્શી બની ગયા.

રાજર્ષિ પ્રસન્નચંદ્રે એક વાત સાંભળી. એના પર જ એવું ચિંતન કર્યું કે જે એમને સાતમી નરકમાં લઈ જાય! ચક્રવર્તી ભરતે એક ઘટના જોઈને એના પર એવું ચિંતન કર્યું કે જે ચિંતન આત્માને વીતરાગ-સર્વજ્ઞ બનાવી દે....આત્માને પૂર્ણાનંદી બનાવી દે.





શ્રમણ ભગવાન મહાવીર સ્વામીએ કહ્યું : બંધનોને જાણો ને બંધનોને તોડો! આપણો આત્મા અનંત કર્મોના બંધનોથી બંધાયેલો છે, પરાધીન છે. મિથ્યાત્વ, અવિરતિ, આશ્રવોથી અવરોધાયેલો છે. આરંભ-સંમારંભ અને પરિગ્રહ વગેરે પાપોથી આબદ્ધ છે. જો નિર્બંધન અને સ્વાધીન જીવન જીવવાની ઝંખના હોય તો બંધનોને યથાર્થરૂપે ઓળખીને એ બંધનોને તોડવાનો ભવ્ય પુરુષાર્થ કરવો પડશે. આત્મદમનનો, આત્મસંયમનો સતત પુરુષાર્થ, મન વાણી-વર્તનનો પુરુષાર્થ જ બંધનો તોડી શકશે અને આત્મા સ્વાધીનતાનું શાશ્વત્ સુખ અનુભવી શકશે.



## સહુની સાથેની મૈત્રી ! ૪

કેટલું માર્મિક સૂત્ર આપ્યું છે મહર્ષિએ....!"मित्ति मे सव्वभूएसु—સહુ જીવો પ્રત્યે મારી મૈત્રી છે. બધા જીવો મારા મિત્ર છે."

'જો હું આ સૂત્રનો આદર કરું છું....એનો સ્વીકાર કરું છું, તો મારે બધા જીવો પ્રત્યે સ્નેહાળ દૃષ્ટિથી જોવું જોઈએ, બધા જીવો સાથે મૈત્રીસભર વ્યવહાર કરવો જોઈએ. બધા જીવો સાથે મૈત્રીભર્યા સંબંધો બાંધવા જોઈએ !' જ્યારે હું આ વિચારની ગહરાઈમાં ગયો. ત્યારે મને આ વાત કંઈક અજબ જેવી લાગી ! બધા જીવો સાથે મૈત્રી થઈ કેવી રીતે શકે ? સારા માણસો જોડે તો મૈત્રી સંભવિત છે, શક્ય છે. પણ ખરાબ વ્યક્તિઓ જોડે મૈત્રી કેમ કરીને સંભવે ? આપણી સાથે સદ્‌વ્યવહાર રાખનાર પ્રત્યે તો મૈત્રીનો મોગરો મહેકી ઉઠે પણ દુર્વ્યવહાર કરનારની સાથે મૈત્રીની આપ-લે કેમ થાય ?

સારા...ધર્માચરણ કરવાવાળા જીવોની સાથે જો મૈત્રી બાંધીએ તો તો એ ઉચિત અને પ્રશસ્ય છે, પણ પાપાચારમાં પ્રવૃત્ત જીવાત્માઓ સાથે મૈત્રીનો નાતો કેમ બાંધી શકાય ? સાધુની સાથે મૈત્રી ને ડાકુની સાથે પણ દોસ્તી? આપણને સુખ આપનાર સાથે તો મૈત્રી પણ શું દુઃખ આપનાર, આપણને બરબાદ કરનારની સાથે પણ દોસ્તી ? તો શું 'मित्ति मे सव्वभूएसु' કહેનાર મહર્ષિએ કંઈક અસંભવ અને અશક્ય વાત કરી છે? પણ અશક્ય અને અસંભવ કહેવાનો એમનો આશય શો ? લોભ–તૃષ્ણાઓથી વિરત 'મહર્ષિને' અશક્ય કહેવાનું પ્રયોજન શું ? એ એવું કહે શા માટે ?

દુવિધામાં ફસાઈ ગયો હું તો ! કહેવાય છે કે સીતાજીના પાપોદયે રામચંદ્રજીનો એમના પ્રત્યેનો સ્નેહ શોષાઈ ગયો. અંજનાસુંદરીના પાપોદયે પવનંજયના હૈયામાં અંજના પ્રત્યે પ્રેમ ના રહ્યો ને એમણે શત્રુતાપૂર્ણ વ્યવહાર કર્યો. આ બધાનો અર્થ શું ? જે જીવાત્માનો આવો પાપોદય હશે એની સાથે અમારી મૈત્રી નહીં થઈ શકે ? તો પછી બધા જીવો સાથે મૈત્રીની વાત શક્ય કેમ બને ? જ્યારે બીજા જીવોનાં પાપકર્મો આપણને એમની સાથે મૈત્રી સંબંધ બાંધતા રોકી શકે છે...અવરોધી શકે છે તો તો પછી સહુજનમૈત્રી અસંભવ જ બની જવાની ! હવે તો આગળ બુદ્ધિ જ નથી પહોંચતી ! વિચારોનાં વાદળાં ઘનઘોર બની ગયાં...વિચારો શૂન્યમાં

અથડાવા લાગ્યા....આંખો બંધ થઈ ગઈ....મન ધીમે ધીમે વિચારોથી વેગળું બનવા માંડ્યું. અને ભીતરમાં પ્રકાશનાં કિરણો ફૂટ્યાં! એક ભવ્ય દેહાકૃતિ ઉભરાવા લાગી....કરુણાથી છલોછલ નેત્ર અને પ્રસન્નતાથી પુલકિત ચહેરો....અદ્‌ભુત રૂપ....અપૂર્વ સૌન્દર્ય! કો'ક પરમ યોગી જેવા લાગતા હતા એ....! હું એમના ચરણે ઝૂકી પડ્યો....એમના આશીર્વાદ મળ્યા....મારું દિલ આનંદથી બાગબાગ બની ગયું! એમણે કહ્યું :

**'વત્સ, સમષ્ટિના પ્રત્યે મૈત્રીભાવ ધારણ કર અને વ્યક્તિના પ્રત્યે નિર્વૈર ભાવ!'**

મારી આંખો ખૂલી ગઈ ગઇ....ધર્મસ્થાનમાં નીરવતાની ખૂશબો ફેલાતી હતી. રાત્રિના ચાર વાગ્યા હતા. દિવાલ પરની ઘડિયાળે ચાર ટકોરા માર્યા....મારું હૈયું ફુલ્લ-કુસુમ જેવું બની ગયું. મારા પ્રાણમાં પુલક ઉઠી આવી. મારી દુવિધા દૂર થઇ ગઇ હતી. સમષ્ટિના પ્રત્યે મૈત્રી ભાવ, વ્યક્તિના પ્રત્યે નિર્વૈર ભાવ!

'બધા જીવો મારા મિત્ર છે.' આ વિચારમાં કોઈ વ્યક્તિવિશેષનો વિચાર નથી. આ વિચારથી મારે મારા ચિત્તને, મારા હૃદયને પ્રભાવિત બનાવવું છે. માત્ર સમગ્રતાથી સંબંધ! કોઈ વ્યક્તિગત ગુણદોષની વિચારણા વિવેચના નહીં....! જ્યારે વ્યક્તિનો વિચાર આવે, ત્યારે નિર્વૈર ભાવથી વિચારવાનું! મારે કોઈ પણ જીવાત્મા સાથ વૈર નથી....બધા જીવોને જ્યારે મેં મિત્ર માની

લીધા, પછી એમની સાથે શત્રુતા કેમ હોઈ શકે ?

મન પ્રશ્ન કરે છે: 'તારું એણે બગાડયું છે....તારું નુકસાન કર્યું છે, પછી શાનો એ તારો મિત્ર?'

ભીતરમાંથી જ સમાધાનના સૂર ઉપસી આવે છે.

કોઇ જીવ કોઈનું કંઈ બગાડતો નથી. તને બાહ્યદૃષ્ટિથી-અજ્ઞાન દૃષ્ટિથી જીવાત્મા અપરાધી લાગે છે, પણ તે અપરાધી નથી....અપરાધી છે આપણાં પોતાના બાંધેલાં પાપકર્મ! આપણાં જ પાપકર્મોથી આપણું બગડે છે....નુકસાન થાય છે....જીવ તો નિમિત્ત માત્ર બની જાય છે. જીવને સંજોગવશાત્-પરિસ્થિતિને પરવશ બનીને નિમિત્ત બનવું પડે છે.

મેં નિર્ણય કરી લીધો :

બધા જીવો મારા મિત્ર છે, હું કોઇ જીવની સાથે શત્રુતા નહીં રાખું! કોઈનું કશું નહીં બગાડું! બધા જીવોના સુખનો વિચાર કરીશ !!



અથડાવા લાગ્યા....આંખો બંધ થઈ ગઈ....મન ધીમે ધીમે વિચારોથી વેગળું બનવા માંડયું. અને ભીતરમાં પ્રકાશનાં કિરણો ફૂટયાં! એક ભવ્ય દેહાકૃતિ ઉભરાવા લાગી....કરુણાથી છલોછલ નેત્ર અને પ્રસન્નતાથી પુલકિત ચહેરો....અદ્‌ભુત રૂપ....અપૂર્વ સૌન્દર્ય! કો'ક પરમ યોગી જેવા લાગતા હતા એ....! હું એમના ચરણે ઝૂકી પડયો....એમના આશીર્વાદ મળ્યા....મારું દિલ આનંદથી બાગબાગ બની ગયું! એમણે કહ્યું:

**'વત્સ, સમષ્ટિના પ્રત્યે મૈત્રીભાવ ધારણ કર અને વ્યક્તિના પ્રત્યે નિર્વૈર ભાવ!'**

મારી આંખો ખૂલી ગઈ ગઇ....ધર્મસ્થાનમાં નીરવતાની ખૂશબો ફેલાતી હતી. રાત્રિના ચાર વાગ્યા હતા. દિવાલ પરની ઘડિયાળે ચાર ટકોરા માર્યા....મારું હૈયું ફુલ્લ-કુસુમ જેવું બની ગયું. મારા પ્રાણમાં પુલક ઉઠી આવી. મારી દુવિધા દૂર થઇ ગઇ હતી. સમષ્ટિના પ્રત્યે મૈત્રી ભાવ, વ્યક્તિના પ્રત્યે નિર્વૈર ભાવ!

'બધા જીવો મારા મિત્ર છે.' આ વિચારમાં કોઈ વ્યક્તિવિશેષનો વિચાર નથી. આ વિચારથી મારે મારા ચિત્તને, મારા હૃદયને પ્રભાવિત બનાવવું છે. માત્ર સમગ્રતાથી સંબંધ! કોઈ વ્યક્તિગત ગુણદોષની વિચારણા વિવેચના નહીં....! જ્યારે વ્યક્તિનો વિચાર આવે, ત્યારે નિર્વૈર ભાવથી વિચારવાનું! મારે કોઈ પણ જીવાત્મા સાથ વૈર નથી....બધા જીવોને જ્યારે મેં મિત્ર માની

અને સુષમા વગર મારૂં જીવતર નકામું....ગમે તે કરીને સુષમાને ઉઠાવી લાવું!

એક દિવસ પોતાના સાથીઓની સાથે શેઠને ઘેર ધાડ પાડી. ચિલાતીએ સુષમાને ઉઠાવી, અને એના સાથીઓએ ધન–દોલતનાં ગાંસડાં બાંધ્યાં....જંગલના રસ્તે બધા દોટ મૂકે છે.

સુષમાને પોતાના ખભા પર નાંખીને ચિલાતી દોડયે જાય છે. આ બાજુ સુષમાના પિતા, સુષમાના ચારે ભાઈઓ સુષમાનું અપહરણ થયેલું જાણીને, ડાકુઓનો પીછો કરે છે. ઘોડેસવાર બનીને હાથમાં ખૂલ્લી તલવારો સાથે તેઓ ડાકુઓની પાછળ પડે છે....ચિલાતીપુત્ર પગપાળો દોડી રહ્યો હતો. પોતાના સાથીદારોને છૂટા છવાયા કરીને જુદા જુદા રસ્તે જતા રહેવાની સૂચના કરી. પોતે પણ જંગલમાં જે મળી તે કેડીના રસ્તે એકલો સુષમાને ઉપાડીને દોડવા લાગ્યો. પાછળ ને પાછળ ઘોડાના ડાબલા સંભળાતા હતા. એ ગભરાયો....સુષમાનો ભાર ઉપાડીને દોડવું શકય નહોતું...અને સુષમાને છોડી દેવાની પણ એની તૈયારી નહોતી, કારણ કે સુષમાના માટે તો એણે આ સાહસ કર્યું હતું.

બિચારી સુષમા! કેટલી માસૂમ ને મુલાયમ છોકરી! એ તો અણધાર્યા આક્રમણથી કયારનીય બેહોશ બની ગઈ'તી. એને કંઈ ભાન નહોતું. ચિલાતીએ સુષમાના ચહેરા સામે જોયું....એની આંખોના કિનારા ઝરવા લાગી

## શુક્લ ધ્યાનનો રસ્તો, ધર્મધ્યાનના મહેલમાં!




જ્યારે મારા મનમાં પેલા મહાત્મા ચિલાતીપુત્રના વિચાર આવે છે. ત્યારે એક ખળભળાટ મચી જાય છે મારી અંદર! કેવો હતો એ ચિલાતીપુત્ર? નાનપણથી એક શેઠને ત્યાં નોકરી કરવા રહેલો. શેઠની પુત્રી સુષમા સાથે પ્રેમ કરવા લાગી ગયો. શેઠે એકવાર ચિલાતીના ચાળા સગી આંખે નિહાળ્યા. સુષમા તો બિચારી મુગ્ધા હતી....એને આ ચિલાતીની બદદાનતની ખબર પણ નહીં હોય કદાચ! શેઠે ચિલાતીને પોતાના ઘરેથી પાણીચું પકડાવી દીધું. ચિલાતી ચાલ્યો ગયો. પણ પોતાના હૃદયમાં સુષમાને સંઘરીને ગયો.

દિવસ ને રાત સુષમાના વિચારોમાં ખોવાયેલો ચિલાતી જંગલોની કંદરાઓ અને કોતરોમાં બહાવરો બનીને ભટકે છે....એનું ચિત્ત આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાનની આગમાં ધગધગી રહ્યું છે....એ ડાકુ બની જાય છે....ડાકુઓની ટોળી બનાવી ચિલાતી પોતે ડાકુઓનો સરદાર બને છે. એણે વિચાર્યું કે 'માંગવાથી સુષમા મળવાની નથી....

ચિલાતીની આંખોમાં ઉષ્મા આવે છે. એ ઊભો ઊભો જોઈજ રહ્યો....મુનિની સામે એકટસ....!

હાથમાં લોહી નીતરતી તલવાર છે....

ગળામાં સુષમાનું માથું લટકે છે....

મહાત્માએ ધ્યાન પુરૂં કર્યું....કમળપત્ર સમી પલકો ઉઘાડી અને પળભર ચિલાતીના ચહેરા તરફ જોયું.... પાછી આંખો મીંચી લીધી....વળી ક્ષણ બે ક્ષણ પછી આંખો ખોલી અને પાછી ચિલાતીના ચહેરા તરફ મીટ માંડી. ચિલાતીએ પ્રશ્ન કર્યો:

'કોણ છો તમે? શા માટે અહીં ઊભા છો?'

મુનિના ઓજસ્વી ચહેરા પર ચાંદી જેવા ચમકતા સ્મિતની કળીઓ ખીલી ઊઠી...ને પુષ્પ પાંદડી જેવા હોઠેથી 'ધર્મલાભ' નો ધીર–ગંભીર ધ્વનિ પ્રસ્ફૂટયો. મુનિએ ચિલાતીના પ્રશ્નોનો કોઈ પ્રત્યુત્તર ના આપ્યો. ચિલાતીના મનની સમસ્યાઓનો જવાબ આપવાની એમની ઈચ્છા હતી. એમણે કહ્યું:

'**ચિલાતીપુત્ર!** उपशम...विवेक...संवर'

બસ....આટલું બોલીને એ મહામુનિ તો આકાશમાર્ગે ઉડી ગયા! ચિલાતી વિસ્ફારિત નેત્રે આકાશમાં મીટ માંડી રહ્યો, જ્યાં સુધી મુનિ એને દેખાતા રહ્યા! જ્યારે મુનિરાજ આંખોની પહોંચની પેલે પાર જઈ પહોંચ્યા.... ત્યારે ચિલાતી એ મુનિની મધુર સ્મૃતિઓમાં ખોવાઈ ગયો....એમની શાંત–પ્રસન્ન મુખમુદ્રા!

ગયા...એના મનમાં એક ભયાનક વિચાર આકાર લેવા માંડયો...એને થયું : 'મને તો આ સુષમાનો ચહેરો વધુ ગમે છે...સુષમાને ઉપાડીને હવે વધું દોડવું શક્ય નથી... કારણકે પાછળ જ ઘોડેસવારો દડમજલ કરતા આવી રહ્યા છે....જો પકડાઇ ગયો તો મારા સોયે સો વરસ અહીં જ પૂરા થઇ જવાના......ના....ના....હું એમ કરૂં... સુષમાનું માથું કાપીને લઈ લઉં....એનું શરીર અહીંયા છોડી દઉં....'

કેટલો નિર્મમ વિચાર કરી રહ્યો છે ચિલાતી ? પોતાની વાસના....માત્ર આંખોની જોવાની ઘેલછાને ખાતર બીજાના પ્રાણ રહેંસી નાંખવા સુદ્ધાંની ક્રૂરતા ! અને એ પણ પોતે જેને ચાહવાનો દાવો કરે છે તેની આવી કરપીણ હત્યા ! સુષમાનું મોઢું એણે પોતાના ગળામાં બાંધી દીધું....એનું શરીર લોહીથી લથપથ બની ગયું....એ મુઠ્ઠીઓ વાળીને દોડે જાય છે....નદીનો કિનારો આવ્યો....કિનારા પર વૃક્ષની ઘટા હતી. ચિલાતી એ ઘટામાં જઈને બેસે છે. સુષમાના ચેતનાવિહીન ચહેરાને જોઈને ક્યારેક પાગલની જેમ હસે છે....રડે છે, વળી પાછો વિચારમાં ખોવાઈ જાય છે !

થોડીવાર બાદ વૃક્ષોની ઘટામાંથી બહાર નીકળીને નદીના પટ તરફ જવા લાગે છે....નદીના તટે એક વૃક્ષની નીચે કો'ક ઊભેલું એની નજરે ચડે છે. પાસે જઈને જોયું તો કોઈ મહામુનિ ધ્યાનસ્થ અવસ્થામાં ઊભા હતા. મહાત્માની શાંત, પ્રશાંત અને પ્રસન્નતાથી છલકતી મુખમુદ્રા જોઈને

ચિલાતીની આંખોમાં ઉષ્મા આવે છે. એ ઊભો ઊભો જોઈજ રહ્યો....મુનિની સામે એકટસ....!

હાથમાં લોહી નીતરતી તલવાર છે....

ગળામાં સુષમાનું માથું લટકે છે....

મહાત્માએ ધ્યાન પુરૂં કર્યું....કમળપત્ર સમી પલકો ઉઘાડી અને પળભર ચિલાતીના ચહેરા તરફ જોયું.... પાછી આંખો મીંચી લીધી....વળી ક્ષણ બે ક્ષણ પછી આંખો ખોલી અને પાછી ચિલાતીના ચહેરા તરફ મીટ માંડી. ચિલાતીએ પ્રશ્ન કર્યો :

'કોણ છો તમે? શા માટે અહીં ઊભા છો?'

મુનિના ઓજસ્વી ચહેરા પર ચાંદી જેવા ચમકતા સ્મિતની કળીઓ ખીલી ઊઠી...ને પુષ્પ પાંદડી જેવા હોઠેથી "ધર્મલાભ' નો ધીર–ગંભીર ધ્વનિ પ્રસ્ફૂટયો. મુનિએ ચિલાતીના પ્રશ્નોનો કોઈ પ્રત્યુત્તર ના આપ્યો. ચિલાતીના મનની સમસ્યાઓનો જવાબ આપવાની એમની ઈચ્છા હતી. એમણે કહ્યું :

**'ચિલાતીપુત્ર!** उपशम...विवेक...संवर'

બસ....આટલું બોલીને એ મહામુનિ તો આકાશમાર્ગે ઉડી ગયા! ચિલાતી વિસ્ફારિત નેત્રે આકાશમાં મીટ માંડી રહ્યો, જ્યાં સુધી મુનિ એને દેખાતા રહ્યા! જ્યારે મુનિરાજ આંખોની પહોંચની પેલે પાર જઈ પહોંચ્યા.... ત્યારે ચિલાતી એ મુનિની મધુર સ્મૃતિઓમાં ખોવાઈ ગયો....એમની શાંત–પ્રસન્ન મુખમુદ્રા!

કરુણાથી ભરી ભરી આંખો !

મીઠો મધ જેવો રસભીનો સ્વર !

ઉપશમ–વિવેક–સંવરની રસવર્ષા....મુનિ અને મુનિના વચનોમાં ચિલાતી ડૂબવા લાગ્યો....આજે એને ખૂબ શાંતિ મળતી હતી....એના હૈયાનો લાખલાખ મણનો ભાર જાણે ઉતરી રહ્યો હતો....બહારની દુનિયાથી દૂર એ કોઈ અદીઠ અજાણ ભોમકામાં જઈ ચઢયો.

રૌદ્રધ્યાન જતું રહ્યું....આર્તધ્યાન પણ ઓસરવા માંડ્યું....ધર્મધ્યાનનો ધબકાર વધુ ને વધુ ઘૂંટાવા લાગ્યો. જે ગયુ તે સહજ પણે....જે આવ્યુ તે સ્વભાવિકતયા....

સુષમાનું સૌન્દર્ય મનોસૃષ્ટિમાંથી અળગું બન્યું....

મુનિની મોહક મૂરત મનમાં છવાઇ ગઇ !

અશાંતિ અને ઉદ્વેગની આગ બુઝાતી ચાલી.... રોષ-રીસ અને વિષાદનાં વાદળાં છંટાવા લાગ્યાં....મન શાંત બનવા લાગ્યું....હૈયું હાશ ને હળવાશ અનુભવવા માંડ્યું. પ્રકૃતિ પણ પુલકિત હતી. વાતાવરણ પણ તાજગીથી તરવરતું હતું, સરિતાનાં કલકલ....વહી જતાં નીર....વૃક્ષોનાં પાંદડાંને સ્પર્શીને આવતી મંદ મંદ હવા....આ બધું ચિલાતી પુત્રની ધર્મધ્યાનની લીનતામાં સહાયક બની રહ્યું.

મનનો ક્રોધ અને લોભ ઓગળવા માંડયો. ઉપશમ-રસનું ઝરણું ભીતરમાં ફૂટી નીકળ્યું. કોઈ પણ જીવાત્મા પ્રત્યે રોષ નહીં કે રીસ નહીં ! કોઈ પણ જડ પદાર્થ પ્રત્યે આસક્તિ નહીં કે લગાવ નહીં....વિવેકનો દીવડો

વધુ ને વધુ ઝળહળવા લાગ્યો. દેહ–આત્માનું ભેદજ્ઞાન ખૂલતું ગયું. 'હું આત્મા છું....અજર, અમર....શાશ્વત્ આત્મા છું ! આ દેહ–હું નથી.' આત્મભૂમિના આશ્રવદ્વારો બંધ થઈ ગયાં, જે દ્વારોથી અનંત અનંત કર્મોનો પ્રવાહ વણથંભ્યો ચાલ્યો આવતો હતો, એ પ્રવાહ રોકાઈ ગયો. અસ્તિત્વ આખું સંવરિત બની ગયું. શુદ્ધ આત્મસ્વરૂપનું ધ્યાન માત્ર ધર્મધ્યાન બનીને ધરબાઈ ના ગયું. પણ એ ધ્યાન શુક્લધ્યાન માટે સીડી બની ગયું, ધ્યાન જ્યાં **શુક્લ બન્યું–આત્મા ઉજ્જ્વળ બન્યો.**

ગળામાં લટકતું હતું સુષમાનું મસ્તક !

હાથમાં હતી રક્તથી લથબથ ખૂલ્લી તલવાર ! અને ચિલાતીપુત્ર સર્વજ્ઞ બની ગયા....! વીતરાગ બની ગયા ! જે દિવસે અપહરણ–ચોરી....હત્યા જેવાં ઘોર પાપ કર્યાં, એ જ દિવસે વીતરાગતા અને સર્વજ્ઞતા મેળવી લીધી !

એક જ કસબ હતો આ ! અને તે ધર્મધ્યાનમાંથી શુક્લધ્યાનમાં પહોંચવાનો ! **જો ધર્મધ્યાનના મહેલમાં છૂપાયેલો શુક્લધ્યાનનો ગુપ્ત રસ્તો જડી આવે....તો તો પછી સર્વજ્ઞતા બહુ નજીક...બહુ નજીક...**

વીતરાગતાને બસ વ્હેંત જ છેટું !....વધારે નહીં....



# મિલન અને જુદાઈ, કોઈ સદા રહે ના ભાઈ!

## ૬



જડ હોય કે ચેતન....જે મને ગમે છે, ઈષ્ટ છે, અનુકૂળ છે, હું એનો સંયોગ ઝંખું છું, કારણકે એના સંયોગમાં હું મારી જાતને સુખી સમજું છું. મને એમાં સુખનો અનુભવ થાય છે. કેટલાક જડ–ચેતન પદાર્થો મારી પાસે એવા છે કે જે મને પ્રિય છે, પસંદ છે. હું ઈચ્છું છું કે મને એમનો સદૈવ સંયોગ રહે. કેટલાક જડ–ચેતન પદાર્થો એવા પણ છે કે જે મારી પાસે નથી! જો કે મને એ પસંદ છે....ઈષ્ટ છે. એમના અભાવમાં ક્યારેક હું બેચેન–બેચેન બની જાઉં છું. મારી વૃત્તિ-પ્રવૃત્તિ પળે પળે એમને પામવાની બની રહે છે. આના લીધે ચિંતા અને સંતાપ પણ પેદા થઈ જાય છે.

મારા જીવનમાં મેં એવું પણ અનુભવ્યું છે કે મારા પ્રિયજનોનો મારાથી વિયોગ થઈ ગયો! હું નહોતો ઈચ્છતો કે મારે એમનાથી અલગ થવું પડે, પણ થવું પડ્યું....મારા તમામ પ્રયત્નો વિફળ બન્યા....મારું મન દુઃખના ઊંડા દરિયામાં ધકેલાઈ ગયું.

**જે વ્યક્તિ પ્રત્યે આપણને પ્રેમ હોય છે, સ્નેહ હોય છે. ઊંડાણભરી લાગણીઓની આપ-લે હોય છે, શા માટે**

એની સાથેના સંબંધોમાં તિરાડ પડે છે? સંબંધો કથળી જાય છે ને ક્યારેક સંબંધો એક જ ઝાટકે તૂટી પણ જાય છે....શા માટે? મારા મનમાં આ પ્રશ્ન ઘૂમરાઈ રહ્યો. હું કોઈના બદલાતા મનને નથી રોકી શકતો.... હું કોઈના તનમાંથી નીકળતા પ્રાણોને નથી બાંધી શકતો.... મારી વિવશતા, મારી મજબૂરી પર મને નફરત થઈ આવી! મનમાં હજારો વિકલ્પોના તરંગો ઉઠયા....વિકલ્પોના વાદળાંઓ વીંધીને ચિંતનના ચિંરતન ગગનમાં હું જઈ પહોંચ્યો!

મેં મારા મનને પૂછ્યું: 'જે વ્યક્તિનો તારા પ્રત્યે પ્રગાઢ પ્યાર છે... અતૂટ સ્નેહ–સંબંધો છે, શું એના પ્રત્યે તારા મનમાં ક્યારેય કોઇ બદલાવ નથી આવ્યો? શું એને મૂકીને તારે આ દુનિયામાંથી નહીં જવું પડે? જો આ શક્ય છે, તો પછી પેલું શક્ય કેમ ના બને?'

આર્ષવાણીની આલબેલ અહાલેક જગાવી રહી મારા અસ્તિત્વના અણુએ અણુએ.

'પ્રિયજનોનો સંયોગ અનિત્ય છે....ક્ષણભંગુર છે, ચંચળ છે. તું શા માટે અસ્થિરને ચિરસ્થાયી માની લેવાની મોટી ભૂલ કરે છે? હા, જેમ પ્રિયજનોનો દૈહિક સંયોગ પણ ચંચળ છે, તેમ મનુષ્યના મનોભાવો ક્યારેય સ્થિર નથી હોઈ શકતા.

પળમાં રાગ તો પળમાં રીસ!........
પળમાં ખૂશ તો પળમાં નારાજ!........'

સદા સર્વદા માટે પ્રિયજનોનો સહયોગ ને સહવાસ ઝંખતું મન આ પરમ સત્યથી પ્રભાવિત બની ગયું. સંસારના દૈહિક-ઐહિક સંબંધોની સંક્રામણ સમજાઈ ગઈ....સંજોગ અને વિજોગની વણથંભી વણઝાર આંખ આગળ આવીને ઊભી રહી ગઈ! સંયોગ-વિયોગની સાંકળને કોઈ નથી તોડી શકતું! સંયોગ-વિયોગ એ તો સંસારનો અનાદિ-અનંતનો વણઉકલ્યો કોયડો છે. મિલન-જુદાઈ તો સંસારની સ્થિતિ છે-પરિસ્થિતિ છે....તો પછી શું કરવું જોઈએ? પ્રિયજનોનો સંયોગ તો રહેવાનો જ, એમની સાથે સ્નેહાળ સંબંધો પણ સાંકળવા જ પડશે. સંયોગનું સુખ અને વિયોગનું દુઃખ તો રહેશે જ!

ભલે, પ્રિયજનો સાથે સંબંધ રહે, પણ જો એ સંબંધને અનિત્ય-અસ્થાયી-વિનાશી માનશો તો એનો વિયોગ તમને વેદના નહીં આપે! સંયોગના સ્વરૂપની સાચી સમજણ મનને પ્રબળ રાગ-દ્વેષની આગથી અળગું રાખે છે. **સંયોગ અને વિયોગના સ્વરૂપનું જ્ઞાન રાગ-દ્વેષની ગ્રંથિને ભેદી નાંખે છે, આત્મા પૂર્ણજ્ઞાનની પગથારે પહોંચવા સક્ષમ બની જાય છે.**

હું ચિંતનની આ વરસતી ચાંદનીમાં ઝીલતો રહ્યો.

ત્યાં જ કલ્પનાના કાલીન પર કરુણામૂર્તિ પરમાત્મા મહાવીર આવી ગયા. એમની સાથે એમના પ્રથમ શિષ્ય ઇન્દ્રભૂતિ ગૌતમ પણ આવી પહોંચ્યા. ગૌતમને મહાવીર પ્રત્યે કેટલો બધો પ્રગાઢ પ્રેમ હતો! મહાન જ્ઞાની ગૌતમ-

સ્વામીએ ક્યારેય મહાવીરની સાથેના પોતાના સ્નેહ-સંબંધનું વિશ્લેષણ કર્યું જ નહોતું ! સંયોગને સાચા સ્વરૂપમાં વિચાર્યો જ નહોતો. પણ એક દિવસ જ્યારે ભગવાન મહાવીરનો કારમો વિયોગ થયો, ગૌતમ જેવા ગરવાજ્ઞાની પુરુષ પણ ધ્રસકે ને ધ્રૂસકે રડી પડ્યા.... વનવગડામાં ડૂસકાં ભરતો એ ગૌતમસ્વામી આખરે સંયોગ-વિયોગની ઘટમાળના ચિંતનમાં પહોંચી ગયા. ચિંતનની ધારામાં વહેતાં વહેતાં એ પૂર્ણતાના પયોધિમાં જઈ પહોંચ્યા....સ્નેહના બધા જ સંબંધો ખંખેરાઈ ગયા.

'अनित्यः खलु परसंगम': જડ હોય કે ચેતન, **પરદ્રવ્ય માત્રનો સંયોગ અનિત્ય છે, અશાશ્વત્ છે.** ક્યારેય ને ક્યારેય તો વિયોગ થવાનો, થવાનો ને થવાનો જ. પછી શા માટે સંયોગની શાલમાં સંકોરાઇને રાગી બનું ?

ઓહો.... મારે તો અયોગી બનવાનું છે. અયોગના ઉચ્ચતમ શિખરો મારે સર કરવાં છે. પછી આ સયોગ વિયોગની ખીણમાં ખાબકયા કરવાથી શું મળશે ?....



## જાતને જગાડવાનું પર્વ....

## ૭

અહંકારે મને ક્ષમા માંગવાથી રોકી રાખ્યો છે!

તિરસ્કારે મને ક્ષમા આપવાથી અળગો રાખ્યો છે!

હાય, સમજાતું નથી કે આટ આટલા વરસોની મારી ધર્મઆરાધના પછી પણ આ અહંકાર કેમ ઓગળતો નથી? તિરસ્કારનો તરફડાટ કેમ કેડો નથી મૂકતો? આજે જ્યારે હું મારી જાત સામે મીટ માંડું છું, ત્યારે મને મારું રૂપ અળખામણું લાગે છે....મને મારી જાત તરફ અણગમો થાય છે.

અપરાધો કર્યા છે....હું અપરાધી છું....છતાંયે ક્ષમા માંગવા માટે હું તૈયાર નથી. હાં, ક્યારેક ભીતરથી કો'ક મને કહે પણ છે કે 'ભઈલા, તારા અપરાધોની ક્ષમા માંગી લે....' પણ હું એ દબાયેલા સ્વરને ગણકારતો નથી. ક્ષમા નહીં માંગવાની મારી જીદ જેમની તેમ બની રહે છે.

અલબત્ મારું શાસ્ત્રજ્ઞાન મને ક્ષમા-ધર્મનો મહિમા

બતાવે છે. હું મારી જાતને શાસ્ત્રજ્ઞ અને શાસ્ત્રાનુસારી માનું છું! મનાવું છું! 'ક્ષમા એ ધર્મ છે.' એમ પણ કહું છું, પણ હું ક્ષમા નથી માંગતો. અપરાધી હોવા છતાંય ક્ષમા માગવાની મારી હિંમત નથી ચાલતી. આ શું મારો અહંકાર નથી? દિલ ખોલીને કહું છું કે મેં મારા અહંકારને એ શાસ્ત્રોની દુહાઈ દઈ દઈને જ પોષ્યો છે. શાસ્ત્રજ્ઞાનની સોડમાં 'અહં' ને સુરક્ષિત બનાવી દીધો છે. મેં હમેશાં બીજા જીવોને જ અપરાધી સિદ્ધ કરવાના પ્રયત્નો કર્યા છે. ને મારી તીવ્ર બુદ્ધિ અને અકાટ્ય દલીલોથી બીજા નિરપરાધી મનુષ્યોને પણ ગુનેગાર ગણાવ્યા છે. બોલો....શા માટે હું ક્ષમા માંગું? મારા આંતર–બાહ્ય અપરાધો અસીમ છે, અને મારી વાત-જાતને બેગુનાહ સિદ્ધ કરી શકું છું, અને મારી વાત દુનિયાના લોકો માની પણ લે છે. એ લોકોએ જ મારા અહંને પંપાળ્યો છે....છાવર્યો છે.

માત્ર અહંકાર જો હોત તો ક્યારેય ને ક્યારેય ઉદ્ધાર થઇ જાત મારો, પણ આ તો અહંકારની સાથે સાથે તિરસ્કારની સાઠગાંઠ થયેલી છે! એક તો કારેલું ને પાછું લીમડામાં વઘારેલું! બીજા જીવો પ્રત્યે મારા હૈયામાં ઘોર તિરસ્કાર છે. અરે! બીજાની વાત તો બાજુએ, પણ જેનો હું અપરાધી છું, એના પ્રત્યે પણ મને નફરત છે....તિરસ્કાર છે. પણ....ભૂલ્યો, હું ક્યાં મારી જાતને અપરાધી માનું જ છું? બીજાને જ અપરાધી તરીકે

ઓળખું છું ને અપરાધી પ્રત્યે તિરસ્કાર કરવાનો શાસ્ત્ર-સિદ્ધ અધિકાર માનું છું. શાસ્ત્રીય ઢંગથી તિરસ્કાર કરવાની ઉપાદેયતા પણ સિદ્ધ કરી શકું છું.

જે મારા વિચારોથી વિરુદ્ધ છે, જે મારો વિરોધ કરે છે....જે મારી મહત્ત્વાકાંક્ષાઓના પૂરક નથી બનતા, જેઓ મારા સ્વાર્થને પરમાર્થ સમજીને પૂરો નથી કરતા....જેઓ મારી દૃષ્ટિમાં ધર્મવિરુદ્ધ આચરણ કરે છે....એ બધા પ્રત્યે હું ભારોભાર તિરસ્કાર–નફરત–ઘૃણા દાખવી શકું છું! છતાંયે આપણે બંદા નિષ્પાપ! આવું કરીને મેં પુણ્ય બાંધ્યું....મેં ધર્મની રક્ષા કરી....આવું મારી જાતને કબૂલાવી દઉં છું. 'આવા લોકોને ક્ષમા ન જ અપાય, એમને તો દંડ દેવો જ જોઈએ....' આવું પ્રતિપાદન પણ શાસ્ત્રોના નામે કરી શકું છું.

જે વ્યક્તિ પ્રત્યે નફરત પેદા થઈ ગઈ એ ક્ષમા માંગવા માટે આવશે તોપણ હું એને ક્ષમાદાન નહીં દેવાનો. તિરસ્કાર ક્ષમાદાન કરવાજ ન દે ને?

પ્રતિવર્ષ સંવત્સરીની સોહામણી પર્વવેળા આવે છે. હૃદયમાં અહંકાર અને તિરસ્કારને અકબંધ રાખીને ક્ષમાની લેવડ–દેવડનું નાટક કરવાની મને જાણે ટેવ પડી ગઈ છે....વ્યવહારધર્મના દેખાવમાં હું જબ્બર આત્મવંચનાનું પાપ કરતો આવ્યો છું.

કોણ બતાવશે મને આ અહંકાર અને તિરસ્કારની નાગચૂડમાંથી મુક્ત થવાનો ઉપાય? હાં, તમારે જો

ઉપાયો જાણવા હોય તો હું બતાવવા તૈયાર છું, પણ મને મારા, માહ્યલાંને કોણ બતાવશે? આ બે વાસનાઓના પાશમાંથી મુક્ત થયા વગર ક્ષમાધર્મના આદાન-પ્રદાનનું આ અણમોલ પર્વ મારા માટે આત્મશુદ્ધિનું પર્વ નહીં બની શકે-ભલેને પછી હું ચોથની સંવત્સરી કરું કે પાંચમની સંવત્સરી કરું!



ઓ આત્મન્!

બોધ પ્રાપ્ત કર. શા માટે તું બોધ નથી પામતો. આ મહાન જીવનમાં જો તેં ધર્મનો અવબોધ ના મેળવ્યો તો એ તારી ગંભીર ભૂલ ગણાશે.

* * *

તું સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર રૂપ ધર્મનું જ્ઞાન પ્રાપ્ત કર! તુચ્છ ભોગ-સુખોની વાસનાઓને તારા મનમાંથી બહાર કાઢી નાંખ. અસંયમથી અળગો બનીને, સંયમનો સહવાસ સ્વીકારી લે. યાદ રાખજે: સંયમ-જીવન આ સંસારમાં બહુ સુલભ નથી માટે અવબોધ પ્રાપ્ત કર અને પ્રમાદ ન કર.

## જીવનની પરિભાષા શું ?



માનવ જીવન એટલે એક આહ્‌વાન છે....
એક ચુનૌતી છે...
એક પડકાર છે...

–અનંત અને અખંડની યાત્રામાં અનવરત ગતિ માટે ! ! ! જ્યારે કે વર્તમાન જીવનની પરિભાષા જાણે બની ગઈ છે માત્ર સંઘર્ષ ! સ્વાર્થ માટે સંઘર્ષ ! માન અને આસક્તિ માટે સંઘર્ષ ! આમાં ઉદ્દેશ્ય કેવળ પોતાના તુચ્છ સ્વાર્થ અને અહંકારની તુષ્ટિ–પુષ્ટિ !

મન મૂકીને મેહૂલા વરસ્યા પછીનું આકાશ આખું જાણે ભીનાશથી નીતરતું હતું. રાત્રિની નીરવતા ચિંતનના ચાંદને વધુ ને વધુ ઉઘાડે જતી હતી. સંસારના જુદા જુદા ક્ષેત્રોમાં મારી વિચારદૃષ્ટિ દોડયે જતી હતી. મારી દૃષ્ટિને અભીપ્સા હતી ધર્મ–શાસનને ભાળવાની ! કયાં છે ધર્મનું શાસન ? બધે જ આતંક ને અકળામણનું શાસન છે ! સ્વાર્થ અને અહંકારોથી ઓળઘોળ કહેવાતાં

સંગઠનો છે !

○ ક્યાં છે આત્મહિત અને આત્મરક્ષાની ભાવના ?
○ ક્યાં છે જીવમાત્ર પ્રત્યે મૈત્રી ને કરુણાની કામના?

આજે તો નજરે નથી ચઢતા ન્યાય–અન્યાય, નીતિ-અનીતિ અને પુણ્ય–પાપના ભેદો ! જાણે કંઇ ગુફામાં ખોવાઈ ગયાં છે, ધર્મ–યોગ અને અધ્યાત્મના ઊંડાં રહસ્યો ?

હૃદયમાં તીવ્રવેદનાની ઊંડી કસક ઉઠે છે : જ્યારે ધર્મ–ક્ષેત્રમાં પણ નજર કરૂં છું તો થાય છે...'ઓહ ! શું સાધુનું રૂપ આવું પણ હોઈ શકે ? સંતનું અંતરતમ આટલું કલુષિત હોઈ શકે ? શા માટે નિર્મમ બનીને પોતાના જ ભાવપ્રાણોની હત્યા કરવામાં આવી રહી છે ? શા માટે ? શું પ્રયોજન છે ? કેટલીક સબળ વ્યક્તિઓની મહત્ત્વાકાંક્ષા અને માનતૃષ્ણાની તૃપ્તિ માટે અજ્ઞાની અને અવશ આત્માઓનું આવું અવપીડન શા માટે ? શું મનુષ્યના જ્ઞાન–વિજ્ઞાન, પુણ્ય–વૈભવ, તપ–જપ, એની સાધના આરાધનાનું આ જ શ્રેષ્ઠ રૂપ છે ? જ્યારે વર્તમાન ધર્મક્ષેત્રમાં પ્રવર્તતી ગતિ–વિધિઓને જોઉં છું તો મારી આંખમાં લજ્જા, મનમાં કરુણા....આત્મામાં ગ્લાનિ અને સંતાપ અનુભવું છું....મારું હૈયું ભરાઇ આવે છે !

ભલેને, પછી ધર્મશાસ્ત્રોનું પ્રકાંડ પાંડિત્ય હોય.... વાચસ્પતિને પરાજિત કરનારી વાક્પટુતાનું વરદાન

હોય....ભલેને કાયાને કચડી નાંખનારી ઉગ્ર તપશ્ચર્યા હોય....પરંતુ આ બધાથી કરવાનું શું ? ભૌતિક શક્તિઓ અને વિભૂતિઓ પર પોતાનું પ્રભુત્વ સ્થાપવાનું ને ? એ નથી જાણતા કે પોતે જ પેલી જડ-શક્તિઓના ગુલામ જેવા બની ગયા છે!

પોતાના આત્મનાશને એઓ આત્મવિકાસ સમજવાની રૂપાળી ભ્રમણામાં અટવાઈ ગયા છે....?

આ અપરાધોને જડમૂળથી ખેંચી કાઢવા પડશે ! શુ ઓછો અપરાધ છે આ ? ધર્મક્ષેત્રમાં ક્લેશ, સંતાપ અશાંતિ અને ઘોંઘાટ કેવી રીતે ચલાવી લેવાય ?

મન ક્ષુબ્ધ અને ચંચળ બની ગયું ! નહીં....નહી.... આદેશ અને આહ્‌વાનને ક્યાંય ઉઘાડવાના નથી ! તો શું બહારની છેડછાડ અથવા કટુતાને અવગણીને એની સામે બિલ્કુલ ચૂપ્પીનો ચાંદલો સ્વીકારી લેવો ? આ માનવ જીવન.....! અતિ અલ્પકાલીન માનવજીવનનો અંતિમ આદેશ શું ? ચરમ ધ્યેય શું ? શિવ–અચલ–અનંત અવ્યાબાધ સિદ્ધિગતિને મેળવવાનો જ ને ?

તો તો, મારે ભીતરમાં જ ડોકિયું કરવું પડશે !' જગત કરતાં જાતમાં જોવા જેવું ઘણું બધું છે ! ભીતરમાં જે શાશ્વત્ છે....એનું સાતત્યસભર સન્નિધાન કરવું પડશે ! ત્યાં નથી નિર્બળતા ! ત્યાં નથી શોષણ.....ત્યાં નથી આપાધાપી કે છીનાઝપટી.....! ત્યાં છે બાહ્ય જગતથી મુક્ત પરમાનંદનો અસીમ અનંત અનુભવ !

રાતની રૂપેરી ખામોશીમાં એક મૃદુ–મંજુલ–મધુર સ્વર રૂપાની ઘંટડી જેવો રણકી રહ્યો :

'આત્મન્! અમિત ઉલ્લાસને ઉરમાં ઉછળતો રાખીને આગળ વધો....સંસાર તો આવો જ છે : દુઃખદ. અનાદિ અને અનંત છે. સંસારનો કોઇ છેડો નથી; તમારો છેડો શોધી લ્યો! તમારા સાંસારિક વિરૂપનો અંત લાવી દો....તમારા વિશુદ્ધ સ્વરૂપનો પ્રારંભ કરો....એ અનંત હશે. મોક્ષમાર્ગની સાધના એ વ્યક્તિનિષ્ઠસાધના છે–સમષ્ટિગત સાધના નથી. તમારે તમારું શુદ્ધ આત્મસ્વરૂપ મેળવવું છે? તો બાહ્ય–આંતર વિસંવાદોથી વેગળા રહો.. જીવનમાં સંવાદિતાના સૂર રેલાવા દો. સંઘર્ષ નહીં પણ શાંતિને જીવનનો પર્યાય–પરિભાષા બનવા દો.'

કેવો દિવ્ય ધ્વનિ ! ! આનંદથી એક અપ્રતિહત ધારામાં મારું સમગ્ર વૈષમ્ય ધોવાઈ ગયું.હૃદય આશ્વસ્ત બનતું ગયું....ને હું મીઠા શમણાંના ઝરણામાં જાણે ક્યારે સરકી ગયો....ખબર પણ ના રહી....!





# માત્ર જોવું છે...માત્ર જાણવું છે.... ૯

માત્ર જ્ઞાતા અને દ્રષ્ટા હું ક્યારે બનીશ? જાણવામાં રાગદ્વેષ ના હોય, જોવામાં ગમો-અણગમો ના હોય, આવી આત્મદશા મને ક્યારે સાંપડશે? આ વાત અસંભવ તો નથી જ! કારણ, એવું જાણવા મળ્યું છે કે અનંત આત્માઓ એવા થઈ ગયા કે જેઓ માત્ર જ્ઞાતા અને દ્રષ્ટા હતા. વર્તમાનમાં પણ એક એવો પ્રદેશ છે, એનું નામ છે 'મહાવિદેહ.' શાસ્ત્રોમાં, પ્રાચીનતમ ગ્રન્થોમાં મહાવિદેહ ક્ષેત્રનું નામ અને ત્યાંની ભૌગોલિક, શારીરિક, માનસિક, આધ્યાત્મિક સ્થિતિ-પરિસ્થિતિનું વર્ણન પણ વાંચવા મળે છે. ત્યાં એ મહાવિદેહ પ્રદેશમાં પણ લાખો લોકો એવા છે કે જેઓ માત્ર જ્ઞાતા અને દ્રષ્ટા છે. એમના જ્ઞાનમાં, એમના દર્શનમાં, નથી તો રાગ કે નથી જરીયે દ્વેષ!

જો કે હું જાણું છું-માનું છું. મારો આત્મા અનંત અનંત જન્મોથી રાગ-દ્વેષમાં રગદોળાતો આવ્યો છે.

રાગ કરવો, દ્વેષ કરવો, મારા માટે જાણે સહજ–સ્વાભાવિક બની ગયું છે. ક્યારેક વિચારૂં છું તો એમ થાય છે કે જો રાગ પણ ના કરૂં ને દ્વેષ બી ના કરૂં તો પછી કરૂં શું ? મનના માટે ત્રીજો ભાવ કયો છે ? પરંતુ, આનું સમાધાન તો મને ક્યારનું જડી આવ્યું છે રાગ કર્યા વગરની કેટલીક પળોને મેં પંપાળી છે, જોઈ છે....જાણી છે ! દ્વેષ કર્યા વગરની ક્ષણો પણ મેં નિહાળી છે....માણી છે ! પણ એ બધું કેટલીક ક્ષણો માટે જ ! એ અનુભવ સદા–સર્વદા નથી ટકતો ! રાગ કે દ્વેષ તો આવી જ જાય છે.

'માત્ર જ્ઞાતા અને દૃષ્ટા બનવામાં નીરસતા નથી.... નિરાનંદતા નથી પણ પૂર્ણાનંદની પરાનુભૂતિ ત્યાં મળે છે. સંપૂર્ણ રસાનુભૂતિની એ પરમ ધન્ય પળો છે. એ સર્વોચ્ચ આત્મસ્થિતિમાં જ આ અનુભૂતિ શક્ય છે.' મેં જ્યારે આ પરમસત્યને જાણ્યું, ત્યારે મારૂં મન બેબાકળું બની ઊઠ્યું : 'હું ક્યારે આવા પૂર્ણાનંદની અનુભૂતિ માણીશ ? મારે પૂર્ણાનંદ જોઈએ. એવો આનંદ....એવો આનંદ કે જે ક્યારેય ખાલી ના થાય....અપૂર્ણ ના રહે....મારે એવી રસાનુભૂતિ જોઈએ જે ક્યારેય નીરસતાને મારી નજીક પણ ફટકવા ના દે ! હું પોતે જ રસમય બની જાઉં !'

અતીતમાં જે આવા પૂર્ણ જ્ઞાતા અને પૂર્ણ દૃષ્ટા ઉત્તમ પુરુષો થઈ ગયા, જેમણે અતીત અને વર્તમાનની સાથે સાથે અનાગત કાળને પણ જોઈ લીધો'તો. જાણી

# માત્ર જોવું છે....માત્ર જાણવું છે....




માત્ર જ્ઞાતા અને દૃષ્ટા હું ક્યારે બનીશ? જાણવામાં રાગદ્વેષ ના હોય, જોવામાં ગમો-અણગમો ના હોય, આવી આત્મદશા મને ક્યારે સાંપડશે? આ વાત અસંભવ તો નથી જ! કારણ, એવું જાણવા મળ્યું છે કે અનંત આત્માઓ એવા થઈ ગયા કે જેઓ માત્ર જ્ઞાતા અને દૃષ્ટા હતા. વર્તમાનમાં પણ એક એવો પ્રદેશ છે, એનું નામ છે 'મહાવિદેહ.' શાસ્ત્રોમાં, પ્રાચીનતમ ગ્રન્થોમાં મહાવિદેહ ક્ષેત્રનું નામ અને ત્યાંની ભૌગોલિક, શારીરિક, માનસિક, આધ્યાત્મિક સ્થિતિ-પરિસ્થિતિનું વર્ણન પણ વાંચવા મળે છે. ત્યાં એ મહાવિદેહ પ્રદેશમાં પણ લાખો લોકો એવા છે કે જેઓ માત્ર જ્ઞાતા અને દૃષ્ટા છે. એમના જ્ઞાનમાં, એમના દર્શનમાં, નથી તો રાગ કે નથી જરીયે દ્વેષ!

જો કે હું જાણું છું-માનું છું. મારો આત્મા અનંત અનંત જન્મોથી રાગ-દ્વેષમાં રગદોળાતો આવ્યો છે.

રાગ કરવો, દ્વેષ કરવો, મારા માટે જાણે સહજ–સ્વાભાવિક બની ગયું છે. ક્યારેક વિચારૂં છું તો એમ થાય છે કે જો રાગ પણ ના કરૂં ને દ્વેષ બી ના કરૂં તો પછી કરૂં શું? મનના માટે ત્રીજો ભાવ કયો છે? પરંતુ, આનું સમાધાન તો મને ક્યારનું જડી આવ્યું છે રાગ કર્યા વગરની કેટલીક પળોને મેં પંપાળી છે, જોઈ છે....જાણી છે! દ્વેષ કર્યા વગરની ક્ષણો પણ મેં નિહાળી છે....માણી છે! પણ એ બધું કેટલીક ક્ષણો માટે જ! એ અનુભવ સદા–સર્વદા નથી ટકતો! રાગ કે દ્વેષ તો આવી જ જાય છે.

'માત્ર જ્ઞાતા અને દૃષ્ટા બનવામાં નીરસતા નથી.... નિરાનંદતા નથી પણ પૂર્ણાનંદની પરાનુભૂતિ ત્યાં મળે છે. સંપૂર્ણ રસાનુભૂતિની એ પરમ ધન્ય પળો છે. એ સર્વોચ્ચ આત્મસ્થિતિમાં જ આ અનુભૂતિ શક્ય છે.' મેં જ્યારે આ પરમસત્યને જાણ્યું, ત્યારે મારૂં મન ઍબાકળું બની ઊઠ્યું: 'હું ક્યારે આવા પૂર્ણાનંદની અનુભૂતિ માણીશ? મારે પૂર્ણાનંદ જોઈએ. એવો આનંદ....એવો આનંદ કે જે ક્યારેય ખાલી ના થાય....અપૂર્ણ ના રહે....મારે એવી રસાનુભૂતિ જોઈએ જે ક્યારેય નીરસતાને મારી નજીક પણ ફટકવા ના દે! હું પોતે જ રસમય બની જાઉં!'

અતીતમાં જે આવા પૂર્ણ જ્ઞાતા અને પૂર્ણ દૃષ્ટા ઉત્તમ પુરુષો થઈ ગયા, જેમણે અતીત અને વર્તમાનની સાથે સાથે અનાગત કાળને પણ જોઈ લીધો'તો. જાણી

અર્થાત્—લોકોના દેખતાં તું સંધ્યાને હાથ જોડી નમન કરી તેની તું યાચના કરે છે. વળી હે બેશરમ! (ગંગા રૂપી) બીજી સ્ત્રીને તું મસ્તક ઉપર ધારણ કરે છે તે પણ મેં સહન કર્યું. પરંતુ જો સમુદ્ર મન્થનથી હરિને લક્ષ્મી મળી, તો તેં ઝેર કેમ ખાધું? માટે હે સ્ત્રીલંપટ! તું મને સ્પર્શ કરીશ નહિ એમ જેને ગૌરી (પાર્વતી)એ કહ્યું તે હર (મહાદેવ) તમારૂં રક્ષણ કરો.—૧

જેનું એક લોચન ધ્યાનમાં (લીન થયેલું હોવાથી) મીચાયેલું છે, બીજું લોચન પાર્વતીના મોટા નિતમ્બ ઉપર શૃંગાર (રસના) ભારથી નમી પડેલું છે અને ત્રીજું લોચન દૂરથી (ધનુષ્ય) ચડાવતા કંદર્પને બાળવાને કોપાગ્નિથી પ્રજ્વલિત બન્યું છે, એવા સમાધિ વખતે શંભુ (મહાદેવ)ના ભિન્ન રસવાળાં ત્રણે લોચનો તમારૂં પરિપાલન કરો.—૨

એક હતો રામ. હું. તેને સીતા (નામની) પત્ની હતી. હું. તેના પિતાના વચનથી તે પંચવટી વનમાં વિચરતો હતો તેવામાં તેની સ્ત્રીને રાવણ હરી ગયો. હું. નિદ્રાર્થે આ પ્રમાણેની જનની-કથાને હુંકારપૂર્વક શ્રવણ કરતા હરિની પૂર્વ સ્મરણ થવાથી કોપથી કુટિલ બનેલ ભમર વડે ભંગુર થયેલી દૃષ્ટિઓ તમારૂં પાલન કરો.—૩

રતાન્તે એક હાથે શેષ(નાગ)ના ઉપર ભાર મૂકીને (એટલે કે વિષય-સેવન પછી થાકી જવાથી શેષ નાગના ઉપર એક હાથ ટેકવીને) અને બીજે હાથે વસ્ત્ર લઇને ઊઠતી એવી તેમજ છુટી ગયેલા અંબોડાના ભારને ખભા ઉપર વહન કરતી એવી તથા જેની કાયાની કાન્તિને જોતાંજ જેનામાં સુરત-સ્નેહ બમણો ઉત્પન્ન થયો છે એવા વિષ્ણુએ જેને આલિંગન કરી ફરી શય્યામાં સુવાડી, તે લક્ષ્મીનું આળસથી કાંઇક મન્દ પડી ગયેલા હાથવાળુ શરીર તમને પવિત્ર કરો.—૪

આ પ્રમાણે તેઓ ઘણું બોલ્યા એટલે વાક્પતિ ધ્યાન મૂકીને તેમની સંમુખ આવી કહેવા લાગ્યો કે હે બપ્પભટ્ટિ મિત્ર! તમે મારી સમક્ષ શૃંગાર અને રૌદ્ર રસથી યુક્ત એવો પદ્ય-પાઠ કેમ કરો છો? સૂરિજીએ ઉત્તર આપ્યો કે તમે સાંખ્ય છો; તેમાં વળી કેટલાક સાંખ્યો ઈશ્વરને માનતા નથી, જ્યારે કેટલાક ઈશ્વરને માને છે; પરંતુ તે સર્વેને ૨૫ તત્ત્વો સંમત છે. આ બધું ધ્યાનમાં લઇને અમે તમારી આગળ તમારા ઇષ્ટ દેવની સ્તુતિ કરીએ છીએ, કેમકે જેને જેવી રૂચિ હોય તેની આગળ સમયજ્ઞે તે પ્રમાણે કહેવું. વાક્પતિએ કહ્યું કે એ વાત બરાબર છે, પરંતુ હું તો મોક્ષનો અર્થી છું. વિશેષમાં મારૂં મરણ પાસે આવેલું જાણી બ્રહ્મ-ધ્યાનમાં લીન થવા હું અહીં આવ્યો છું.

સૂરિજીએ આ સાંભળીને કહ્યું કે શું રૂદ્ર પ્રમુખ દેવો મુક્તિ-દાતા નથી? જો તેઓ મુક્તિ-દાતા હોય, તો પછી આ પ્રમાણે તું ધ્યાન-મુક્ત થઇ ખિન્ન કેમ થાય છે? અને જો તેઓ તેવા નથી એમ માનતો હો, તો તેમને મૂકીને મુક્તિને આપનારાની સેવા કેમ કરતો નથી?

વાક્પતિએ કહ્યું કે તેઓ મુક્તિ-દાતા નથી, પરંતુ મુક્તિ અર્પણ કરવામાં કયા દેવ સમર્થ છે તેની મને ખબર નથી. બપ્પભટ્ટિજીએ કહ્યું કે તેવા દેવ તો જિનજ છે, કેમકે દેવનું નીચે મુજબનું લક્ષણ તેમનામાંજ ઘટી શકે છેઃ—

"अर्हन् सर्वार्थवेदी यदुकुलतिलकः केशवः शङ्करो वा
विभ्रद् गौरीं शरीरे दधदनवरतं पद्मजन्माऽक्षसूत्रम् ।
बुद्धो वाऽलं कृपालुः प्रकटितभवनो भास्करः पावको वा
रागाद्यैर्यो न दोषैः कलुषितहृदयस्तं नमस्यामि देवम् ॥ १ ॥—સ્રગ્ધરા

यत्र तत्र समये यथा तथा
योऽसि सोऽस्यभिधया यया तया ।
वीतदोषकलुषः स चेद् भवा-
नेक एव भगवन्! नमोऽस्तु ते ॥ २ ॥—[1]રથોદ્ધતા

मदेन मानेन मनोभवेन
क्रोधेन लोभेन च संमदेन ।
पराजितानां प्रसभं सुराणां
वृथैव साम्राज्यरुजा परेषाम् ॥ ३ ॥—ઉપજાતિ

—અયોગવ્યવચ્છેદિકા દ્વાત્રિંશિકા, શ્લો૦ ૨૫

[2]जं दिट्ठी[3] करुणातरंगियपुडा एयस्स सोम्मं मुहं
आयारो पसमायरो परियरो सन्तो पसन्ना तणू ।
तं मन्ने जरजम्ममच्चुहरणो देवाहिदेवो जिणो
देवाणं अवराण दीसइ जओ नेयं सरूवं जए ॥ ४ ॥"—શાર્દૂલ૦

અર્થાત્—જેનું હૃદય રાગાદિક દોષોથી મલિન થયેલું નથી, તે દેવને હું નમસ્કાર કરૂં છું. પછી ભલે તે દેવ સર્વ પદાર્થને જાણનારા અરિહંત હો કે યદુ વંશને વિષે તિલકસમાન

---

१ रात्परैर्नरलगैः रथोद्धता ।

२ છાયા—

यद् दृष्टिः करुणातरङ्गितपुटा एतस्य सौम्यं मुखम्
आचारः प्रशमाकरः परिकरः शान्तः प्रसन्ना तनूः ।
तद् मन्ये जराजन्ममृत्युहरणो देवाधिदेवो जिनो
देवानामपरेषां दृश्यते यतो नैतद् स्वरूपं जगति ॥

૩ સરખાવો—

यद् दृष्टिः करुणातरङ्गलहरी चैतस्य सौम्यं मुखं
आचारः प्रशमाकरः परिकरः शान्तिः प्रसन्ना तनुः ।
तन्मन्येऽखिलजन्ममृत्युहरणो देवाधिदेवो जिनो
देवेष्वन्यतरेषु राजति यतो नेदं स्वरूपं क्षितौ ॥

—जैनधर्मवरस्तोत्रे

કેશવ (કૃષ્ણ) હો; શરીર ઉપર (ખોળામાં) ગૌરી (પાર્વતી)ને ધારણ કરનારા શંકર હો કે નિરંતર અક્ષ-સૂત્રને ધારણ કરનારા પદ્મજન્મા (બ્રહ્મા) હો; અત્યંત કૃપાળુ એવા બુદ્ધ હો કે જગત્‌ને પ્રકાશિત કરનારા સૂર્ય કે અગ્નિ હો.—૧

હે પ્રભુ! જ્યાં, જે સમયે, જેવી રીતે, જે નામથી તું હો, ત્યાં, તે સમયે, તેવી રીતે તે નામથી પ્રખ્યાત એવો તું જો દોષરૂપ દૂષણથી રહિત હો, તો તેવા એકલા તને(જ) મારા પ્રણામ હોજો.—૨

મદથી, માનથી, મદનથી, કોપથી, લોભથી અને હર્ષથી એ બધાથી અત્યંત પરાજિત થયેલા એવા અન્ય દેવોની સામ્રાજ્ય-પીડા વ્યર્થજ છે.—૩

જેથી કરીને (જિનની) દૃષ્ટિ કરુણારૂપી કલ્લોલથી યુક્ત પુટ (પુડિયા) જેવી છે, મુખ સૌમ્ય છે, આચાર પ્રશમની ખાણ છે, પરિકર શાન્ત છે અને દેહ પ્રસન્ન છે તેથી હું એમ માનું છું કે જરા (ઘડપણ), જન્મ અને મરણનો નાશ કરનારા એવા દેવાધિદેવ જિન(જ) છે, કેમકે અન્ય દેવોનું આવું સ્વરૂપ વિશ્વમાં જોવામાં આવતું નથી.—૪

આ પ્રમાણે સૂરિજીએ કહ્યું એટલે વાક્પતિએ પૂછ્યું કે તે જિન ક્યાં છે? સૂરિજીએ કહ્યું કે સ્વરૂપથી તો તે મોક્ષમાં છે, પરંતુ મૂર્તિથી તે જિનાલયમાં છે. આ સાંભળીને વાક્પતિએ તે મને બતાવો એમ સૂરિજીને કહ્યું. તેથી સૂરિજી તેને આમ નરેશ્વરે બનાવેલા જિનાલયમાં લઇ ગયા અને ત્યાં પોતેજ પ્રતિષ્ઠા કરેલી શ્રીપાર્શ્વનાથની મૂર્તિના દર્શન કરાવ્યા. શાન્ત, કાન્ત તથા નિરંજન એવા સ્વરૂપને જોઇને પ્રબુદ્ધ થયેલો વાક્પતિ બોલી ઊઠ્યો કે આકાર જોતાંજ આ દેવ નિરંજન હોય એમ જણાય છે. સૂરિજીએ વિશેષમાં તેને દેવ, ગુરુ અને ધર્મનું યથાર્થ સ્વરૂપ રૂડી રીતે સમજાવ્યું તેથી તે પ્રસન્ન થયો અને મિથ્યાત્વરૂપી વિષને ત્યજી દઇ તે શ્વેતામ્બર જૈનર્ષિ થયો. જિનને વન્દન કરતાં તે બોલ્યો કે—

"[1]मयनाहिसुरहिएणं, इमिणा किंकरफलं नडाले णं।
इच्छामि अहं जिणवर!, पणाम किण कलुसियं काऊं? ॥ १ ॥—આર્યા
दोवि गिहत्था धडहड, वच्चइ को किर कस्सवि पत्त भणिज्जइ?।
सारंभे सारंभं पुज्जइ, कद्दम कद्दमेण किमु सुज्झइ? ॥ २ ॥"—આર્યા

અર્થાત્ કસ્તૂરી વડે સુવાસિત એવા આથી લલાટમાં સેવકનું ફળ છે. તેથી હે જિનેશ્વર! નમસ્કારને મલિન કરવાને હું કેમ ઇચ્છું?—૧

---

૧ છાયા—

मृगनाभिसुरभितेन अनेन किङ्करफलं ललाटे।
इच्छामि अहं जिनवर! प्रणामं कथं कलुषितं कर्तुम्?।
द्वावपि गृहस्थावुत्पथं व्रजतः कः किल कस्यापि पात्रं भण्यते?।
सारम्भः सारम्भं पूजयति कर्दमः कर्दमेन किं शुध्यते?॥

બન્ને ગૃહસ્થો ઉન્માર્ગે જાય છે, તો કોણ કોનું પાત્ર કહેવાય? આરમ્ભથી યુક્ત (જન) આરંભીને પૂજે છે, (પરંતુ) શું કાદવ કાદવથી શુદ્ધ થાય છે?—૨

કાલાન્તરે **વાક્પતિ**નું મરણ પાસે આવતાં **મથુરા**ના ચારે વર્ણોની તેમજ **આમ** નૃપતિના આપ્ત જનોની સમક્ષ સૂરિજીએ એને [1]અઢાર પાપ-સ્થાનનો ત્યાગ કરાવ્યો, [2]પંચ-પરમેષ્ઠીરૂપ નમસ્કાર-મંત્ર સંભળાવ્યો, જીવોને ખમાવાવ્યા અને ચાર શરણોનું આલંબન લેવડાવ્યું. ત્યાર પછી સુખેથી શરીર તજીને **વાક્પતિ** સ્વર્ગે ગયા.

આ સમયે સ્નેહથી વિકલ બનેલા સૂરિજીએ સામન્તો અને પણ્ડિતો સાંભળે તેમ ગદ્ગદ સ્વરે નીચે મુજબના ઉદ્ગારો કાઢ્યા.

**"[3]पइं सग्गगए सामंतराय ! अवरतेओ न फिट्टिहइ ।**
**पढमं चिय वरियपुरंदराय सग्गस्स लच्छीए ॥ १ ॥"**—આર્યા

પછીથી સૂરિજી આ **ગોકુલ-વાસ (મથુરા)**માં આવેલા અને નંદ રાજાએ તૈયાર કરાવેલા શ્રી**શાન્તિનાથ**ના મંદિરમાં ગયા. ત્યાં શ્રી**શાન્તિ** દેવીની પણ મૂર્તિ હતી. તેમણે આ બન્નેની **"[4]जयति जगद्रक्षाकर"** ઇત્યાદિ વચનપૂર્વક સ્તુતિ કરી. પછીથી સામન્તોની સાથે સૂરિજી **ગોપગિરિ** પાછા આવ્યા અને તેમણે **વાક્પતિ**ના સંબંધમાં બનેલું સર્વ વૃત્તાન્ત રાજાને કહી સંભળાવ્યું. આથી રાજા આનંદ પામ્યો. આ સમયે તેણે સૂરિજીને કહ્યું કે—

**"आलोकवन्तः सन्त्येव, भूयांसो भास्करादयः ।**
**कलावानेव तुङ्गाद्रा-वर्ककर्मणि कर्मठः ॥ १ ॥"**—અનુષ્ટુપ્

અર્થાત્ સૂર્યાદિક અનેક (ગ્રહો) પ્રકાશયુક્ત તો છેજ, પરંતુ ઊંચા ગિરિ ઉપર પત્થરને પીગળાવવામાં સમર્થ એવો તો ચન્દ્રજ છે.

એક વાર રાજાએ સૂરિજીને કહ્યું કે જૈન તત્ત્વ જાણવા છતાં મને વચમાં વચમાં તાપસ-ધર્મ ઉપર પ્રીતિ ઉદ્ભવે છે, તેનું શું કારણ હશે? તેમણે પ્રત્યુત્તર આપ્યો કે હું આ વાતનો કાલે ઉત્તર આપીશ. તેઓ ઉપાશ્રયે આવ્યા અને રાત્રે **સરસ્વતી** દેવીને રાજાના પૂર્વ ભવ સંબંધી હકીકત પૂછી લીધી. પછી બીજે દિવસે સવારમાં રાજાને કહી સંભળાવ્યું

---

૧ (૧) પ્રાણાતિપાત, (૨) મૃષાવાદ, (૩) અદત્તાદાન, (૪) મૈથુન, (૫) પરિગ્રહ, (૬) ક્રોધ, (૭) માન, (૮) માયા, (૯) લોભ, (૧૦) રાગ, (૧૧) દ્વેષ, (૧૨) કલહ, (૧૩) અભ્યાખ્યાન, (૧૪) પૈશુન્ય, (૧૫) રતિ-અરતિ, (૧૬) પરપરિવાદ, (૧૭) માયામૃષાવાદ અને (૧૮) મિથ્યાત્વશલ્ય એ અઢાર પાપ-સ્થાનો છે.

૨ જુઓ **શ્રીચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિ**ના ૮૬મા પદ્યનું સ્પષ્ટીકરણ.

૩ છાયા—

त्वयि स्वर्गं गते सामन्तराज ! अपरतेजो न स्फेटिष्यति ।
प्रथममेव वृतपुरन्दरायाः स्वर्गस्य लक्ष्म्याः ॥

૪ "अद्यापि वर्तते तच्छान्तिकरं सर्वभयहरणम्". એમ આ સંબંધમાં **પ્રભાવક-ચરિત્ર**માં ઉલ્લેખ છે, પરંતુ આ સ્તોત્ર મારા જોવામાં હજી સુધી આવ્યું નથી.

કે તું પૂર્વ ભવમાં તાપસ હતો અને તેં કાલિંજર નામના ગિરિ પાસે આવેલા શાલ વૃક્ષની નીચે એકાંતર ઉપવાસ કરવા વડે દોઢસો વર્ષ પર્યંત તપશ્ચર્યા કરી હતી. આયુષ્ય પૂર્ણ થતાં તું રાજા થયો છે. આ વાતની જો તારે પ્રતીતિ કરવી હોય, તો હજી તે વૃક્ષની નીચે તારી જટા લટકે છે તે મંગાવી જો. રાજાએ જટા મંગાવી. તે આવતાં રાજાને પ્રતીતિ થઇ. આથી તે ઉમંગભેર શુદ્ધ અંતઃકરણપૂર્વક જૈન ધર્મ પાળવા લાગ્યો.

એક વાર મહેલની ઉપર ફરતાં ફરતાં આમ રાજાએ એક ઘરમાં ભિક્ષા માટે મુનિને જતા જોયા. તેમાં એક કામિની હતી; તેણે કામાર્ત થઇ પરબ્રહ્મમાં એક ચિત્ત-વાળા એવા આ મુનિની સાથે ક્રીડા કરવાની ઇચ્છાથી દ્વાર બંધ કર્યાં; પરંતુ મુનિએ તેનો સ્વીકાર કરવા ના પાડી, ત્યારે દ્વાર પકડી રાખીને તેણે તેને લાત મારી. તેમ થતાં કાકતાલીય ન્યાયથી કે અંધવર્તિકા ન્યાયથી તેનું નૂપુર (ઝાંઝર) તે મુનિના ચરણમાં પેસી ગયું. તે જોઇ રાજાએ સૂરિજીને નીચે મુજબની સમસ્યા કહી:—

"[1]कामाउराएऽज्ज वरंगणाए,अब्भत्थिओ जुव्वणगव्वियाए"

અર્થાત્ કામને વશ થયેલી તેમજ યૌવનને લીધે ગર્વિષ્ટ બનેલી તે સુન્દર સુન્દરીએ તેની પ્રાર્થના કરી.

સૂરિજીએ તે સમસ્યા પૂર્ણ કરતાં કહ્યું કે—

"[2]न मन्नियं तेण जिइंदिएणं, सनेउरो पव्वइअस्स पाओ ॥ १ ॥"—ઉપજાતિ

અર્થાત્ તે જિતેન્દ્રિયે માન્યું નહિ; તે દીક્ષા લીધેલાનો પગ નૂપુરથી યુક્ત થયો છે.

એક વાર કોઇ [3]પ્રોષિત–ભર્તૃકાના ગૃહમાં ભિક્ષા માટે કોઇ ભિક્ષુક દાખલ થયો. પેલી સ્ત્રી ભિક્ષુને પારણું કરાવવા માટે અન્ન લાવી; પરંતુ તે ભિક્ષુની દૃષ્ટિ તે સુન્દરીની નાભિ ઉપર સ્થિર થઇ ગઇ, જ્યારે તે સ્ત્રીની દૃષ્ટિ તે ભિક્ષુકના મુખ–કમલ ઉપર લાગી રહી. એટલામાં કાગડાઓ તે અન્ન ખાઇ ગયા. આ બધું દૃશ્ય રાજાએ મહેલ ઉપરથી જોયું અને તે સંબંધમાં તેણે સૂરિજીને નીચે મુજબની સમસ્યા કહી સંભળાવી:—

"[4]भिक्खायरो पिच्छइ नाहिमंडलं सावि तस्स मुहकमलं".

અર્થાત્ ભિક્ષુક તે સ્ત્રીનું નાભિ–મણ્ડલ જુએ છે અને તે (સ્ત્રી) પણ તેનું મુખ–કમલ જુએ છે. સૂરિજીએ કહ્યું કે—

---

૧ છાયા—

कामातुरयाऽद्य वराङ्गनयाऽभ्यर्थितो यौवनगर्वितया ।

૨ છાયા—

न मतं तेन जितेन्द्रियेण, सनूपुरः प्रव्रजितस्य पादः ॥

૩ જેનો પતિ પરદેશ ગયો છે એવી સ્ત્રી.

૪ છાયા—

भिक्षाचरः पश्यति नाभिमण्डलं साऽपि तस्य मुखकमलम् ।

"दुण्हंपि कवालं चट्टुयंपि काया विलुंपंति ॥ १ ॥"[1]

અર્થાત્ બંનેના કપાળ અને કડછીને કાગડાઓ બગાડે છે.

આ સાંભળીને **આમ** રાજા અચંબો પામી ગયો અને વિચારવા લાગ્યો કે ખરેખર આ સર્વજ્ઞપુત્રજ છે.

એક દિવસ ચિત્રકળામાં અતિશય પ્રવીણ એવો એક ચિતારો રાજા પાસે આવ્યો. તેણે વિવિધ ચિત્રો આલેખ્યાં, પરંતુ રાજાએ તે તરફ લક્ષ્ય આપ્યું નહિં. આથી તેણે આખરે **મહાવીરસ્વામીનાં** ચાર ચિત્રો કાઢીને સૂરિજીને બતાવ્યાં. સૂરિજીએ તેની કળાની પ્રશંસા કરી એટલે રાજાએ તેને એક લાખ ટંક આપ્યા. પછીથી તેણે આ ચાર ચિત્રોને મોઢેરકમાં, અણહિલ્લપુરમાં, ગોપગિરિમાં અને સતારક નામના પુરમાં મોકલી આપ્યાં. ત્યાં તેણે પ્રતિષ્ઠા તથા પ્રભાવના પણ કરાવી અને વળી બીજાં પણ ઘણાં બિંબ કરાવ્યાં.

કાલાન્તરે **આમ** રાજાને ત્યાં સુલક્ષણી પુત્રનો જન્મ થયો. રાજાએ તેનો મહોત્સવ કર્યો અને તેનું દુન્દુક એવું નામ પાડ્યું. આ પણ યુવાન થતાં તેના પિતાની જેમ સર્વ ગુણો પ્રાપ્ત કરી સારી પ્રસિદ્ધિ પામ્યો. એક વખત **આમ** ભૂપાલે **સમુદ્રસેન** રાજાના રાજગિરિ નામના દુર્ગ (કિલ્લા)ને રૂંધ્યો. અપરિમિત સૈન્ય, કુદ્દાલકાદિક સામગ્રી, ભૈરવાદિ યન્ત્ર–ભેદો વિગેરે ઉપાયો રાજાએ અજમાવી જોયા, પરંતુ તે દુર્ગ તે સર કરી શક્યો નહિ. આથી ખેદ પામીને તે રાજાએ સૂરિજીને પૂછ્યું કે આ ગગનસ્પર્શી દુર્ગ હું ક્યારે જીતી શકીશ? સૂરિજીએ કહ્યું કે તારા પુત્ર દુન્દુકનો પુત્ર **ભોજ** આ દુર્ગને દૃષ્ટિમાત્રથી ચૂર્ણ કરી નાખશે; બાકી તેમાં બીજાનું કંઇ વળવાનું નથી. આથી **આમ** રાજા ત્યાં બાર વર્ષ સુધી પડાવ નાખીને રહ્યો. તેવામાં દુન્દુકને ઘેર પુત્ર જન્મ્યો અને તેનું **ભોજ** એવું નામ પાડવામાં આવ્યું. તેનો જન્મ થતાંજ તેને નાના પલંગમાં સુવાડી દુર્ગ આગળ લાવવામાં આવ્યો. તેની આ દુર્ગ તરફ દૃષ્ટિ પડતાં એના કકડે કકડા થઇ ગયા. **સમુદ્રસેન** રાજા ધર્મ–દ્વારથી બહાર નીકળી ગયો. **આમ** રાજાએ તે દુર્ગ હાથ કર્યો, પરંતુ તેણે પ્રજાને કોઇ પણ રીતે પીડા કરી નહિ; કેમકે જૈન રાજર્ષિઓ દયાળુ હોય છે.

રાત્રિ સમયે ત્યાંના અધિષ્ઠાયક વ્યન્તરે **આમ** રાજાને કહ્યું કે હે રાજન્! જો તમે અહિંઆ રહેશો, તો હું તમારા લોકોને હણી નાખીશ. **આમે** પ્રત્યુત્તર આપ્યો કે લોકોને હણવાથી તમને શો લાભ છે? જો તમારી હણવાની ઇચ્છા હોય, તો તમે મનેજ હણો. આ પ્રમાણેની રાજાની નિર્ભયતા જોઇને વ્યન્તર ઘણો ખુશી થયો અને જે ઇચ્છા હોય

---

૧ છાયા—

द्वयोरपि कपालं चाटुकं च काका विलुम्पन्ति ॥

તે માગો એમ તેણે રાજાને કહ્યું. રાજાએ જવાબ આપ્યો કે મારે કોઇ વાતની ખોટ નથી, પરંતુ મારૂં મૃત્યુ ક્યારે થશે તે તમે કહો. ત્યારે વ્યંતરે કહ્યું કે આજથી છ મહિના પછી ભકારથી શરૂ થતા નામવાળા ગામમાં તમારૂં મૃત્યુ થશે અને તે સમયે તમને જળમાંથી ધુમાડો નીકળતો જણાશે એ જાણજો; માટે હવે તમે પારલૌકિક સાધના કરો. એમ કહીને તે વ્યંતર ચાલ્યો ગયો.

સવાર પડતાં રાજા સૂરિજી પાસે આવ્યો એટલે તેમણે તેને કહ્યું કે વ્યંતરે તને જે વાત કહી છે તે સાચી છે, વાસ્તે તું પરલોક ગમનમાં સહાયભૂત એવું ધર્મરૂપી ભાથુ ગ્રહણ કરવા તૈયાર થા. સૂરિજીને રાત્રિ સંબંધી હકીકત ખબર પડી ગઇ એ જાણીને રાજા આશ્ચર્યાંકિત થયો, પરંતુ સાથે સાથે તેને એ વિચાર પણ આવ્યો કે સૂર્ય તેજસ્વી, ચન્દ્ર આનન્દદાયક, ગંગાજળ પવિત્ર અને જૈન જ્ઞાની હોય, એમાં શી નવાઇ ?

બે દિવસ પછી પ્રસંગ મળતાં સૂરિજીએ રાજાની પાસે **શ્રીનેમિનાથ**ની સ્તુતિરૂપ નીચે મુજબનો આશીર્વાદ કર્યો—

**" लावण्यामृतसारसारणिसमा सा भोगभूः स्नेहला**
**सा लक्ष्मीः स नवोद्गमस्तरुणिमा सा द्वारिका तज्जलम् ।**
**ते गोविन्द-शिवा-समुद्रविजयप्रायाः प्रियाः प्रेरका**
**यो जीवेषु कृपानिधिर्व्यधित नोद्वाहः स नेमिः श्रिये ॥ १ ॥"**—શાર્દૂલ૦

અર્થાત્ લાવણ્યરૂપ અમૃતના સારની સારણિ સમાન એવી તે સ્નેહવતી **ભોગ-પુત્રી** (**રાજીમતી**), તે લક્ષ્મી, તે નવીન ઉદયવાળું યૌવન, તે દ્વારિકા, તે જળ, તે **ગોવિન્દ** (**કૃષ્ણ**), **શિવા** (રાણી) અને **સમુદ્રવિજય** (રાજા) પ્રમુખ પ્રિય જનો જેના પ્રેરક હતા અને જે જીવોને વિષે કરૂણાનિધિ હતા એવા જે **નેમિ(નાથે)** વિવાહ ન કર્યો, તે (તમને) કલ્યાણને માટે થાઓ.—

તથા વળી—

**" मग्नैः कुटुम्बजम्बाले, यैर्मिथ्याकार्यजर्जरैः ।**
**नोज्जयन्ते नतो नेमि-स्ते चेज्जीवन्ति के मृताः ? ॥ २ ॥"**—અનુષ્ટુપ્

અર્થાત્ મિથ્યા કાર્યમાં જર્જરિત બનેલા અને કુટુંબરૂપી કાદવમાં મગ્ન થયેલા એવા જે જનો **નેમિ(નાથ)**ને ઉજ્જયન્ત (**રૈવત**) ગિરિ ઉપર નમ્યા નહિ, તેમને જો જીવતા ગણવામાં આવે, તો પછી મુએલા કોણ કહેવાય ?

આ પ્રમાણેનો **રૈવત** ગિરિનો સૂરિએ અપૂર્વ મહિમા કહ્યો. તે સાંભળીને રાજા ભૂમિ ઉપર પેગ ઠોકીને કમર કસીને ઊભો થઇ ગયો અને તેણે એવી પ્રતિજ્ઞા લીધી કે રૈવત ગિરિ ઉપર **નેમિનાથ**ના દર્શન કર્યાં વિના હું ભોજન કરનાર નથી. લોકોએ તેને ઘણો

વાર્યો અને કહ્યું કે આપ નરમ પ્રકૃતિવાળા છો અને આ પર્વત તો ઘણો દૂર છે, વાસ્તે ખોટી ખેંચતાણ ન કરો. પરંતુ તે રાજા પોતાની પ્રતિજ્ઞામાં મક્કમ રહ્યો. સૂરિજીને સાથે લઇને સૈન્ય સહિત તે **રૈવત** ગિરિ જવા નીકળ્યો.

પ્રયાણ કરતો કરતો **આમ** રાજા **સ્તમ્ભન** તીર્થે આવી પહોંચ્યો એટલામાં તો ક્ષુધાથી તે એવો પીડિત થઇ ગયો કે તેના પ્રાણ પણ સંશયમાં આવી ગયા; પરંતુ તે પ્રતિજ્ઞાથી ચળ્યો નહિ. લોકો ભયભીત બની ગયા અને સૂરિજી પણ ખેદ પામ્યા. તેમણે **કૂષ્માણ્ડી ( અંબિકા )** દેવીને મંત્ર-બળથી સાક્ષાત્ બોલાવી અને કહ્યું કે એવું કરો કે આ રાજા ભોજન કરે અને જીવે. તદનુસાર તે દેવી મસ્તક ઉપર એક બિંબને ધારણ કરી ગગન-માર્ગે થઇને રાજા પાસે આવી અને બોલી કે હે વત્સ ! હું **અંબિકા** દેવી છું અને તારા સત્ત્વથી પ્રસન્ન થઇ છું. તેં મને ગગનથી આવતી જોઇ છે. મેં **રૈવત** ગિરિ ઉપરથી આ **નેમિનાથ**નું બિંબ આણ્યું છે. તેને તું વંદના કરી પારણું કર એટલે તારી પ્રતિજ્ઞા જળવાઇ રહેશે. સૂરિજીએ પણ એ વાતને ટેકો આપ્યો, તેથી રાજાએ ત્યાં ભોજન કર્યું અને પછીથી તે બિંબની ત્યાં સ્થાપના કરાવી. તે બિંબ સ્તમ્ભન તીર્થમાં **ઉજ્જયન્ત** નામે ઓળખાય છે.

ત્યાર બાદ આનન્દના વાદિત્ર વગડાવતો **આમ** રાજા **વિમળાચળ ( શત્રુંજય ગિરિ )** ગયો અને **વૃષભધ્વજ ( ઋષભદેવ )**ના દર્શન કરી પવિત્ર થયો. કાલાન્તરે તે **રૈવત** ગિરિ પહોંચ્યો તેવામાં તો તે તીર્થને દિગમ્બરોએ રૂંધી લીધું. દિગમ્બરોએ શ્વેતામ્બર સંઘને ત્યાં પ્રવેશ કરતાં અટકાવ્યો છે એવી ખબર **આમ** રાજાને મળતાં તે તેમની સાથે યુદ્ધ કરવા તૈયાર થઇ ગયો. તેવામાં દિગમ્બર સંપ્રદાયના અગ્યાર નૃપતિઓ પણ ત્યાં ભેગા થઇ ગયા. યુદ્ધ કરવા સજ્જ થયેલા બન્ને પક્ષોને સૂરિજીએ કહ્યું કે ધર્મ-કાર્યમાં યુદ્ધ કરવું તે ઉચિત નથી. તેમણે દિગમ્બરોને સમજાવ્યા કે સૌરાષ્ટ્રવાસી દિગમ્બર તેમજ શ્વેતામ્બર પક્ષની પાંચ સાત વર્ષની સો સો કન્યાઓ બોલાવી સભા બોલાવવી અને તેમાં જો બધી શ્વેતામ્બર કન્યાઓ

**"[1]उंज्जिन्तसेलसिहरे, दिक्खा नाणं निसीहिआ जस्स ।**
**तं धम्मचक्कवट्टीं, अरिट्ठनेमिं नमंसामि ॥ १ ॥"**—આર્યા

આ પ્રમાણેની ગાથા બોલે તો આ તીર્થ શ્વેતામ્બરોનું જાણવું, નહિ તો તે દિગમ્બરોનું છે એમ માનવું.

સભા મળતાં સમગ્ર શ્વેતામ્બરની કન્યાઓ ઉપલી ગાથા બોલી એટલે **અંબિકા**એ શ્વેતામ્બર સંઘના ઉપર પુષ્પ-વૃષ્ટિ કરી. ( આ પ્રમાણે આ તીર્થ શ્વેતામ્બરોનું સિદ્ધ થયું અને વળી તે દિવસથી આ ગાથાનો ચૈત્યવંદનમાં સમાવેશ કરવામાં આવ્યો. ) રાજાએ

---

૧ છાયા—

उज्जयन्तशैलशिखरे दीक्षा ज्ञानं नैषेधिकी यस्य ।
तं धर्मचक्रवर्तिनं अरिष्टनेमिं नमस्यामि ॥

ભક્તિપૂર્વક રૈવત ગિર ઉપર ચડી નેમિનાથને પ્રણામ કરી પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરી. ત્યાંથી પોતાને નગરે આવતાં માર્ગમાં તેણે પિંડતારકમાં દામોદર હરિની મૂર્તિને, દ્વારકામાં શ્રીકૃષ્ણની મૂર્તિને અને સોમેશ્વર પુરમાં સોમનાથની મૂર્તિને પ્રણામ કર્યા.[1]

આ પ્રમાણે યાત્રા કરીને આમ રાજા સૂરિજી સાથે પોતાને નગરે પાછો આવ્યો. તેણે સંઘ-પૂજાદિ મહોત્સવો કર્યા. વિશેષમાં તેણે યોગ્ય સમયે દુન્દુકને રાજ્ય ઉપર બેસાડ્યો. કેટલોક કાળ વીત્યાં પછી તેની રજા લઇ પ્રજા-વર્ગની ક્ષમા યાચી દેશને અનૃણી કરી તે સૂરિજીને સાથે લઇ હોડીમાં બેસી ગંગાને કાંઠે આવેલા માગધ તીર્થમાં જવા નીકળ્યો. ત્યાં તેણે જળમાંથી ધૂમાડો નીકળતો જોયો. વળી પોતે મકારથી શરૂ થતા મગધ નગર આગળ આવી પહોંચ્યો છે એ વાત તરફ પણ તેનું લક્ષ્ય ખેંચાતાં તેને વ્યન્તરનું વચન યાદ આવ્યું. પોતાનું મરણ સમીપ જાણીને તે ધર્મ-ધ્યાન કરવામાં તત્પર થઇ ગયો. સૂરિજીએ તેને તેમાં પ્રોત્સાહન આપ્યું એટલે આમ રાજાએ તેમની ક્ષમા યાચી અનશન વ્રત અંગીકાર કર્યું. અંતમાં પંચપરમેષ્ઠીનું ધ્યાન ધરતો સમાધિપૂર્વક મરણ પામીને તે દેવલોકમાં ઉત્પન્ન થયો. આ બનાવ વિ. સં. ૮૯૦માં ભાદ્રપદ (ભાદરવા)ની શુક્લ પંચમીને દિને બન્યો. આ વાતની નિમ્ન-લિખિત પદ્ય સાક્ષી પૂરે છેઃ—

" मा भूत् संवत्सरोऽसौ वसुशतनवतेर्मा च ऋक्षेषु चित्रा
धिग् मासं तं नभस्यं क्षयमपि स खलः शुक्लपक्षोऽपि यातु ।

साङ्क्रान्तिर्या च सिंहे विशतु हुतभुजं पञ्चमी यातु शुक्रे
गङ्गातोयाग्निमध्ये त्रिदिवमुपगतो यत्र 'नागावलोकः' ॥"—સ્રગ્ધરા

આમ રાજાનું મરણ થવાથી સૂરિજીનાં નેત્રમાં પણ અશ્રુ આવ્યાં, કેમકે લાંબા સમયનો સ્નેહ દુર્જય છે. સેવકો પણ આક્રન્દ કરવા લાગ્યા કે હે શરણે આવેલાનું રક્ષણ કરવામાં વજ્રકુમાર! રાજ્ય સ્થાપન કરવામાં રામ! ઇન્દ્રિયોનો નિગ્રહ કરવામાં નળ! સત્ય વચન ઉચ્ચારવામાં યુધિષ્ઠિર! સુવર્ણનું દાન દેવામાં કર્ણ! શુદ્ધ જૈન તત્ત્વને અંગીકાર કર-

---

[1] સરખાવો—

"दामोदरहरिं तत्रा-भ्यर्च्यागाद् पिण्डतारके ।
तथा माधवदेवे च, शङ्खोद्धारे च तं स्थितम् ॥

द्वारकायां ततः श्रीमान्, कृष्णमूर्तिं प्रणम्य च ।
तत्र दानानि दत्त्वा श्री-सोमेश्वरपुरं ययौ ॥

ततः श्रीसोमनाथस्य, हेमपूजापुरस्सरम् ।
तल्लोकं प्रीणयामास, वासवो जीवनैरिव ॥"

—પ્રભાવકચરિત્રાંતર્ગત શ્રીબપ્પભટ્ટિપ્રબંધ, શ્લો૦ ૭૦૬-૭૦૮.

વામાં શ્રેણિક! આચાર્યોની સેવા કરવામાં સમ્પ્રતિ! દેશને અનૃણી કરવામાં વિક્રમાદિત્ય! વીર-વિદ્યાનો ઉપયોગ કરવામાં સાતવાહન! અમને તજીને તમે ક્યાં ગયા? એક વાર અમને દર્શન દો, એકલા મૂકીને ન જાઓ.

આ પ્રમાણે વિલાપ કરતા સેવકોને સૂરિજીએ બોધ આપતાં કહ્યું કે ખરેખર દુષ્ટ દૈવે

"आलब्धा कामधेनुः सरसकिसलयश्चान्दनश्चूर्णितो हा
छिन्नो मन्दारशाखी फलकुसुमभृतः खण्डितः कल्पवृक्षः ।
दग्धः कर्पूरखण्डो घनहतिदलिता मेघमाणिक्यमाला
भिन्नः कुम्भः सुधायाः कमलकुवलयैः केलिहोमः कृतोऽयम् ॥ १ ॥"—સ્રગ્ધરા

(અર્થાત્) કામધેનુનો હોમ કર્યો, સરસ પલ્લવવાળા ચન્દન વૃક્ષને ચૂર્ણ કર્યું, ફળ અને પુષ્પોથી પરિપૂર્ણ મન્દાર વૃક્ષને છેદી નાખ્યું, કલ્પવૃક્ષ ખણ્ડિત કર્યું, કર્પૂરના ખણ્ડને બાળી નાખ્યો, મેઘરૂપી માણિક્ય-માલાને ઘનના પ્રહાર વડે દળી નાખી, અમૃતના કુમ્ભને ભાંગી નાખ્યો તેમજ કમળોના સમૂહ વડે કેલિ-હોમ કર્યો.—૧

તથાપિ તમે શોક ન કરો, કેમકે જુઓ—

"पूर्वाह्णे प्रतिबोध्य पङ्कजवनान्युत्सृज्य नैशं तमः
कृत्वा चन्द्रमसं प्रकाशरहितं निस्तेजसं तेजसा ।
मध्याह्ने सरितां जलं प्रसृमरैरापीय दीप्तैः करैः
सायाह्ने रविरस्तमेति विवशः किं नाम शोच्यं भवेत्? ॥ १ ॥"—શાર્દૂલ૦

અર્થાત્ સવારે રાત્રિના અંધકારને દૂર કરી, કમલ-વનોને વિકસિત કરી, પ્રકાશ વિનાના (બનેલા એવા) ચન્દ્રને (પોતાના) તેજ વડે નિસ્તેજ કરી, મધ્યાહ્ને પ્રસરણશીલ તેમજ પ્રકાશિત કરો (કિરણો) વડે નદીઓનાં જળનું પાન કરીને સૂર્ય સાંજના પરવશ થઇ અસ્ત પામે છે; તો હવે શોક શાનો કરવો?—૧

આ પ્રમાણે ઉપદેશ આપી લોકનો શોક મૂકાવીને તેમની સાથે સૂરિજી ગોપ-ગિરિ આવ્યા. આમ નૃપતિના નન્દન દુન્દુકને પિતાના શોકથી મુક્તાફળ જેવાં અશ્રુ પાડતો, હિમથી મ્લાન થઇ ગયેલા કમળ જેવા મુખને ધારણ કરતો તેમજ ચિંતાથી ચિત્તમાં સંતપ્ત થતો જોઇને સૂરિજીએ તેને કહ્યું કે હે રાજન્! તું આટલો બધો શોક કેમ કરે છે? તારા પિતાશ્રી તો ધર્માદિક ચાર વર્ગને સાધીને કૃતકૃત્ય થઇ ગયા છે; વળી કીર્તિરૂપ દેહ વડે તો યાવચ્ચન્દ્રદિવાકરૌ જીવતાજ છે; કેમકે ઉપકારી પુરુષની પુણ્ય-લક્ષ્મી અને કીર્તિ-લક્ષ્મી એમ બે પ્રિયાઓ છે. તેમાંની પહેલી તેની સાથે જાય છે, જ્યારે બીજી અહીંજ રહે છે. બીજાઓ પણ આમ રાજા જેવાજ થજો.

આ પ્રમાણે કહીને સૂરિજીએ દુન્દુકને શાંત કર્યો. દુન્દુક ધીમે ધીમે ઉત્તમ શ્રાવક થયો અને ત્રિવર્ગને સાધવા લાગ્યો.

એ પ્રમાણે સમય વ્યતીત થતાં એક દિવસ દુન્દુક ચતુષ્પથમાં (ચૌટામાં) ફરવા નીકળ્યો. ત્યાં તેણે ઉદાર રૂપવાળી, યુવકરૂપી મૃગને સપડાવવામાં જાળ જેવી અને મદન અને માયાની મૂર્તિરૂપ એવી કણ્ટિકા નામની ગણિકાને જોઇ. એથી તે મોહિત થઇ ગયો અને તેણે તેને રણવાસમાં બેસાડી. આ ગણિકાએ દુન્દુકને ધીરે ધીરે એવો વશ કરી લીધો કે તે તેને પૂછ્યા વિના પાણી પણ પીતો નહિ. કામણગારાં વચનોથી તેણે જેમ હિમ વૃક્ષને ખાઇ જાય તેમ સમગ્ર રાજ્યને ખાવા માંડયું. ગણિકાને આધીન બનેલો રાજા પોતાની પદ્મા રાણીને તેમજ અન્ય કુલશીલસંપન્ન રાણીઓને પણ તૃણવત્ ગણવા લાગ્યો.

એક દિવસે કલાકેલિ નામના જ્યોતિષીએ રાત્રે એકાન્તમાં રાજાને કહ્યું કે તમારો પુત્ર ભોજ મહાભાગ્યશાળી થશે, પરંતુ તે તમને મારીને રાજ્ય ઉપર બેસશે. આ સાંભળીને વજ્રપાતથી હણાયો હોય તેમ તે રાજા મૌન રહ્યો. તેણે તે જ્યોતિષીને રજા આપી.

જ્યોતિષીને વિદાય કરી રાજા કણ્ટિકા પાસે ગયો. રાજાને ચિંતાતુર જોઇને તેણે કહ્યું કે હે દેવ! આજે આપનું વદન–કમલ કેમ કરમાઇ ગયું છે? રાજાએ પ્રત્યુત્તર આપ્યો કે શું કરૂં? દૈવજ્ઞ કોપ પામ્યો છે. જ્ઞાનીએ કહ્યું કે મારા પુત્રને હાથે મારૂં મરણ છે અને એ વાત ખોટી પડે તેમ નથી. કણ્ટિકાએ જવાબ આપ્યો કે એમાં શી ચિન્તા કરવી? પુત્રને મારી નાખો. જે રાજ્ય–લુબ્ધ હોય તે પુત્રને પણ ગણતા નથી. વળી આવો પુત્ર તે પુત્ર નહિ પણ શત્રુ કહેવાય. આથી દુન્દુક પોતાના પુત્રનો ઘાટ ઘડવા તૈયાર થઇ ગયો. ભોજની માતા પદ્માની એક દાસી થાંભલા પછાડી સંતાઇને ઊભી હતી તેના સાંભળવામાં આ વાત આવી. તેણે જઇને પોતાની સ્વામિનીને તે વાત નિવેદન કરી. પુત્રના વધની વાત સાંભળતાં પદ્મા ગભરાઇ ગઇ.

પુત્ર–વધની રાજા યોજના કરતો હતો તેવામાં પાટલીપુરમાં જેણે સ્વયંવર–મણ્ડપ આરંભ્યો હતો અને જે સ્નેહ–પૂર્ણ, ધર્મિષ્ઠ તેમજ શૂરવીર હતો એવા પોતાના ભાઇ ઉપર પદ્મા રાણીએ છૂપો પત્ર મોકલ્યો. તેમાં તેણે એમ લખ્યું હતું કે રાજા ક્રોધે ભરાયો છે અને તેથી તે તમારા ભાણેજનો જાન લેવા તૈયાર થઇ ગયો છે, વાસ્તે તમે અહીં આવી એને લઇ જાઓ. જીવની પેઠે તમે એને જાળવજો, નહિ તો હું છતે પુત્રે પુત્ર વિનાની બની જઇશ.

આ પ્રમાણેનો પત્ર મળતાં ભોજનો મામો પોતાના બનેવી દુન્દુકના નગરમાં આવી તેને નમસ્કાર કરી પોતાને ત્યાં સ્વયંવર–મહોત્સવ છે એમ કહી ભોજને લઇ ગયો. પોતાના નગરમાં રાખીને ભણાવી ગણાવીને તેણે તેને શસ્ત્ર–વિદ્યામાં પણ કુશળ બનાવ્યો.

એમ કરતાં ભોજ મોસાળ (માતૃશાલ)માં રહીને લગભગ પાંચ વર્ષનો થયો. ત્યારે કણ્ટિકાએ દુન્દુકને કહ્યું કે તમારો પુત્રરૂપ શત્રુ મોસાળમાં વૃદ્ધિ પામે છે. નખ-[1]છેદ્યને પરશુ-છેદ્ય ન થવા દો. એને અહીં લાવીને છાનામાના યમરાજને સ્વાધીન કરો. રાજાએ તેની વાત અંગીકાર કરી અને ભોજને તેના મામા પાસેથી બોલાવી લાવવા દૂતો મોકલ્યા. ભોજના મામાએ તે દૂતોને કહ્યું કે હું તમારા રાજાનો મનોભાવ જાણું છું, માટે મારા ભાણેજને હું મોકલનાર નથી. ક્ષત્રિયનો એ ઉત્તમ ધર્મ છે કે શરણાગતનું રક્ષણ કરવું; વળી આ તો મારો ભાણેજ છે, તો પછી તેમાં શું કહેવું? તેમ છતાં બળ વાપરવાની તમારા રાજાની મરજી હોય, તો તમે તેને કહેજો કે તે સત્વર આવે. હું પણ બનેવીને મારૂં બળ બતાવીશ.

આ પ્રમાણેની વાતચિત થયા બાદ દૂતો દુન્દુક પાસે પાછા આવ્યા અને રાજાને સર્વ વાત કહી. આથી તેને બહુ ગુસ્સો ચડ્યો, પરંતુ તે કંઇ કરી શક્યો નહિ. ભોજ પણ પોતાના પિતાના આશયથી વાકેફગાર હોવાથી તે જાતે પણ ત્યાં જવા તૈયાર થયો નહિ. આથી દુન્દુકે બપ્પભટ્ટિજીને ભોજને બોલાવી લાવવા કહ્યું. સૂરિજીએ અનિચ્છાએ તે વાત કબૂલ કરી અને કેટલાક માણસોને સાથે લઇને તેઓ પાટલીપુર જવા નીકળ્યા. અર્ધ માર્ગે ગયા બાદ સૂરિજીએ જ્ઞાન-દૃષ્ટિપૂર્વક વિચાર કર્યો કે જો હું ભોજને સમજાવીને લાવીશ, તો તેનો પિતા તેને જરૂર મારી નાખશે અને જો તેને નહિ લાવીશ તો એ રાજા મને મારી નાખશે. વાસ્તે આ તો એક તરફ દુસ્તર કિનારો અને એક તરફ વાઘ એવો યોગ આવ્યો. વળી મારૂં હવે આયુષ્ય પણ પૂર્ણ થવા આવ્યું છે, ફક્ત બે દિવસ બાકી છે; વાસ્તે મારે અનશન ગ્રહણ કરવું એજ કલ્યાણકારી છે.

આ પ્રમાણેનો નિશ્ચય કરી તેમણે પોતાની સાથે રહેલા યતિઓને કહ્યું કે [2]નન્નસૂરિ અને ગોવિન્દસૂરિ પ્રતિ હિતકારી વચન બોલજો, શ્રાવકોને મિથ્યા દુષ્કૃત (મિચ્છામિ દુક્કડં) કહેજો, પરસ્પર અમત્સરતા રાખજો, શુદ્ધ ક્રિયા પાળજો, બાલ-વૃદ્ધનું પાલન કરજો; અમે તમારા નથી, તમે અમારા નથી, આ સર્વ સંબંધ કૃત્રિમ છે.

આ પ્રમાણે ઉપદેશ આપી ત્રિભુવનને પૂજનીય એવા તીર્થંકરનું, અષ્ટકર્મના બન્ધનથી મુક્ત એવા સિદ્ધનું, ગૌતમ પ્રમુખ મુનિવરનું અને સર્વજ્ઞભાષિત જૈન ધર્મનું મન, વચન અને કાયાથી શરણ અંગીકાર કરી પાંચ મહાવ્રતને અને છઠ્ઠા રાત્રિભોજનના નિયમને અંગે જે વિરાધના થઇ હોય તેનું મિથ્યા દુષ્કૃત હોજો એમ કહીને બેઠા બેઠા અદીનપણે સમાધિપૂર્વક તેઓએ કાળ કર્યો.

---

૧ છેદી શકાય તેવો. ૨ ધર્મવિધિના કર્તા નન્નસૂરિ તે આ નહિ.

6

શ્રીવિક્રમાદિત્ય પછી ૮૦૦ વર્ષે ભાદ્રપદ શુક્લ તૃતીયાને રવિવારે હસ્ત નક્ષત્રમાં જન્મેલા અને ૭ વર્ષની ઉમ્મરે દીક્ષા લઇ અગ્યાર વર્ષની નાની વયમાં સૂરિ–પદથી અલંકૃત થયેલા સૂરિજી આ પ્રમાણે ૯૫ વર્ષની ઉમ્મરે શ્રાવણ શુક્લ અષ્ટમીને દિને સ્વાતિ નક્ષત્રમાં કાળ કરી ઈશાન દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયા.

આ વાતની સરસ્વતી દેવીએ મોઢેરક ગામમાં જઇને નન્નસૂરિજીને તત્કાળ ખબર આપી. આથી તેમને ઘણો શોક થયો અને તેઓ બોલી ઊઠયા કે—

"शास्त्रज्ञाः सुवचोऽन्विता बहुजनस्याधारतामागताः
सद्वृत्ताः स्वपरोपकारनिरता दाक्षिण्यरत्नाकराः ।
सर्वस्याभिमता गुणैः परिवृता भूमण्डनाः सज्जना
धातः ! किं न कृतास्त्वया गतधिया कल्पान्तदीर्घायुषः ? ॥ १ ॥"—શાર્દૂલ૦

અર્થાત્ શાસ્ત્રોના જાણકાર, સુન્દર વચનોથી અલંકૃત, ઘણા મનુષ્યોના આધારભૂત, શુદ્ધ ચારિત્રવાળા, સ્વ–પર ઉપર ઉપકાર કરવામાં તત્પર, દાક્ષિણ્યના સમુદ્ર, સર્વને વલ્લભ, ગુણોથી યુક્ત તથા પૃથ્વીના ભૂષણરૂપ એવા સજ્જનોને હે વિધાતા! તેં મૂઢમતિએ કલ્પાન્ત પર્યંત દીર્ઘાયુષ્યવાળા કેમ ન કર્યા?

સૂરિજીની સાથે આવેલા મનુષ્યોએ જઈને દુન્દુકને સૂરિજીના દેહોત્સર્ગની વાત કહી. આથી તેને બહુ ખેદ થયો. ભોજને પણ પોતાની ખાતર સૂરિજીએ પ્રાણ અર્પણ કર્યા એ વાતની ખબર પડતાં વજ્રાઘાત કરતાં પણ વિશેષ આઘાત થયો.

આ પ્રમાણે જોકે અત્ર શ્રીબપ્પભટ્ટિસૂરિજીનું જીવન–વૃત્તાન્ત પૂર્ણ થાય છે, પરંતુ ચાલુ હકીકત અધુરી રહેતી હોવાથી તે નીચે મુજબ આપવામાં આવે છે.

એક વાર આમ રાજાનો એક માળી વિદેશમાં ફરતો ફરતો પાટલીપુરમાં ભોજ રાજા પાસે આવી પહોંચ્યો. તેણે કહ્યું કે મેં સદ્‌ગુરૂ પાસેથી માતુલિંગી વિદ્યા પ્રાપ્ત કરી છે. એનાથી અભિમન્ત્રણ કરીને માતુલિંગ (બીજોરા) કોઇને માર્યા હોય, તો તે મરી જાય. આપ તે વિદ્યા લો. ભોજે તે વિદ્યા લીધી અને તેની ખાતરી કરી જોઇ. માળીને દાનાદિકથી સંતોષી તેને રજા આપી ભોજે પોતાના મામાને વિદ્યા–શક્તિ બતાવી. આથી તે ખુશી થયો. તેણે ભોજને કહ્યું કે હવે તને આવી શક્તિ પ્રાપ્ત થઇ છે, તો પછી ભેટણા તરીકે માતુલિંગ લઇને તું તારા પિતા પાસે જા અને તેને મારીને રાજ્ય લઇ લે.

આ વાતને અંગીકાર કરી ભોજ ગોપગિરિ આવ્યો. તેણે રાજદ્વાર આગળ જઇ પ્રતિહારી દ્વારા પોતાના પિતાને કહાવ્યું કે આપ પૂજ્ય છો, હું બાળક છું; આપને હાથે મારૂં મરણ થાય કે મને રાજ્ય મળે એ બધું મારે મન સરખું છે. આ સાંભળીને રાજાને સંતોષ થયો. તેણે આવા વિનીત પુત્રને પોતાની પાસે આવવા રજા આપી. રાજા ગણિકા સાથે એકાસને

બેઠા હતા ત્યાં ભોજ માતુલિંગ લઇને આવ્યો અને તેણે પોતાના વિદ્યા-બળથી તે બંનેને મારી નાખ્યા. આથી તેની માતા પદ્મા તેમજ તેના મામા ખુશી થયા. પ્રજા-વર્ગ પણ આનન્દ પામ્યો.

એકદા ભોજ રાજાએ કૃતજ્ઞતાને લીધે નન્નસૂરિજીની પાસે એક વિનતિ-પત્ર આપીને મનુષ્યોને મોકલ્યા. આ પત્રમાં તેણે આ સૂરિજીને પોતાનું નગર પાવન કરવા વિજ્ઞપ્તિ કરી હતી. આ પત્ર વાંચીને ગોવિન્દસૂરિજીની રજા લઇ નન્નસૂરિજી ગોપગિરિ આવ્યા. રાજાએ સામા જઇ તેમનો અતિશય આદર-સત્કાર કર્યો. તેમને સિંહાસને બેસાડી તે તેમની આજ્ઞા-રૂપ થઇ રહ્યો. તેમના ઉપદેશાનુસાર તેણે અગ્યાર વ્રતો ગ્રહણ કર્યાં તેમજ શત્રુંજયાદિક તીર્થની યાત્રા કરી તથા આખી પૃથ્વીને જિન-ચૈત્યથી મણ્ડિત કરી. આ પ્રમાણે ધર્મનું પાલન કરતો ભોજ રાજા ગોપગિરિમાં રાજ કરવા લાગ્યો. આયુષ્ય પૂર્ણ થતાં પોતાનો યશસ્વી દેહ અહીં તજી દઇ તે દેવલોક પામ્યો.

**સૂરીશ્વરનો શિષ્ય-સમુદાય—**

આ સૂરીશ્વરને કેટલા શિષ્યો હતા તે જાણવામાં આવ્યું નથી. પરંતુ **વાક્પતિરાજ** ઉપરાંત તેમને બીજા શિષ્યો હોવા જોઇએ એમ તેમના **શ્રીરાજશેખરસૂરિએ** રચેલા ચરિત્ર ઉપરથી તેમજ **પ્રભાવકચરિત્ર** (પૃ૦ ૧૭૯) ઉપરથી પણ જોઇ શકાયછે. વિશેષમાં તેમને **વિનયચન્દ્ર** નામના એક શિષ્ય હતા એમ **જૈન ગ્રન્થાવલી** ( પૃ૦ ૩૧૫ ) ઉપરથી જોઇ શકાય છે. આ શિષ્યે **કવિશિક્ષા** નામનો ગ્રન્થ રચ્યો છે એવો ત્યાં ઉલ્લેખ છે.

**કવીશ્વરની કૃતિઓ—**

કવીશ્વર **બપ્પભટ્ટિસૂરિજીએ** કઇ કઇ ભાષામાં કયા કયા ગ્રન્થો રચ્યા છે એ પ્રશ્નના સંબંધમાં નિવેદન કરવાનું કે સંસ્કૃત ભાષા સિવાય અન્ય ભાષામાં તેમણે કોઇ ગ્રન્થ રચ્યો હોય એવો ઉલ્લેખ જોવામાં આવતો નથી. વિશેષમાં સંસ્કૃત ભાષામાં પણ આ **ચતુર્વિંશતિકા** નામનું કાવ્ય, ૧૩ શ્લોકપ્રમાણક **સરસ્વતી-સ્તોત્ર** અને **શ્રીબપ્પભટ્ટિ-ચરિત્ર**માં સૂચવ્યા મુજબ **વીર-સ્તવ** અને **શાન્તિ-સ્તોત્ર** તથા પ્રાસંગિક શ્લોકો ઉપરાંત તેમની કોઇ અન્ય કૃતિ જાણવામાં આવી નથી. છતાં પણ એ ભૂલવા જેવું નથી કે તેમની મળી આવતી પ્રથમ કૃતિ ઉપરથી પણ તે એક પ્રભાવશાળી કવિરાજ હતા એ સ્પષ્ટ રીતે જોઇ શકાય છે.

**કવીશ્વર સંબંધી ઉલ્લેખ—**

કવીશ્વર શ્રીબપ્પભટ્ટિસૂરિના સંબંધમાં **વિલાસવઈ કહા ( વિલાસવતી કથા ), આચાર-દિનકર** ( પત્રાંક ૨૭૦ ), **ઉપદેશ-તરંગિણી** ઇત્યાદિ ગ્રન્થોમાં ઉલ્લેખો છે. તેમાં **વિલાસવતી**માં અન્તમાં જે ઉલ્લેખ છે તે નીચે મુજબ છે:—

"वाणिज्जमूलकूले कोडियगणविउलवइरसाहाए ।
विमलंमि य चंदकुले वंसंमि य सवकल्लाणे ॥ १ ॥
संताने रायसदसि हरिसिरिबप्पभ(ह)ट्टिसूरिस्स ।
जस्सभद्दसूरिगच्छे महुरादेसे सिरोहाए ॥ २ ॥"

ઉપર નિવેદન કર્યા મુજબની હકીકત આપવા પૂર્વે સૂરિજીનું જીવન-ચરિત્ર પૂર્ણ થઇ ગયું છે, તો હવે પ્રજ્ઞારૂપી ગંગાનો વિસ્તાર કરનારા હિમાલય, સર્વ સામાચારીરૂપી સુન્દરીના સૌભાગ્યને વધારનારા મદન, રાજ-સભારૂપી કુમુદિનીને વિકસ્વર કરનારા ચન્દ્ર તથા સરસ્વતીના ધર્મ-પુત્ર તેમજ ભદ્રકીર્તિ, વાદિકુંજરકેસરી, બ્રહ્મચારી, ગજવર, રાજપૂજિત ઇત્યાદિ બિરૂદોથી વિખ્યાત એવા આ સૂરીશ્વરને પ્રણામ કરતો તેમજ તેમના અપૂર્વ જીવન-વૃત્તાન્તની રૂપરેખા આલેખવામાં જે ન્યૂનતા રહી ગઇ હોય તે બદલ સુજ્ઞ-સમૂહની ક્ષમા યાચતો હું આ પ્રકરણ પૂર્ણ કરૂં છું.



---

૧ છાયા—

वाणिज्यमूलकूले कौटिकगणविपुलवज्रशाखायाम् ।
विमले च चन्द्रकुले वंशे च सर्वकल्याणे ॥ १ ॥
सन्ताने राजसदसि हरिश्रीबप्पभट्टिसूरेः ।
यशोभद्रसूरिगच्छे मथुरादेशे शिरोधाम् ॥ २ ॥

# કાવ્ય-મીમાંસા

**વસ્તુ—**

આ ૯૬ પદ્યના કાવ્યના ચોવીસ વિભાગો પડી શકે છે, કેમકે તે મુખ્યત્વે કરીને ચોવીસ જિનેશ્વરોની સ્તુતિરૂપ છે અર્થાત્ આ કાવ્યમાં ચોવીસ [1]સ્તુતિ-કદમ્બકો છે. પ્રત્યેક કદમ્બકમાં અમુક એક જિનેશ્વરની, સમસ્ત જિનેશ્વરોની, આગમની અને શાસનાનુરાગી [2]દેવ-દેવીની એમ [3]ચારની સ્તુતિ કરવાના [4]નિયમને અનુસરીને આ કદમ્બકો રચાયાં છે.

આવાં કદમ્બકો પ્રતિક્રમણ કરતી વખતે અને ચૈત્યવન્દન-દેવવન્દન કરતી વેળાએ પણ બોલાય છે, વાસ્તે તેમજ તેનો આ પૂર્વે મેં તૈયાર કરેલી **સ્તુતિ-ચતુર્વિંશતિકા** તેમજ **ચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિ** સાથે પણ સંબંધ હોવાથી આ સંબંધમાં વિશેષ વિચાર કરવો અસ્થાને નહિ ગણાય.

**સ્તુતિ-વિચાર—**

'સ્તુતિ' શબ્દનો અર્થ પરમેશ્વર-તીર્થંકર આદિ સદ્ગુણસંપન્નોના સદ્ભૂત ગુણોનું કીર્તન કરવું એવો થાય છે. આને પ્રાકૃત ભાષામાં 'થુઇ' કહેવામાં આવે છે. આ સ્તુતિના બે ભેદ પાડી શકાય તેમ છે. ચૈત્યમાં પ્રભુની મૂર્ત્તિ સન્મુખ ઊભા રહીને ઓછામાં ઓછો એક શ્લોક બોલીને અને વધારેમાં વધારે ૧૦૮ શ્લોકો બોલીને તેમના ગુણ ગાવા તે એક પ્રકારની સ્તુતિ છે. એક શ્લોકની પણ સ્તુતિ કહી શકાય છે એ વાત વાદિવેતાલ શ્રીશાન્તિસૂરિએ રચેલી ઉત્તરાધ્યયનસૂત્ર ( પત્રાંક ૫૮૧ )ની ટીકામાંના નિમ્ન-લિખિત ઉલ્લેખ ઉપરથી જોઇ શકાય છે.

---

૧ પંચાશકમાં આને 'સ્તુતિયુગલ' તરીકે ઓળખાવેલ છે.

૨ જિન-ગૃહ રચવાના કાર્યમાં તેમજ જિનેશ્વરની પ્રતિમાની પ્રતિષ્ઠાદિકમાં અન્ય દેવોથી થતા ઉપસર્ગોને દૂર કરવામાં અને સમ્યગ્દૃષ્ટિ સંઘને સુખી કરવામાં તેમજ તેને શાન્તિ અર્પણ કરવામાં સાધર્મિક દેવ-દેવી સમર્થ છે, તેથી તેના સન્માનાર્થે તેની સ્તુતિ કરવામાં આવે છે; કેમકે જૈન શાસનમાં તો વાસ્તવિક રીતે અલ્પગુણી પણ પ્રશંસાને પાત્ર છે.

૩ સ્તુતિઓ ચાર છે એ વાતની શ્રીપ્રદ્યુમ્નસૂરિકૃત વિચારસાર-પ્રકરણની નીચે મુજબની ૬૯૨મી ગાથા સાક્ષી પૂરે છેઃ—

" अरिहंता सुय सिद्धा, तिन्नेव य होंति वंदणिज्जाउ ।
जिण एग सव्व पवयण, वेयावच्चगर थुईं चउरो ॥"
[ अर्हन्तः श्रुतं सिद्धास्त्रय एव च भवन्ति वन्दनीयाः ।
जिन एकः सर्वे प्रवचनं वैयावृत्यकरः स्तुतयश्चतस्रः ॥ ]

૪ યોગશાસ્ત્ર, પંચાશક, ધર્મસંગ્રહ વિગેરે ગ્રન્થોમાં આ નિયમ આપેલો છે.

"एगदुगतिसिलोगा, (थुइओ) अन्नेसिं जाव हुंति सत्तेव ।
देविंदत्थवमाई, तेण परं थुत्तया होंति ॥"—આર્યા
[ एकद्वित्रिश्लोकाः (स्तुतयः) अन्येषां यावद् भवन्ति सप्तैव ।
देवेन्द्रस्तवाद्यास्ततः परं स्तवा भवन्ति ॥ ]

આ ઉપરથી ગુણોત્કીર્તનના શ્લોકોની સંખ્યા જો સાતથી વધારે હોય તો તે 'સ્તવ' કહેવાય અને જો તે સંખ્યા ઓછામાં ઓછી એકની અને વધારેમાં વધારે સાતની હોય તો તે 'સ્તુતિ' કહેવાય એમ જોઇ શકાય છે.

વધારેમાં વધારે સ્તવમાં ૧૦૮ શ્લોકો હોઇ શકે એ વાતની જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિ, રાજપ્રશ્નીયસૂત્ર વિગેરે ગ્રન્થો સાક્ષી પૂરે છે.

આ પ્રમાણે આપણે સ્તુતિનો એક પ્રકાર જોયો. હવે તેના બીજા પ્રકારનો વિચાર કરીએ.

ચૈત્યવન્દનમાં કાઉસગ્ગ (કાયોત્સર્ગ) કર્યા બાદ એકેક શ્લોક દ્વારા જે પ્રભુનું ગુણ-ગાન કરવામાં આવે છે તે સ્તુતિનો બીજો પ્રકાર છે. આને 'થુઇ' નામથી ઓળખવાની રૂઢિ પણ છે, આ સંબંધમાં શ્રીપ્રદ્યુમ્નસૂરિએ રચેલા વિચારસાર-પ્રકરણ (પૃ૦ ૧૩૩) માં આપેલી ગાથા વિચારી લઇએ. ત્યાં કહ્યું છે કે—

"अरिहंतदंडगाईण, काउस्सग्गाण जा उ अंतंमि ।
दिज्जंति ता थुईओ, भणियं ववहारचुन्नीए ॥ १ ॥"—આર્યા

અર્હત્-દણ્ડકાદિકમાંના કાયોત્સર્ગોને અન્તે જે બોલાય છે, તેને વ્યવહાર-ચૂર્ણિમાં થુઇ (સ્તુતિ) કહી છે. આ ઉપરથી જોઇ શકાય છે કે બીજા પ્રકારની સ્તુતિરૂપ આ કાવ્ય છે.

### સ્તુતિ-કદમ્બકનો ક્રમ—

હવે સ્તુતિ-કદમ્બકમાં જે ક્રમનો નિર્દેશ કરવામાં આવ્યો છે તેનું શું કારણ છે તે વિચારી લઇએ.

ચૈત્યવન્દન પ્રસંગે 'નમુત્થુણં' કહી ઊભા થઇ જે જિન-ચૈત્યમાં ચૈત્યવન્દન કરાતું હોય ત્યાં વિરાજમાન મૂળ નાયકને ઉદ્દેશીને 'અરિહંતચેઇઆણં' સૂત્રપૂર્વક કાયોત્સર્ગ કરવામાં તે જિનેશ્વરની પ્રથમ સ્તુતિ બોલાય એ સ્વાભાવિક છે. આ ઉપરથી સ્તુતિ-કદમ્બકમાં પ્રથમ અમુક તીર્થંકરની સ્તુતિ કહેવાનું શું કારણ છે તે સમજી શકાય છે. ત્યાર પછી 'લોગસ્સ' સૂત્ર કે જે સમસ્ત-ચોવીસે તીર્થંકરોની સ્તુતિરૂપ છે અને 'સવ્વલોએ' એ

---

૧ છાયા—

अर्हद्दण्डकादीनां कायोत्सर्गाणां यास्त्वन्ते ।
दीयन्ते ताः स्तुतयो भणिता 'व्यवहार'चूर्ण्याम् ॥

સમસ્ત લોકનાં ચૈત્ય માટે છે તેનો પાઠ આવવાથી સમસ્ત તીર્થંકરોની સ્તુતિ કરવામાં આવે છે તે વ્યાજબી છે. તેવી રીતે 'સુઅસ્સ'નો કાયોત્સર્ગ કરતી વેળાએ કરેલી પ્રતિજ્ઞાનુસાર શ્રુતની યાને આગમની સ્તુતિ કરવામાં આવે છે અને 'વેયાવચ્ચ'ના કાઉસગ્ગ પછી જિનેશ્વરનું વૈયાવૃત્ય કરનાર દેવ-દેવીની સ્તુતિ કરાય છે તે પણ યોગ્ય છે.

આ ઉપરથી જોઇ શકાય છે કે સ્તુતિ-કદમ્બકમાં જે ક્રમ રાખ્યો છે તે સકારણ છે.

## તીર્થંકરોનાં નામો સંબંધી વિચાર—

આપણે જોઇ ગયા તેમ આ કાવ્યના પ્રત્યેક સ્તુતિ-કદમ્બકના પ્રથમ પદ્યમાં આ અવસર્પિણીમાં થઇ ગયેલા ચોવીસ તીર્થંકરો પૈકી એકેકની સ્તુતિ કરવામાં આવી છે. તેમનાં નામોનો સામાન્ય તેમજ વિશેષ અર્થ થઇ શકે છે. સામાન્ય અર્થ તો સમસ્ત તીર્થંકરોમાં ઘટી શકે છે, તેથી વિશેષ અર્થ પણ વિચારવો આવશ્યક સમજાય છે. તેમાં પ્રથમ તીર્થંકરના **વૃષભ** નામનો સામાન્ય અર્થ તો 'वृष उद्वहने' ઉપરથી સમગ્ર સંયમના ભારને વહન કરનાર તે **વૃષભ** એમ થાય છે. આ વાત તો કોઇ પણ તીર્થંકરને ઉદ્દેશીને ઘટી શકે છે, તેથી આનો વિશેષ અર્થ વિચારીએ. પ્રથમ તીર્થંકરની બંને જંઘામાં વૃષભ (બળદ)નું લાંછન હોવાથી તેમજ તેમની માતાએજ પ્રથમ સ્વપ્નમાં વૃષભ જોયેલો હોવાથી (અન્ય તીર્થંકરોની માતાએ તો પ્રથમ સિંહ જોયેલો હોવાથી) તેમને **વૃષભ** કહેવામાં આવે છે.

બીજા તીર્થંકરના **અજિત** નામનો સામાન્ય અર્થ પરીષહ, ઉપસર્ગ ઇત્યાદિથી નહિં જીતાયેલા એવો થાય છે. આ ભગવાન્ ગર્ભમાં આવ્યા તે પૂર્વે તેમના માતા-પિતા જ્યારે દ્યૂત રમતા, ત્યારે તેમના પિતાજ જીતતા, પરંતુ તેઓ ગર્ભમાં આવ્યા બાદ તેમના માતા કદી પણ હાર્યા નહિ. આ કારણને લઇને તેમને **અજિત** કહેવામાં આવે છે.

ત્રીજા તીર્થંકરનું નામ **સંભવ** છે. ચોત્રીસ અતિશયાદિક ગુણોથી યુક્ત હોય તે 'સંભવ' કહેવાય એ સામાન્ય અર્થ છે. પ્રભુ ગર્ભમાં આવતાં દેશમાં ધાન્યાદિકનો સુકાળ થયો તેથી તેઓ 'સંભવ' કહેવાય છે એ વિશેષ અર્થ છે.

દેવેન્દ્રાદિક વડે વન્દ્ય હોય તે 'અભિનન્દન' કહેવાય એ ચોથા તીર્થંકરના **અભિનન્દન** નામનો સામાન્ય અર્થ છે. પ્રભુ ગર્ભમાં આવ્યા પછી શક્ર (સૌધર્મેન્દ્ર) વારંવાર તેમની માતાની સ્તુતિ કરવા આવતા હતા તે વાત ધ્યાનમાં લેતાં આ નામનો વિશેષ અર્થ જોઇ શકાય છે.

શુભ છે મતિ જેની તે 'સુમતિ' એ પાંચમા તીર્થંકરના નામનો સામાન્ય અર્થ છે. આ પ્રભુ ગર્ભમાં આવ્યા બાદ તેમની માતા બે વિધવા સ્ત્રીઓના કલહનો નિર્ણય કરવામાં તીવ્ર બુદ્ધિશાળી બની, વાસ્તે તેઓને **સુમતિ** કહેવામાં આવે છે એ અત્ર વિશેષતા છે.

આ કલહના નિર્ણયની હકીકત એ છે કે પ્રભુના ગામમાં બે વણિક-સ્ત્રીઓ વસતી હતી. તેમાં નાનીને પુત્ર હતો, જ્યારે મોટી વન્ધ્યા ( વાંઝણી ) હતી. પરંતુ પુત્રનું પાલન તો બંને સ્ત્રીઓ કરતી હતી. એવામાં તેમનો પતિ મરી ગયો એટલે ધનની લાલચે મોટી કહેવા લાગી કે આ પુત્ર તો મારો છે, વાસ્તે બધું ધન મને મળવું જોઇએ. વળી નાનીનો તો આ પુત્ર હોવાથી તે પણ તેમ કહેવા લાગી. એ પ્રમાણે આ બે સ્ત્રીઓ વચ્ચે ટંટો થયો, તેથી તેઓ વઢતી વઢતી રાજ-દરબારમાં ગઇ. તે વખતે ગર્ભના મહિમાથી રાણીને ચુકાદો આપવાની શુભ મતિ ઉત્પન્ન થઇ. તેથી તેણે તે બંનેને કહ્યું કે તમે બંને ધનને અડધો અડધ વહેંચી લો તેમજ પુત્રના પણ બે ભાગ કરી એક એક લઇ લો. આ સાંભળતાંજ નાની સ્ત્રી બોલી ઊઠી કે મારે ધન જોઇતું નથી. વળી પુત્રના કંઇ બે ભાગ થાય નહિ, વાસ્તે એ પુત્ર આ મોટી સ્ત્રીનો હોય તો પણ તે મારોજ છે. તે સાંભળીને રાણીએ ચુકાદો આપ્યો કે આ છોકરો નાની સ્ત્રીનો છે, કેમકે પુત્રનું મરણ થવાનો પ્રસંગ આવી પહોંચતાં પણ મોટી ચૂપ રહી. વાસ્તે આ છોકરો તેમજ તમામ ધન એને હવાલે કરવું અને મોટીને ઘરમાંથી કાઢી મૂકવી.

પદ્મના જેવી પ્રભા છે જેની તે પદ્મપ્રભ એવો 'પદ્મપ્રભ'નો સામાન્ય અર્થ દરેક તીર્થંકર પરત્વે ઘટી શકે છે, વાસ્તે તેનો વિશેષ અર્થ જોઇ લઇએ. ભગવાન્ ગર્ભમાં આવ્યા બાદ તેમની માતાને પદ્મની શય્યામાં સુવાનો દોહદ ઉત્પન્ન થયો ( આ દોહદ દેવોએ પૂર્ણ કર્યો ) તેથી તેમજ આ છઠ્ઠા તીર્થંકર પદ્મવર્ણી હોવાથી તેમને **પદ્મપ્રભ** કહેવામાં આવે છે.

સાતમા તીર્થંકરનું નામ **સુપાર્શ્વ** છે. આનો ઔઘિક (સામાન્ય) અર્થ તો એ છે કે જેની બન્ને બાજુઓ સુન્દર હોય તે 'સુપાર્શ્વ' કહેવાય. એમની માતાના બન્ને પડખાં રોગ-ગ્રસ્ત હતાં, પરંતુ ભગવાન્ ગર્ભમાં આવ્યા ત્યારે તેમના પ્રભાવથી તે સારાં થઇ ગયાં એથી કરીને આ પ્રભુને **સુપાર્શ્વ** કહેવામાં આવે છે.

ચન્દ્રના જેવી ( સૌમ્ય ) પ્રભા છે જેની તે **ચન્દ્રપ્રભ** એ આઠમા તીર્થંકરના નામનો સામાન્ય અર્થ છે. ભગવાન્ ગર્ભમાં આવતાં તેમની માતાને ચન્દ્રનું પાન કરવાનો દોહદ ઉત્પન્ન થયો, તેથી તેમજ તેમનો વર્ણ ચન્દ્રના જેવો હોવાથી તેમના સંબંધમાં આ નામ વિશેષતઃ ચરિતાર્થ થાય છે.

સુન્દર છે વિધિ (કૌશલ્ય) જેનું તે 'સુવિધિ' કહેવાય એ વ્યાખ્યા તો સમસ્ત જિનવરોના સંબંધમાં ઘટી શકે છે. પરંતુ આ નવમા તીર્થંકરના નામની વિશેષતા તો એ છે કે તેઓ ગર્ભમાં આવતાં તેમની માતા દરેક કાર્યને વિષે વિશેષ કુશળ બની.

જે દોસ્તદાર તેમજ દુશ્મન પ્રતિ શીતલ ગૃહ જેવા હોય તે 'શીતલ' કહેવાય એ દશમા તીર્થંકરના નામનો સામાન્ય અર્થ છે. અત્ર વિશેષતા તો એ છે કે એમના પિતાને

દાહ-જ્વર થયો હતો તે ઔષધથી મટયો નહિ, પરંતુ પ્રભુ ગર્ભમાં આવ્યા પછી તેમની માતાએ તેમના શરીર ઉપર હાથ ફેરવ્યો એટલે તે શાંત થઇ ગયો.

જે ત્રૈલોક્યને હિતકર હોય તે 'શ્રેયાન્-શ્રેયાંસ' કહેવાય એ અગ્યારમા તીર્થંકરના નામનો સામાન્ય અર્થ છે. પ્રભુ ગર્ભમાં આવ્યા તે પૂર્વે તેમના પિતાની કોઇક દેવ-ગૃહ (દહેરાસર)માં રહેલી અને દેવાધિષ્ઠિત શય્યાની પૂજા થતી હતી. તે શય્યા ઉપર કોઇ બેસે કે સુવે, તો તેને તે દેવ ઉપદ્રવ કરતો હતો. પ્રભુ ગર્ભમાં આવ્યા બાદ તેમની માતાને એવો વિચાર થયો કે શય્યાની પૂજા તો કોઇ સ્થળે સાંભળી નથી, તેથી શય્યા-રક્ષકે વાર્યા છતાં પણ તે તેના ઉપર બેઠા તથા સુતા. પરંતુ ગર્ભના પ્રભાવથી તેનો અધિષ્ઠાયક દેવ તેમને કંઇ પણ ઉપદ્રવ કરી શક્યો નહિ અને તે શય્યા છોડી ચાલ્યો ગયો અને ત્યાર પછી તે શય્યા રાજાદિકે વપરાશમાં લીધી. આ પ્રમાણેનો ગર્ભનો મહિમા જાણી અગ્યારમા તીર્થંકરનું **શ્રેયાંસ** નામ પાડવામાં આવ્યું.

જે દેવાદિકનો પૂજ્ય હોય તે 'વાસુપૂજ્ય' કહેવાય, એ ઉપરથી આ નામનો સામાન્ય અર્થ જોઇ શકાય છે. બારમા તીર્થંકર ગર્ભમાં આવ્યા બાદ ઇન્દ્ર વારંવાર તેમના માતા-પિતાનું પૂજન કરવા લાગ્યો તેથી તેમજ કુબેર પણ ઘણીખરી વાર તેમના રાજ-કુલમાં રત્નની વૃષ્ટિ કરવા લાગ્યો તેથી આ પ્રભુનું **વાસુપૂજ્ય** એવું નામ ચરિતાર્થ થાય છે.

તેરમા તીર્થંકરનું નામ **વિમલ** છે. જેનાં જ્ઞાન અને દર્શન તેમજ શરીર વિમલ (નિર્મળ) હોય તે 'વિમલ' કહેવાય એ આ નામનો સામાન્ય અર્થ છે. પ્રભુ ગર્ભમાં આવ્યા પછીથી તેમની માતાનો દેહ તેમજ તેમની મતિ વધારે નિર્મળ બન્યાં એ આ નામની વિશેષતા સૂચવે છે. તેમની માતાની મતિ વધારે નિર્મળ બન્યાના સંબંધમાં નીચે મુજબની કથા રજુ કરવામાં આવે છેઃ—

એક વાર કોઇ દમ્પતી (વર-વહુ) દેવ-ગૃહમાં આવી ઉતર્યાં. ત્યાં કોઇ વ્યંતર-નિકાયની દેવી રહેતી હતી. તે આ પુરૂષનું સુન્દર રૂપ જોઇ કામાસક્ત બની ગઇ, તેથી તે તેની પત્નીના જેવું પોતાનું રૂપ વિકુર્વી તેની સમીપ સુતી. પ્રભાતમાં તે પુરૂષ જાગ્યો, ત્યારે તેણે પોતાની સમીપ બે સમાન સ્ત્રીને જોઇ. પરંતુ તેમાં તેની ખરી પત્ની કોણ છે તેનો તે નિર્ણય કરી શક્યો નહિ. આથી તે રાજ-દરબારમાં ગયો. ત્યાં પણ રાજા અને મંત્રીની મતિ કામ લાગી નહિ. પરંતુ આ પ્રભુની માતાએ તે પુરૂષથી બન્ને સ્ત્રીઓને દૂર ઊભી રાખીને તે બંનેને કહ્યું કે આ દૂર ઊભેલા પુરૂષને જે પોતાના પ્રભાવથી સ્પર્શ કરી શકે તેનો આ પુરૂષ પતિ ગણાય. આ સાંભળીને વ્યંતરીએ દિવ્ય શક્તિ વડે હાથ લંબાવી તે કાર્ય કર્યું. એટલે તરતજ રાણીએ તેનો હાથ પકડી લીધો અને કહ્યું કે તું તો વ્યંતરી છે, વાસ્તે તું તારે સ્થાનકે જા. એવી રીતે ન્યાય આપવાથી આ રાણીને લોકો વિમલ મતિવાળી કહેવા લાગ્યા.

અનન્ત કર્માંશોને જે જીતે તે અથવા જે અનન્ત જ્ઞાનાદિકથી યુક્ત હોય તે **અનન્ત** કહેવાય એ ચૌદમા જિનેશ્વરના નામનો સામાન્ય અર્થ છે. આ પ્રભુ ગર્ભમાં આવતાં તેમની

માતાએ આકાશમાં જેનો અંત ન આવે એવડા મોટા ચક્રને ભમતું જોયું તથા અનેક રત્નોની માળા જોઈ. વળી તેણે અનંત ગાંઠના દોરા કરી બાંધ્યા અને એમ કરીને લોકોનો તાવ કાઢ્યો. આ બધો ગર્ભનો પ્રભાવ જોતાં 'અનન્ત' નામનો વિશેષ અર્થ જોઇ શકાય છે.

દુર્ગતિમાં પડતા જીવોને જે ધારણ કરે–બચાવે તે ધર્મ કહેવાય એ પંદરમા તીર્થંકરના નામનો સામાન્ય અર્થ છે. આ પ્રભુ ગર્ભમાં આવ્યા ત્યાર પછી તેમની માતા દાનાદિક ધાર્મિક ક્રિયામાં વિશેષ ભાગ લેવા લાગી એ વાતને ધ્યાનમાં લેતાં ધર્મનાથનું નામ ચરિતાર્થ થાય છે.

જે શાન્તિસ્વરૂપી હોય અથવા જે શાન્તિદાયક હોય તે શાન્તિ કહેવાય એ સોળમા તીર્થંકરના નામનો સામાન્ય અર્થ છે. પ્રભુ ગર્ભમાં આવ્યા પછી તેમના પ્રભાવથી તેના નગરમાંથી મરકીનો ઉપદ્રવ શાન્ત થયો એ એના નામની વિશેષતા છે.

પૃથ્વી ઉપર જે રહે તે કુન્થુ એ સત્તરમા તીર્થંકરના નામનો સામાન્ય અર્થ છે. એનો વિશેષ અર્થ એ છે કે પ્રભુ ગર્ભમાં આવ્યા ત્યારે તેમની માતાએ સ્વપ્નમાં રત્નનો સ્તૂપ પૃથ્વીને વિષે દીઠો તથા વળી ગર્ભના પ્રભાવથી તેના પિતાના શત્રુઓ કુન્થુના જેવા નાના બની ગયા. આ ઉપરાંત દેશમાં કુન્થુ જેવા નાના જીવોની પણ જયણા (યતના) થવા લાગી. આથી પ્રભુના નામની વિશેષતા જોઇ શકાય છે.

જે સર્વોત્તમ મહાસત્ત્વવાળા કુળમાં ઉત્પન્ન થઇ તેની અભિવૃદ્ધિ કરે તે અર કહેવાય એ અઢારમા તીર્થંકરના નામનો સામાન્ય અર્થ છે. પ્રભુ ગર્ભમાં આવતાં તેમની માતાએ સ્વપ્નમાં રત્નોનો મનોમોહક તેમજ વિશાળ અર (આરો) જોયો તે ઉપરથી પ્રભુનાં નામની વિશેષતા સૂચવાય છે.

પરીષહ તેમજ રાગ–દ્વેષરૂપી મલ્લોને જીતનાર તે મલ્લિ કહેવાય એ ઉપરથી ઓગણીસમા તીર્થંકરના નામનો સામાન્ય અર્થ સમજી શકાય છે. પ્રભુ ગર્ભમાં આવ્યા ત્યારે તેમની માતાને છએ ઋતુનાં પુષ્પોની માળાની શય્યામાં સુવાનો દોહદ થયો. દેવોએ તેમનો આ મનોરથ પૂર્ણ કર્યો. આ પ્રકારનો ગર્ભનો પ્રભાવ જાણીને તેમનું 'મલ્લિ' એવું નામ પાડવામાં આવ્યું એ તેની વિશેષતા છે.

જગત્‌ની ત્રિકાલ અવસ્થાનું મનન કરે તે 'મુનિ' અને જેનાં વ્રતો સુન્દર હોય તે 'સુવ્રત' કહેવાય એ બે ઉપરથી વીસમા તીર્થંકરના મુનિસુવ્રત નામનો સામાન્ય અર્થ સૂચિત થાય છે. અત્ર વિશેષતા એ છે કે તેમની માતા તેઓ ગર્ભમાં આવ્યા ત્યાર પછી વિશેષતઃ વ્રતનું પાલન કરવા લાગ્યા.

પરીષહો તેમજ ઉપસર્ગોને નમાવી દેનારા નમિ કહેવાય એથી એકવીસમા તીર્થંકરનો સામાન્ય અર્થ જોઇ શકાય છે. વિશેષતા તો એ છે કે પ્રભુ ગર્ભમાં આવ્યા પછી તેમના પિતાના વૈરી રાજાઓએ તેમના નગરને ઘેરો ઘાલ્યો. આ વખતે તેમના પિતા ભયભીત બની

ગયા, પરંતુ તેમની માતાએ કિલ્લા ઉપર ચડીને શત્રુઓ તરફ વાંકી દૃષ્ટિએ જોયું એટલે તેઓ ક્ષોભ પામી ગયા અને તેમને શરણે આવી તેમને પગે લાગ્યા.

ધર્મચક્રની નેમિરૂપ હોય તે નેમિ કહેવાય એ ઉપરથી બાવીસમા તીર્થંકરના નામનો સામાન્ય અર્થ સમજી શકાય છે. અત્ર વિશેષતા એ છે કે પ્રભુ ગર્ભમાં આવ્યા ત્યારે તેમની માતાએ સ્વપ્નમાં અરિષ્ટ રત્નનું ચક્ર આકાશમાં ઉછળતું દીઠું.

સર્વ ભાવને જે જુએ તે પાર્શ્વ કહેવાય એ ત્રેવીસમા તીર્થંકરના નામનો સામાન્ય અર્થ છે. તેની વિશેષતા એ છે કે પ્રભુ ગર્ભમાં આવ્યા ત્યાર પછી એક દિવસ રાત્રે અંધારામાં તેમની માતાએ પોતાની પાસે થઇને જતો સર્પ જોયો. સર્પના માર્ગમાં પતિનો હાથ છે એ જોતાં તેણે તેનો હાથ ઊંચકી લીધો. આથી જાગીને તેણે કહ્યું કે હે દેવી! મારો હાથ તમે કેમ ઊંચો કર્યો? ત્યારે રાણીએ જવાબ આપ્યો કે અહિંઆ થઇને સર્પ જતો હતો. રાજાએ દીવો મંગાવી તપાસ કરી તો તે વાત સાચી નીકળી. આથી રાજાએ વિચાર્યું કે આ ગર્ભનો પ્રભાવ છે.

જ્ઞાનાદિક ગુણે કરીને વૃદ્ધિ પામે તે વર્દ્ધમાન કહેવાય એ ચોવીસમા તીર્થંકરના નામનો સામાન્ય અર્થ છે. વિશેષતા તો એ છે કે પ્રભુ ગર્ભમાં આવ્યા ત્યાર પછી તેમના માતપિતાની ઋદ્ધિની વૃદ્ધિ થઇ.

આ પ્રમાણેનો ચોવીસે તીર્થંકરોનાં નામનો સામાન્ય તેમજ વિશેષ અર્થ છે. તેમાં ઉપસંહારરૂપે વિશેષ અર્થ ઉપર પ્રકાશ પાડનારી **આવશ્યકસૂત્રની** નીચે મુજબની ૧૦૮૦ થી ૧૦૯૧ સુધીની ગાથાઓ અત્ર આપવી અનાવશ્યક નહિ ગણાય.

" उरूसु उसभलंछण उसभं सुमिणंमि तेण उसभजिणो ।
अक्खेसु जेण अजिआ जणणी अजिओ जिणो तम्हा ॥
अभिसंभूआ सासत्ति संभवो तेण वुच्चई भयवं ।
अभिणंदई अभिक्खं सक्को अभिणंदणो जेण ॥
जणणी सव्वत्थ विणिच्छएसु सुमइत्ति तेण सुमइजिणो ।
पउमसयणंमि जणणीइ डोहलो तेण पउमाभो ॥
गब्भगए जं जणणी जाय सुपासा तओ सुपासजिणो ।
जणणीऍ चंदपियणंमि डोहलो तेण चंदाभो ॥
सव्वविहीसु अ कुसला गब्भगए तेण होइ सुविहिजिणो ।
पिउणो दाहोवसमो गब्भगए सीयलो तेणं ॥
महरिहसिज्जारुहणंमि डोहलो तेण होई सिज्जंसो ।
पूएइ वासवो जं अभिक्खणं तेण वसुपुज्जो ॥

विमलतणुवुद्धि जणणी गब्भगए तेण होइ विमलजिणो ।
रयणविचित्तमणंतं दामं सुमिणे तओऽणंतो ॥
गब्भगए जं जणणी जाय सुधम्मत्ति तेण धम्मजिणो ।
जाओ असिवोवसमो गब्भगए तेण संतिजिणो ॥
थूहं रयणविचित्तं कुंथुं सुमिणंमि तेण कुंथुजिणो ।
सुमिणे अरं महरिहं पासइ जणणी अरो तम्हा ॥
वरसुरहिमल्लसयणंमि डोहलो तेण होइ मल्लिजिणो ।
जाया जणणी जं सुव्वयत्ति मुणिसुव्वओ तम्हा ॥
पणया पच्चंतनिव्वा दंसियमित्ते जिणंमि तेण नमी ।
रिट्ठरयणं च नेमिं उप्पयमाणं तओ नेमी ॥
सप्पं सयणे जणणी तं पासइ तमसि तेण पासजिणो ।
वड्ढइ नायकुलंति अ तेण जिणो वद्धमाणुत्ति ॥ ”

વ્યાકરણ-વિચાર—

આ ૯૬ પદ્યના કાવ્યમાં કોઇ પણ સ્થળે વ્યાકરણનો નિયમ ન સચવાયો હોય એમ જોવામાં આવતું નથી. જોકે ૬૭ મા પદ્યમાં વાપરેલ वज्राशनीं માં અને ૭૫ મા પદ્યમાં વાપરેલ घनाशनीं માં 'અશની' શબ્દ ઈકારાન્ત હોઇ શકે કે કેમ એ શંકા રહે છે. પરંતુ તે પણ વ્યાકરણ-સિદ્ધ છે, કેમકે 'અશનિ' શબ્દ પુંસ્ત્રીલિંગ હોવાથી હ્રસ્વ ઇકારને દીર્ઘ ઈકારમાં લઇ જવાય છે.

વિશેષમાં આ કાવ્યમાંના ૭૨ મા પદ્યમાં 'आरम्भे' અને 'एव'ની સંધિ 'आरम्भयेव' કરવામાં આવી છે તે ધ્યાનમાં રાખવા જેવી હકીકત છે, કેમકે ઘણે ભાગે આવી સંધિના ભાગ્યેજ દર્શન થાય છે. વળી શ્રીશોભન મુનીશ્વરકૃત સ્તુતિ-ચતુર્વિંશતિકાના છઠ્ઠા પદ્યમાં જેમ 'वेणवः' અને 'स्तुवन्ति'ની સંધિ કરતાં વિસર્ગનો લોપ કર્યો છે, તેમ આ કાવ્યના ૫૯ મા પદ્યમાં 'रत्ताः' અને 'स्त'ની સંધિ કરતાં પણ વિસર્ગનો લોપ કર્યો છે. આ વાત વ્યાકરણના નિયમ અનુસાર છે ( જુઓ સ્તુતિ-ચતુર્વિંશતિકાનું ૩૭ મું પૃષ્ઠ ).

શબ્દાલંકાર-સમીક્ષા—

આ કાવ્યમાં પાદાન્તમાં અમુક અક્ષરોની સમાનતારૂપી શબ્દાલંકાર પ્રધાન પદ ભોગવે છે. તેમાં દ્વિતીય અને ચતુર્થ ચરણોની સમાનતારૂપ અલંકારથી વિભૂષિત પદ્યોની સંખ્યા ૨૮ ની છે ( જુઓ પદ્યો ૨૫-૨૮, ૬૯-૯૨ ), ૫૫મા પદ્યમાં પ્રથમનાં બે ચરણોની અંતમાં આઠ આઠ અક્ષરો સમાન છે, જ્યારે બાકીનાં બે ચરણોમાં છેવટના સાત સાત અક્ષરો સમાન છે. આવું પદ્ય આ કાવ્યમાં એકજ છે. પાદાંતસમસપ્તાક્ષરપુનરાવૃત્તિરૂપ અલંકારથી શોભતાં પદ્યોની સંખ્યા ચારની છે ( પદ્યો ૫૭-૬૦ ). પ્રથમનાં બે

ચરણોમાં છેવટના સાત અક્ષરો સમાન અને બાકીનાં બે ચરણોમાં છેવટના ૭ અક્ષરો સમાન હોય એવું ફક્ત એકજ ૫૬ મું પદ્ય છે. પાદાન્તસમષડક્ષરપુનરાવૃત્તિરૂપ યમકથી શોભતાં એવાં ચાર પદ્યો છે (પદ્યો ૩૧, ૬૨-૬૪). વળી પ્રથમ બે ચરણો પરત્વે આ વાતને મળતાં આવતાં પરંતુ બાકીનાં બે ચરણોમાં તો પાંચ પાંચ અક્ષરોની સમાનતાથી શોભતાં એવાં પદ્યોની સંખ્યા પણ ચારની છે (જુઓ પદ્યો ૧, ૩૮, ૪૦, ૬૭). આથી વિપરીત લક્ષણવાળાં અર્થાત્ પ્રથમ અને દ્વિતીય ચરણોમાં છેવટના પાંચ પાંચ અક્ષરો સમાન હોય એવાં અને બાકીનાં બે ચરણોમાં છેવટના ૭ ૭ અક્ષરો સમાન હોય એવાં ૨૦ મા અને ૨૨ મા એમ બે પદ્યો છે. પાદાંતસમપંચાક્ષરપુનરાવૃત્તિરૂપ યમકથી વિભૂષિત પદ્યોની સંખ્યા ૧૨ ની છે (જુઓ પદ્યો ૨, ૪, ૧૭-૧૯, ૨૧,૨૩,૨૯,૩૦,૩૭,૫૪,૬૧). પ્રથમ અને દ્વિતીય ચરણમાં છેવટના પાંચ પાંચ અક્ષરો સમાન હોય, જ્યારે બાકીનાં બે ચરણોમાં છેવટના ચાર ચાર અક્ષરો સમાન હોય એવાં સાત પદ્યો છે (જુઓ પદ્યો ૩,૫,૧૨,૨૪,૩૨, ૪૯,૬૫). જે પદ્યનાં પ્રથમનાં બે ચરણોમાં છેવટના ચાર ચાર અક્ષરોની સમાનતા હોય અને બાકીનાં બે ચરણોમાં છેવટના પાંચ પાંચ અક્ષરોની સમાનતા હોય એવાં ચાર પદ્યો છે (જુઓ પદ્યો ૧૧,૧૩,૩૯,૪૩). પ્રથમનાં બે ચરણોમાં છેવટના પાંચ પાંચ અક્ષરો સમાન હોય અને બાકીનાં બે ચરણોમાં ત્રણ ત્રણ અક્ષરો સમાન હોય એવું ફક્ત એકજ ૪૧ મું પદ્ય છે. પાદાન્તસમચતુરક્ષરપુનરાવૃત્તિરૂપ યમકથી વિભૂષિત પદ્યોની સંખ્યા ૧૪ ની છે (જુઓ પદ્યો ૬-૮, ૧૪-૧૬, ૪૨,૪૪, ૫૦-૫૩,૬૬,૬૮). જે પદ્યનાં પહેલાં બે ચરણોમાં છેવટનાં ચાર ચાર અક્ષરો સરખા હોય અને બાકીનાં ચરણોમાં છેવટના ત્રણ ત્રણ અક્ષરો સમાન હોય એવાં નવમા અને દશમા એમ બે પદ્યો છે.

આ સિવાયના અન્ય પ્રકારના યમકથી પણ અલંકૃત બીજાં પદ્યો છે. જેમકે ૩૩ મા અને ૩૬ મા પદ્યમાં પ્રત્યેક ચરણમાં બીજા, ત્રીજા અને ચોથા અક્ષરોની, જ્યારે ૩૪ મા અને ૩૫ મા પદ્યમાં પ્રથમ સિવાયના પ્રત્યેક ચરણમાં આ પ્રમાણેની અને પ્રથમ ચરણમાં ત્રીજા, ચોથા અને પાંચમા અક્ષરોની પુનરાવૃત્તિ અને ૯૩થી ૯૬ સુધીનાં ચાર પદ્યોમાં આનાથી ચડિયાતી પુનરાવૃત્તિ અર્થાત્ પ્રત્યેક ચરણમાં પ્રથમના બે અક્ષરોની અને સાથે છેવટના ત્રણ અક્ષરોની પુનરાવૃત્તિ દૃષ્ટિ-ગોચર થાય છે. આ ઉપરાંત પાદાન્તાક્ષરપુનરાવૃત્તિરૂપ યમકથી વિભૂષિત એટલે કે પ્રથમ ચરણના અન્તના અક્ષરોથી દ્વિતીય ચરણનો પ્રારંભ અને દ્વિતીય ચરણના અન્તના અક્ષરોથી તૃતીય ચરણનો પ્રારંભ અને તેના અન્તના અક્ષરોથી ચોથા ચરણનો પ્રારંભ થતો હોય એવાં ચાર પદ્યો છે (જુઓ પદ્યો ૪૫-૪૮).

આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે બે ચરણોની સદૃશતારૂપી યમક પ્રધાન પદ ભોગવે છે, કેમકે તેનાં પદ્યોની સંખ્યા ૨૮ ની છે. એવી રીતે પાદાંતામુકાક્ષરપુનરાવૃત્તિરૂપ યમકમાં પાદાન્તસમચતુરક્ષરપુનરાવૃત્તિરૂપ યમક વિશેષતઃ દૃષ્ટિ-ગોચર થાય છે, કેમકે તેવાં પદ્યો બધાં મળીને ચૌદ છે.

## છંદ સંબંધી વિચાર—

કવીશ્વર શ્રીબપ્પભટ્ટિસૂરિએ આ ચતુર્વિંશતિકારૂપી કાવ્ય વિવિધ પ્રકારના છંદોમાં રચીને પોતાનું છંદઃશાસ્ત્રનું પ્રાવીણ્ય સિદ્ધ કરી બતાવ્યું છે. આ કાવ્યમાં 'વૃત્ત' તેમજ 'જાતિ' એમ બન્ને જાતનાં પદ્યો જોઇ શકાય છે. ઘણાંખરાં પદ્યો તો વૃત્તમાંજ રચાયેલાં છે. આઠ આઠ અક્ષરવાળા પ્રત્યેક ચરણથી યુક્ત એવા અનુષ્ટુપ્ જેવા નાના વૃત્તથી માંડીને તે સત્તાવીસ અક્ષરવાળા પ્રત્યેક ચરણથી યુક્ત એવા સ્રગ્ધરા જેવા મોટા વૃત્તથી આ કાવ્ય વિશેષ શોભે છે. એકંદર રીતે આ કાવ્યમાં બાર જાતના છંદો છેઃ—(૧) અનુષ્ટુપ્, (૨) આર્યા—ગીતિ, (૩) ઇન્દ્રવજ્રા, (૪) ઉપજાતિ, (૫) ગીતિ, (૬) દ્રુતવિલમ્બિત, (૭) પૃથ્વી, (૮) પ્રમાણિકા, (૯) માલિની, (૧૦) વસંતતિલકા, (૧૧) વૈતાલીય અને (૧૨) સ્રગ્ધરા. આ બધા છંદોમાં અનુષ્ટુપ્ અને પૃથ્વી વૃત્તમાં ઘણાં પદ્યો રચાયેલાં છે. આ વાત નીચેના કોષ્ઠક ઉપરથી જોઇ શકાય છે.

| છંદનું નામ | પદ્યાંક | સંખ્યા | છંદોનુશાસન પ્રમાણે લક્ષણ |
|---|---|---|---|
| અનુષ્ટુપ્ | ૨૫–૨૮, [1]૪૫–૪૮, [2]૬૯–૭૪, ૭૬ | ૧૫ | यौं लगावनुष्टुब् |
| [3]આર્યાગીતિ | ૪૧–૪૪, ૪૯–૫૨ | ૮ | चेऽष्टमे स्कन्धकम् |
| ઇન્દ્રવજ્રા | ૬૫ | ૧ | तौ जो गाविन्द्रवज्रा |
| ઉપજાતિ | [4]૬૬–૬૮ | ૩ | जतजा गावुपेन्द्रवज्रा, एतयोःपर-<br>योश्च सङ्कर उपजातिश्चतुर्द- |
| ગીતિ | ૮૧–૮૪ | ૪ | द्विः पूर्वार्धे गीतिः [ शधा |
| દ્રુતવિલમ્બિત | ૫–૮, ૩૩–૩૬, ૭૭–૮૦ | ૧૨ | नभभ्रा द्रुतविलम्बितम् |
| પૃથ્વી | ૯–૧૨, ૨૯–૩૨, ૫૩–૫૬, ૮૯–૯૨ | ૧૬ | ज्सजस्यलगाः पृथ्वी जैः |
| પ્રમાણિકા | ૭૫ | ૧ | ज्रौ लगौ प्रमाणी |
| માલિની | ૩૭–૪૦,૫૭–૬૦,૮૫–૮૮ | ૧૨ | नौ म्यौ यो मालिनी |
| વસન્તતિલકા | ૧–૪, ૨૧–૨૪, ૬૧–૬૪ | ૧૨ | त्भौ जौ गौ वसन्ततिलका |
| વૈતાલીય | ૧૬–૨૦ | ૮ | ओजे षण्मात्रा लंगन्ता युज्यष्टौ न<br>युजि षट् सन्ततं ला न समः<br>परेण गो वैतालीयम् |
| સ્રગ્ધરા | ૯૩–૯૬ | ૪ | प्रक्तौ म्रौ भ्रौ यिः स्रग्धरा छछैः |

૧–૨ ૪૬ મા પદ્યના પ્રથમ ચરણમાં છઠ્ઠા અને સાતમા અક્ષરો લઘુ હોવાથી, ૪૮ મા પદ્યના પ્રથમ ચરણમાં પાંચમો અક્ષર ગુરૂ હોવાથી, ૬૯ મા પદ્યના તૃતીય ચરણમાં પાંચમો અક્ષર ગુરૂ તથા છઠ્ઠા અને સાતમા અક્ષરો લઘુ હોવાથી, ૭૩ મા પદ્યના પ્રથમ ચરણમાં આ પ્રમાણે હકીકત હોવાથી અને તેના તૃતીય ચરણમાં પાંચમો અક્ષર ગુરૂ હોવાથી તેમજ ૭૪ મા પદ્યના તૃતીય ચરણમાં છઠ્ઠા અને સાતમા અક્ષરો લઘુ હોવાથી આ પદ્યોમાં 'અનુષ્ટુપ્'નાં સામાન્ય રીતે અપાતા (જુઓ ૪૬ મું પૃષ્ઠ) લક્ષણનો ભંગ થતો જોવાય છે. છતાં પણ તેના વિતાનાદિક બહુ પ્રકારો હોવાથી આ પદ્યો દૂષિતજ છે એમ કહી શકાય નહિ.

૩ આ છંદનું બીજું નામ 'સ્કન્ધક' છે.

૪ આ ત્રણ પદ્યો ત્રણ જુદી જુદી જાતના 'ઉપજાતિ' વૃત્તમાં રચાયેલાં છે.

**ચતુર્વિંશતિકાની અન્ય સ્તુતિઓ સાથે સરખામણી—**

ચોવીસ તીર્થંકરોની સ્તુતિરૂપ અનેક કાવ્યો છે એમ **જૈન ગ્રન્થાવલી** ( પૃ૦ ૨૭૬–૨૭૭ ) ઉપરથી જોઇ શકાય છે, કેમકે ત્યાં આ શ્રીબપ્પભટ્ટિસૂરિકૃત **ચતુર્વિંશતિકા** ઉપરાંત **ધર્મઘોષ, સિદ્ધાન્તસાગર, જિનેશ્વર, સોમદેવ, પદ્મવિજય, મેરૂવિજય, હેમવિજય, યશોવિજય, શોભન** પ્રમુખ મહર્ષિઓએ રચેલી સ્તુતિઓ સંબંધી ઉલ્લેખ છે. આ બધી સ્તુતિઓના દર્શન કરવાને તો હું ભાગ્યશાળી થયો નથી, પરંતુ આમાંની **મેરૂવિજયજી**એ, **શોભનમુનિજી**એ, [1]**યશોવિજયજી**એ તેમજ **ધર્મઘોષસૂરિજી**એ રચેલી સ્તુતિઓના સદ્દર્શનથી મારા આત્માને હું પવિત્ર કરવા પામ્યો છું. તેમાં વળી **મેરૂવિજયજી**કૃત 'ચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિ' અને **શોભનમુનીશ્વર**કૃત 'સ્તુતિ–ચતુર્વિંશતિકા'નું તો અધ્યયનાર્થે ભાષાન્તર કરવાનું સદ્ભાગ્ય પણ મને પ્રાપ્ત થયું છે.

અત્ર સમસ્ત સ્તુતિઓ સંબંધી વિચાર ન કરતાં પ્રસ્તુતમાં **સ્તુતિ–ચતુર્વિંશતિકા, ચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિ** અને **ચતુર્વિંશતિકા** પરત્વે વિચાર કરવામાં આવે છે, કેમકે આ [2]ત્રણ સ્તુતિઓમાં કથંચિત્ સદૃશતા–વિસદૃશતા દૃષ્ટિ–ગોચર થાય છે.

પ્રથમ તો એ સહજ જોઇ શકાય છે કે આ ત્રણે સ્તુતિઓનો વિષય સમાન છે. અર્થાત્ જેમ સ્તુતિ–કદમ્બક (થોઇ–જોડા)માં પ્રથમ સ્તુતિ અમુક એક તીર્થંકરની, બીજી સમસ્ત તીર્થંકરોની, ત્રીજી આગમની અને ચોથી શાસનાનુરાગી દેવ–દેવીની હોય છે તેમ આ ત્રણે સ્તુતિઓમાં ચોવીસ સ્તુતિ-કદમ્બકો છે. વિશેષમાં આ પ્રત્યેક સ્તુતિમાં મુખ્યતઃ ભરતક્ષેત્રમાં આ અવસર્પિણી કાળમાં થઇ ગયેલા **ઋષભસ્વામી** પ્રમુખ ચોવીસ જિનેશ્વરોની સ્તુતિ કરવામાં આવી છે. બીજું, દરેક સ્તુતિમાં ૯૬ પદ્યો છે અને તે યમકથી અલંકૃત છે. ત્રીજું આ પ્રત્યેક સ્તુતિ સંસ્કૃત ભાષામાં રચવામાં આવી છે.

હવે આપણે ઉપર્યુક્ત ત્રણ સ્તુતિઓમાં જે અરસ્પરસ વિશિષ્ટતા રહેલી છે તે જોઇ લઈએ. પ્રથમ તો ઉપલક દૃષ્ટિએ વિચાર કરતાં એ જોઇ શકાય છે કે **સ્તુતિ–ચતુર્વિંશતિકા** અને **ચતુર્વિંશતિકા** વિવિધ જાતનાં છંદોમાં રચવામાં આવી છે, જ્યારે **ચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિ** તો ફક્ત એકજ જાતના વૃત્તમાં રચાયેલી છે. વિશેષમાં **ચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિ**માં ફક્ત ચરણ–સદૃશતારૂપ યમક છે, જ્યારે બીજી બે સ્તુતિઓમાં આ ઉપરાંત અન્ય પ્રકારના યમકો પણ નજરે પડે છે. ત્રીજી વિશિષ્ટતા એ છે કે **સ્તુતિ–ચતુર્વિંશતિકા**માં બે સ્થળે યક્ષોની અને **ચતુર્વિંશતિકા**માં એક સ્થળે યક્ષની સ્તુતિ કરી છે, જ્યારે **ચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિ**માં તો દેવીઓનીજ સ્તુતિ કરેલી છે. ચોથી વિશિષ્ટતા એ છે કે **ચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિ** સ્વોપજ્ઞ ટીકાથી અલંકૃત છે, જ્યારે બાકીની બે **સ્તુતિ–ચતુર્વિંશતિકા** અને **ચતુર્વિંશતિકા** તેવી નથી.

---

૧ એમણે સ્વોપજ્ઞ ટીકાથી વિભૂષિત **ઐન્દ્રસ્તુતિ** રચી છે.

૨ **ઐન્દ્ર–સ્તુતિ સ્તુતિ–ચતુર્વિંશતિકા**ની પ્રતિકૃતિરૂપ હોવાથી જે બાબત **સ્તુતિ–ચતુર્વિંશતિકા**ને લાગૂ પડે છે, તે વાત તેને પણ લાગૂ પડે છે એ વાત ધ્યાનમાં રાખીને અત્ર 'ત્રણ' શબ્દનો ઉલ્લેખ કર્યો છે.

આ બાબતોનું સૂક્ષ્મ નિરીક્ષણ કરવાથી નીચે મુજબની બાબતો ધ્યાનમાં આવે છે.

(૧) સ્તુતિ–ચતુર્વિંશતિકામાં ૧૮ જાતના છંદો છે, જ્યારે ચતુર્વિંશતિકામાં ૧૨ જાતના છંદો છે અને ચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિમાં એકજ જાતનો 'વસંતતિલકા' નામનો છંદ છે.

(૨) શોભનસ્તુતિમાં ચરણ–સદૃશતારૂપી યમક પ્રધાન પદ ભોગવે છે (જ્યારે ચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિમાં તો એજ યમક છે). ત્યાં આ યમક ઉપરાંત બીજા બે પ્રકારના યમકો પણ દૃષ્ટિગોચર થાય છે (જુઓ પદ્યો ૧૭–૨૦, ૮૯–૯૨). ચતુર્વિંશતિકામાં અમુક અક્ષરોની પુનરાવૃત્તિ અને કેટલીક વાર ચરણોની સદૃશતારૂપી યમક વિશેષતઃ જોવામાં આવે છે. આ યમક ઉપરાંત અન્ય પ્રકારના યમકો પણ ત્યાં નજરે પડે છે (જુઓ પદ્યો ૪૫–૪૮, ૯૩–૯૬). ખાસ કરીને ૪૫ માથી તે ૪૮ મા સુધીનાં પદ્યોમાં જે યમક–વિશેષ છે તે આ સિવાયની બીજી બે સ્તુતિઓમાં જોવામાં આવતો નથી.

(૩) સ્તુતિ–ચતુર્વિંશતિકામાં તેમજ ચતુર્વિંશતિકામાં પ્રથમ સ્તુતિ–કદમ્બકમાં શ્રુત–દેવતાની સ્તુતિ કરવામાં આવી છે, જ્યારે આ વાત મેરૂવિજયજીકૃત સ્તુતિને લાગૂ પડતી નથી. વિશેષમાં શોભનમુનીશ્વરે એકની એક દેવીની બે વાર (જેમકે રોહિણી, કાલી અને અંબા દેવીની) અને બપ્પભટ્ટિસૂરિજીએ શ્રુત–દેવતાની ત્રણ વાર અને વળી કાલી, મહાકાલી અને અંબા, દેવીઓની બબ્બે વાર સ્તુતિ કરી છે, જ્યારે મેરૂવિજયજીએ તો ફક્ત કાલી દેવીની બીજી વાર સ્તુતિ કરી છે. વળી શોભન મુનીશ્વરે તેમજ [1]બપ્પભટ્ટિ આચાર્યે મોટે ભાગે વિદ્યા–દેવીઓની સ્તુતિ કરી છે, જ્યારે મેરૂવિજયજીએ શાસન–દેવીઓની સ્તુતિ કરી છે. વિશેષમાં, સ્તુતિ–ચતુર્વિંશતિકા સિવાયની બે સ્તુતિઓમાં દેવીઓની સ્તુતિ કરવામાં જે ક્રમ સાચવ્યો છે તે પ્રાયઃ સકારણ છે એમ સહજ સમજી શકાય છે, જ્યારે સ્તુતિ–ચતુર્વિંશતિકામાં કયા નિયમ અનુસાર એ કાર્ય કરવામાં આવ્યું છે તે વાત ધ્યાનમાં આવતી નથી.

આ પ્રમાણેના વિવેચન ઉપરથી આ કાવ્યના સંબંધમાં પાઠક મહાશયે અમુક પ્રકારનો અભિપ્રાય બાંધ્યો હશે. તે અભિપ્રાય અનુસાર જો તેને આ કાવ્ય–મન્દિરમાં પ્રવેશ કરવાની તીવ્ર ઉત્કણ્ઠા થઇ હોય તો તેને સ્ખલિત કરવી યોગ્ય નહિ ગણાય એમ માની હું અહીંથી તેની રજા લઉં છું એટલે હવે આ કાવ્ય–મન્દિરની સમીપ રહેલી વિષય–સૂચીરૂપી વાટિકામાં થઇને કાવ્ય–મન્દિરમાં સુખેથી પ્રવેશ કરવામાં તેને વિલંબ થશે નહિ.

ભગતવાડી, ભુલેશ્વર, મુંબઇ
વીર સંવત્ ૨૪૫૨
માઘ શુક્લ સપ્તમી.

હીરાલાલ રસિકદાસ કાપડિયા.

---

૧ આ કવીશ્વરે સોળ વિદ્યા–દેવીઓમાંથી પંદર વિદ્યા–દેવીઓની સ્તુતિ કરી છે. આ સંબંધમાં વધારે વિચારણીય હકીકત તો એ છે કે કાલી અને મહાકાલી નામની વિદ્યા–દેવીઓની (તેમજ આ કાવ્યના આઠમા પદ્યમાં ધરણેન્દ્રની અગ્ર મહિષીથી વૈરોટ્યા સમજવામાં આવે તો તેની પણ) બબ્બે વાર સ્તુતિ કરી, પરંતુ સર્વાસ્ત્રા મહાજ્વાલા વિદ્યા–દેવીની તો એક વાર પણ તેમણે સ્તુતિ કરી નહિ તેનું શું કારણ હશે?

# વિષય-સૂચી.



श्रीवप्पभट्टिसूरिविरचिता

# ॥ चतुर्विंशतिका ॥

## १ श्रीऋषभजिनस्तुतयः

अथ श्रीनाभेयस्य स्तुतिः—

नम्रेन्द्रमौलिगलितोत्तमपारिजात-
मालार्चितक्रम! भवन्तमपारिजात! ।
'नाभेय!' नौमि भुवनत्रिकपापवर्ग-
दायिन्! जिनास्तमदनादिकपापवर्ग ! ॥ १ ॥
—वसन्ततिलका

जिनवराणां प्रार्थना—

दारिद्र्यमद्रिसमविग्रहतापनीय-
राशिप्रदानविधिना महताऽपनीय ।
यैर्दुःखशत्रुरिह जन्मवतामघानि
निघ्नन्तु ते जिनवरा भवतामघानि ॥ २ ॥—वसन्त०

जैनसिद्धान्तप्रशंसा—

यद् दोषदारुदहनेषु रतः कृशानुः
स्याद् आपदुर्व्यपि हि यत् स्मरतः कृशा नुः ।
यद् वृष्टिरेव परिदाहिषु मेघजाऽलं
जैनं मतं हरतु तद् गुरु मेऽघजालम् ॥ ३ ॥—वसन्त०

श्रुतदेवतासंकीर्तनम्—

यां द्राग् भवन्ति सुरमन्त्रिसमा नमन्तः
सन्त्यज्य मोहमधियोऽप्यसमानमन्तः ।

वाग्देवता हतकुवादिकुला भवर्णात्
सा पातु कुन्दविकसन्मुकुलाभवर्णा ॥ ४ ॥ १ ॥—वसन्त०

ॐ ॐ ॐ ॐ

## २ श्रीअजितजिनस्तुतयः

अथ श्रीअजितनाथस्य स्तुतिः—

कुसुमबाणचमूभिरपीडित-
स्त्रिभिरतीव जगद्भिरपीडितः ।
सकललोकमवन् वृजिनाजितः
शमयताद् दुरितानि जि'नाजितः' ॥ १ ॥
—द्रुतविलम्बितम्

जिनेश्वराणां नुतिः—

कृतवतोऽसुमतां शरणान्वयं
सकलतीर्थकृतां चरणान् वयम् ।
सुरकृताम्बुजगर्भनिशान्तकान्
रविसमान् प्रणुमोऽघनिशान्तकान् ॥ २ ॥—द्रुत०

जिनवाणीप्रशंसा—

कृतसमस्तजगच्छुभवस्तुता
जितकुवादिगणाऽस्तभवस्तुता ।
अवतु वः परिपूर्णनभा रती-
र्नृमरुते ददती जिनभारती ॥ ३ ॥—द्रुत०

धरणपट्टमहिलायाः स्तुतिः—

सुफणरत्नसरीसृपराजितां
रिपुबलप्रहतावपराजिताम् ।
स्मरत तां धरणाग्रिमयोषितं
जिनगृहेषु यथाऽश्रमयोषितम् ॥ ४ ॥ २ ॥—द्रुत०

ॐ ॐ ॐ ॐ

१ तृतीयतुरीयचरणयोः पूर्वापरीभावोऽप्युपलभ्यते । २ 'चरणा०' इत्यपि पाठः ।

## ३ श्रीशम्भवजिनस्तुतयः

अथ श्रीशम्भवनाथस्य स्तुतिः—

नमो भुवनशेखरं दधति! देवि! ते वन्दिता-
मितिस्तुतिपराऽगमत् त्रिदशपावली वन्दिता ।
यदीयजननीं प्रति प्रणुत तं जिनेशं भवं
[1]निहन्तुमनसः सदाऽनुपमवैभवं 'शम्भवम्' ॥ १ ॥

–पृथ्वी (८,९)

सकलजिनेश्वराणां जन्माभिषेकः—

सुमेरुगिरिमूर्धनि ध्वनदनेकदिव्यानके
सुरैः कृतमवेक्ष्य यं मुमुदिरेऽतिभव्या न के ।
जगत्रितयपावनो जिनवराभिषेको मलं
सदा स विधुनोतु नोऽशुभमयं घनाकोमलम् ॥ २ ॥–पृथ्वी

श्रीसिद्धान्तपरिचयः—

अपेतनिधनं धनं बुधजनस्य शान्तापदं
प्रमाणनयसङ्कुलं भृशमसद्दृशां तापदम् ।
जना! जिनवरागमं भजत तं महासम्पदं
यदीप्सथ सुखात्मकं विगतकामहासं पदम् ॥ ३ ॥–पृथ्वी

रोहिणीदेव्याः स्तुतिः—

शराक्षधनुशङ्खभृन्निजयशोवलक्षा मता
[2]कृताखिलजगज्जनाहितमहाबलक्षामता ।
विनीतजनताविपद्द्विपसमृद्ध्यभिद्रोहिणी
ममास्तु सुरभिस्थिता रिपुमहीध्रभिद् 'रोहिणी' ॥४॥३॥–पृथ्वी

* * * *

१ संबोधनार्थे वा । २ 'समस्तजगतां कृताऽहित०' इत्यपि पाठः ।

## ४ श्रीअभिनन्दनजिनस्तुतयः

अथ श्रीअभिनन्दननाथस्य स्तुतिः—

अभयीकृतभीतिमज्जनः
सुरपक्तृतातुलभूतिसज्जनः ।
यो भव्यमनोऽभिनन्दनः
शिवदः सोऽस्तु जिनो 'ऽभिनन्दनः' ॥ १ ॥

—वैतालीयम्

तीर्थपतीनां नुतिः—

रक्षन्त्यचरं त्रसं च ये
कृतचरणाः शतपत्रसञ्चये ।
अपवर्गोपायशोधनाः
ते वः पान्तु जिना यशोधनाः ॥ २ ॥—वैता०

जिनवाणीविलासः—

व्याप्ताखिलविष्टपत्रया
पदचम्वा नयपुष्टपत्रया ।
या मुनिभिरभाजि नोदिता
सा वागस्तु मुदे जिनोदिता ॥ ३ ॥—वैता०

प्रज्ञप्तिदेव्याः स्तुतिः—

तन्वाऽब्जमहादलाभया
सह शक्त्याऽतुलमोदलाभया ।
मम भवतु महाशिखण्डिका
'प्रज्ञप्ती' रिपुराशिखण्डिका ॥ ४ ॥ ४ ॥—वैता०

✠ ✠ ✠ ✠

## ५ श्रीसुमतिजिनस्तुतयः

अथ श्रीसुमतिनाथस्य स्तुतिः—

कुर्वन्तमुरुप्रभं जनं
नम्रमनङ्गतरुप्रभञ्जनम् ।
भक्त्या नुत सन्महोदयं
'सुमति'जिनं विकसन्महोदयम् ॥ १ ॥

—वैतालीयम्

जिनसमूहस्य प्रार्थना—

पोतत्वं वै भवोदधौ
पततां यो गुरुवैभवो दधौ ।
वितरतु सोऽतामसं वरं
निवहस्तीर्थकृतामसंवरम् ॥ २ ॥—वैता०

जिनवाण्यै प्रणामः—

छिन्ते भववासदाम या
जिनवाक् साऽतिशिवा सदा मया ।
विनताऽभ्यधिकामसङ्गतां
यच्छतु च च्युतकामसङ्गताम् ॥ ३ ॥—वैता०

वज्रशृङ्खलादेव्याः स्तुतिः—

संस्मरत रतां कुशेशये
कनकच्छविं[1] दुरिताङ्कुशे शये ।
अहिताद्रिहवज्रशृङ्खलां
धरमाणामिह वज्रशृङ्खलाम् ॥ ४ ॥ ५ ॥—वैता०

---

१ 'कनकरुचिं' इत्यपि पाठः ।

## ६ श्रीपद्मप्रभजिनस्तुतयः

अथ श्रीपद्मप्रभनाथस्य स्तुतिः—

वर्णेन तुल्यरुचिसम्पदि विद्रुमाणां
पुष्पोत्करैः सुरगणेन दिवि द्रुमाणाम् ।
अभ्यर्चिते प्रमदगर्भमजे यशस्ये
'पद्मप्रभे' कुरुत भक्तिमजेयशस्ये ॥ १ ॥

—वसन्ततिलका

समस्तजिनेश्वराणां स्तुतिः—

ये मज्जनोदकपवित्रितमन्दरागा-
स्तोषेण यानलमुपासत मन्दरागाः ।
घर्मोद्याब्धिपतने वनराजिनाव-
स्ते पान्तु नन्दितसदेवनरा जिना वः ॥ २ ॥—वसन्त०

जिनमतविचारः—

शच्यादिदिव्यवनितौघधवस्तुत ! त्व-
मव्याहतोदितयथाविधवस्तुतत्त्व ! ।
स्थानं जिनेन्द्रमत ! नित्यमकम्प्रदेहि
जन्माद्यनन्तविपदां शमकं प्रदेहि ॥ ३ ॥—वसन्त०

वज्राङ्कुशीदेव्याः स्तुतिः—

अध्यास्त या कनकरुक् सितवारणेशं
'वज्राङ्कुशी' पटुतराऽहितवारणे शम् ।
न ह्येकधैव विजये बहुधा तु सारं
वज्राङ्कुशं धृतवती विदधातु साऽरम् ॥ ४ ॥ ६ ॥—वसन्त०

* * * *

## ७ श्रीसुपार्श्वजिनस्तुतयः

अथ श्रीसुपार्श्वनाथस्य संकीर्तनम्—

आशास्ते यः स्तवै युष्मा-नित्यसौ ख्यातिभाजनः ।
श्री'सुपार्श्व!' भवत्येव, नित्यसौख्यातिभा जनः ॥ १ ॥
—अनुष्टुप्

जिनकदम्बककीर्तनम्—

जिनांह्री नौमि यौ जुष्टा-वानतामरसंसदा ।
आरूढौ दिव्यसौवर्णा-वानतामरसं सदा ॥ २ ॥—अनु०

जिनवाणीविचारः—

यशो धत्ते न जातारि-शमना विलसन् न या ।
साऽऽर्हती भारती दत्तां, शमनाविलसन्नया ॥ ३ ॥—अनु०

अप्रतिचक्रादेव्याः प्रार्थना—

आरूढा गरुडं हेमा-भाऽसमा नाशितारिभिः ।
पाया'दप्रतिचक्रा' वो, भासमाना शितारिभिः ॥४॥७॥—अनु०

* * * *

## ८ श्रीचन्द्रप्रभस्तुतयः

अथ श्रीचन्द्रप्रभस्य स्तुतिः—

भवोद्भवतृषां भृशं कृतशिवप्रपं चामरैः
सहर्षमुपवीजितं वरवपुःप्रपञ्चामरैः ।
प्रभावलयकान्ततापहसितोरुचन्द्रप्रभं
प्रणौमि परमेश्वरं विनयचारु 'चन्द्रप्रभम्' ॥ १ ॥
—पृथ्वी (८, ९)

जिनस्वरूपम्—

अवन्तु भवतो भवात् कलुषवासकादर्पकाः
सुखातिशयसम्पदां भुवनभासकादर्पकाः ।

विलीनमलकेवलातुलविकासभारा जिना

मुदं विदधतः सदा सुवचसा सभाराजिना ॥ २ ॥–पृथ्वी

जिनागमस्मरणम्—

समस्तभुवनत्रयप्रथनसज्जनानापदः

प्रमोचयति यः स्मृतः सपदि सज्जनानापदः ।

समुल्लसितभङ्गकं तमसलं भजे नागमं

स्फुरन्नयनिवारितासदुपलम्भजैनागमम् ॥ ३ ॥–पृथ्वी

कालीदेव्याः स्तुतिः—

अशिश्रियत याऽम्बुजं धृतगदाक्षमालाऽघवान्

यया बत विपूयते भयशमक्षमाऽलाघवा ।

घनाञ्जनसमप्रभा विहतघा²तकालीहितं

ममातुलमसौ सदा प्रविदधातु 'काली' हितम् ४॥८॥–पृथ्वी

॥ ॥ ॥ ॥

## ९ श्रीसुविधिजिनस्तुतयः

अथ श्रीसुविधिनाथाय प्रणामः—

विमलकोमलकोकनदच्छद-

च्छविहराविह राजभिरामरैः ।

सततनूततनू 'सुविधेः' क्रमौ

नमत हेऽमतहेठनलालसाः! ॥ १ ॥

—द्रुतविलम्बितम्

जिनेश्वरेभ्यो विज्ञप्तिः—

कलशकुन्तशकुन्तवराङ्कित-

क्रमतला मतलाभकरा नृणाम् ।

विगतरागतरा वितरन्तु नो

हितमनन्तमनङ्गजितो जिनाः ॥ २ ॥–द्रुत०

---

१ '०कासमारा' इत्यपि पाठः । २ 'घातुकाली०' इत्यपि पाठः ।

## શબ્દાર્થ

शर=બાણ.
अक्ष=જપ-માલા.
धनु=ધનુષ્ય.
शङ्ख=શંખ.
भृ=ધારણ કરવું.
शराक्षधनुशङ्खभृत्=બાણ, જપ-માલા, ધનુષ્ય અને શંખને ધારણ કરનારી.
निज=પોતાની.
यशस्=કીર્તિ.
वलक्ष=ધવલ, શ્વેતવર્ણી.
निजयशोवलक्षा=પોતાની કીર્તિના જેવી ધવલ.
मता ( મૂ૦ मत )=અભીષ્ટ.
अखिल=સમસ્ત.
अहित=શત્રુ, વૈરી.
क्षामता=ક્ષીણપણું, દુર્બલતા.
कृताखिलजगज्जनाहितमहाबलक्षामता=સમસ્ત જગત્‌ના મનુષ્યોના શત્રુઓના મહાસૈન્યને ક્ષીણ કર્યું છે જેણે એવી.
विनीत=વિનયયુક્ત.
जनता=જન-સમૂહ.
विपद्=વિપત્તિ, આપત્તિ.
द्विप=કુંજર, હાથી.
समृद्धि=અત્યંત સંપત્તિ.
अभिद्रोहिणी ( મૂ૦ अभिद्रोहिन् ) દ્રોહ કરનારી, ક્ષય કરનારી.
विनीतजनताविपद्द्विपसमृद्ध्यभिद्रोहिणी=વિનયશીલ જન-સમૂહની વિપત્તિનો ક્ષય કરનારી.
मम ( મૂ૦ अस्मद् )=મારા.
अस्तु ( ધા૦ अस् )=થાઓ.
सुरभि=ગાય.
स्थिता ( મૂ૦ स्थित ) બેઠેલી.
सुरभिस्थिता=ગાય ઉપર બેઠેલી.
महीध्र=મહીધર, પર્વત.
भिद्=ભાંગવું, તોડી નાંખવું.
रिपुमहीध्रभिद्=શત્રુરૂપી પર્વતને ભેદનારી.
रोहिणी=રોહિણી ( દેવી ).

## શ્લોકાર્થ

**રોહિણી દેવીની સ્તુતિ—**

“ બાણ, જપ-માલા, ધનુષ્ય અને શંખને ધારણ કરનારી, પોતાની કીર્તિના જેવી ધવલ, વળી દુર્બલ બનાવ્યું છે સમસ્ત વિશ્વના માનવોના મહાસૈન્યને જેણે એવી, તથા વળી વિનયશીલ જન-સમૂહના કષ્ટરૂપી કુંજરની અત્યંત સંપત્તિનો ક્ષય કરનારી, તેમજ ગાય ઉપર આરૂઢ થયેલી એવી રોહિણી ( દેવી ) મારા દુશ્મનરૂપી પર્વતોને ભેદનારી થાઓ. ”—૧૨

## સ્પષ્ટીકરણ

**પદ્ય-ચમત્કાર—**

આ પદ્યના પદ્ય-ચમત્કારના સંબંધમાં એટલોજ ઉલ્લેખ કરવો બસ થશે કે તે ત્રીજા અને પાંચમા પદ્યને મળતું આવે છે. પરંતુ તેમ માનવામાં વકાર અને બકારને એક ગણવા પડે છે તેનું શું એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. આના સમાધાનાર્થે કહેવાનું કે આ વાત તો આપણે નવમા પદ્યના સ્પષ્ટીકરણ ( પૃ૦ ૨૨ )માં વિચારી ગયા છીએ. છતાં પણ એમ નિવેદન કરવું અસ્થાને નહિ ગણાય કે—

“ यमकश्लेषचित्रेषु, वबयोर्डलयोर्न भित्. ”

એ વાત સ્તુતિ-ચતુર્વિંશતિકા ( પૃ૦ ૯૧ ) માં પણ વિચારવામાં આવી છે.

શ્રીરોહિણીનું સ્વરૂપ—

'પુણ્ય બીજને ઉત્પન્ન કરે તે રોહિણી' એ **રોહિણી** શબ્દનો વ્યુત્પત્તિ-અર્થ છે. **રોહિણી** દેવી એ સોળ [1]વિદ્યા-દેવીઓ પૈકી એક છે. તેને ચાર હાથ છે. તેના જમણા બે હાથ જપ-માલા અને બાણુથી અલંકૃત છે, જ્યારે ડાબા બે હાથ શંખ અને ધનુષ્યથી શોભે છે. વળી તે કુન્દ, પુષ્પ, હિમ ઇત્યાદિકના જેવી શ્વેતવર્ણી છે અને ગાય એ એનું વાહન છે. આ હકીકત **નિર્વાણ-કલિકા** ઉપરથી જોઇ શકાય છે, કેમકે ત્યાં કહ્યું છે કે—

"तत्राद्यां रोहिणीं धवलवर्णां सुरभिवाहनां चतुर्भुजामक्षसूत्रबाणान्वितदक्षिणपाणिं शङ्खधनुर्युक्तवामपाणिं चेति."

આ વાતની નિમ્ન-લિખિત શ્લોક પણ સાક્ષી પૂરે છે:—

"शङ्खाक्षमालाशरचापशालि-
　चतुष्करा कुन्दतुषारगौरा ।
गोगामिनी गीतवरप्रभावा
　श्री'रोहिणी' सिद्धिमिमां ददातु ॥"

—આચાર-દિનકર, પત્રાંક ૧૬૧.



૧ જે દેવીમાં વિદ્યાની પ્રધાનતા હોય તેને વિદ્યાદેવી કહેવામાં આવે છે. આવી વિદ્યાદેવીઓ એકંદર સોળ છે—(૧) રોહિણી, (૨) પ્રજ્ઞપ્તિ, (૩) વજ્રશૃંખલા, (૪) વજ્રાંકુશી, (૫) ચક્રેશ્વરી, (૬) નરદત્તા, (૭) કાલી, (૮) મહાકાલી, (૯) ગૌરી, (૧૦) ગાંધારી, (૧૧) મહાજ્વાલા, (૧૨) માનવી, (૧૩) વૈરોટ્યા, (૧૪) અચ્છુપ્તા, (૧૫) માનસી અને (૧૬) મહામાનસી.




अथ श्रीअभिनन्दननाथस्य स्तुतिः—

अभयीकृतभीतिमज्जनः
सुरपकृतातुलभूतिमज्जनः ।
यो भव्यमनोऽभिनन्दनः
शिवदः सोऽस्तु जिनो'ऽभिनन्दनः' ॥ १३ ॥

—वैतालीयम्

## टीका

अभयीकृतो भीतिमज्जनो येन सः । सुरपैः–इन्द्रैः कृतं अतुलभूत्या मज्जनं यस्य स तथाविधः ॥ १३ ॥

## अन्वयः

यः भव्य–मनस्–अभिनन्दनः, सः अभयीकृत–भीतिमत्–जनः, सुर–प–कृत–अतुल–भूति–मज्जनः 'अभिनन्दनः' जिनः शिव–दः अस्तु'।

## શબ્દાર્થ

भय=બીક.
अभयीकृत=નિર્ભય કરેલ.
भीति=ભય.
भीतिमत्=ભયભીત, બીધેલ.
अभयीकृतभीतिमज्जनः=નિર્ભય કર્યા છે ભયભીત મનુષ્યોને જેણે એવા.
सुरप=સુરપતિ, ઇન્દ્ર.
अतुल=અનુપમ.
भूति=સંપત્તિ.
मज्जन=જલાભિષેક, સ્નાન.
सुरपकृतातुलभूतिमज्जनः=સુરપતિઓએ કર્યો છે અસાધારણ સંપત્તિપૂર્વક જલાભિષેક જેનો એવા.
यः (मू० यद्)=જે.
अभिनन्दन=આનંદ આપનારા.
भव्यमनोऽभिनन्दनः=ભવ્ય (જીવો)ના ચિત્તને રંજન કરનારા.
शिव=(૧) મુક્તિ, નિર્વાણ; (૨) કલ્યાણ, સુખ.
शिवदः=(૧) મુક્તિ આપનારા; (૨) કલ્યાણકારી.
जिनः (मू० जिन)=તીર્થંકર.
अभिनन्दनः (मू० अभिनन्दन)=અભિનન્દન (નાથ), ચતુર્થ તીર્થંકર.

## શ્લોકાર્થ

**શ્રીઅભિનન્દનનાથની સ્તુતિ—**

"જે ભવ્ય (જીવો)ના ચિત્તને આનંદ આપનારા છે, તે [1]અભિનન્દન જિન કે જેણે ભયભીત મનુષ્યોને નિર્ભય કર્યા છે, તેમજ જેનો, સુરપતિઓએ અપૂર્વ સંપત્તિ-પૂર્વક જલાભિષેક કર્યો હતો, તે (જિનેશ્વર) મોક્ષદાયક [અથવા સુખકારી] થાઓ."—૧૩

## સ્પષ્ટીકરણ

**પદ્ય-મીમાંસા—**

પદ્ય-ચમત્કારમાં ૧૧મા પદ્યને મળતું આવતું તેમજ ચારે ચરણોના અંત્ય અક્ષરની સમાનતારૂપ વિશિષ્ટતાથી યુક્ત આ પદ્ય (તેમજ ત્યાર પછીનાં સાત પદ્યો પણ) **વૈતાલીય** નામના છંદમાં રચાયેલ છે. આ છંદનું લક્ષણ વૃત્તરત્નાકરમાં નીચે મુજબ આપ્યું છે:—

"षड् विषमेऽष्टौ समे कलास्ताश्च समे स्युर्नो निरन्तराः ।
न समाऽत्र पराश्रिता कला वैतालीयेऽन्ते रलौ गुरुः ॥"

અર્થાત્ જે પદ્યનાં પ્રથમ અને તૃતીય ચરણોમાં છ છ માત્રા હોવા ઉપરાંત ત્યાર પછી રગણ અને ત્યાર પછીના બે અક્ષરો અનુક્રમે હ્રસ્વ અને દીર્ઘ હોય અને બાકીનાં બે ચરણોમાં આઠ આઠ માત્રા હોવા ઉપરાંત ઉપર કહ્યા મુજબ રગણ અને હ્રસ્વ અને દીર્ઘ એવા ઉપાન્ત્ય અને અન્ત્ય અક્ષરો હોય, તે પદ્ય 'વૈતાલીય' છંદમાં રચાયેલું સમજવું. વિશેષમાં દ્વિતીય અને ચતુર્થ ચરણોમાં સમસ્ત અક્ષરો લઘુ હોવા ન જોઇએ તેમજ સમ સંખ્યાવાળી એટલે બીજી, ચોથી, છઠ્ઠી અને આઠમી કલા ત્રીજી, પાંચમી અને સાતમીની સાથે મળેલ ન જોઇએ. વૈતાલીય છંદનું લક્ષણ યથાર્થ રીતે સમજાય તેટલા માટે આ પદ્યનાં પ્રથમ અને દ્વિતીય ચરણો તરફ દૃષ્ટિ-પાત કરીએ.

```
              ।  ।  ऽ  ।  ।    –  ⏑  –    ⏑  –
પ્રથમ ચરણ.    अ  भ  यी क्र त । भी ति मज् । ज  नः
              १  १  २  १  १       र       ल  ग
              ।  ।  ।  ।  ऽ  ।  ।    –  ⏑  –    ⏑  –
દ્વિતીય ચરણ.  सु र  प  क्र ता तु ल । भू ति मज् । ज नः
              १  १  १  १  २  १  १       र       ल ग
```

✻ ✻ ✻ ✻

**तीर्थपतीनां नुतिः—**

रक्षन्त्यचरं त्रसं च ये
कृतचरणाः शतपत्रसञ्चये ।
अपवर्गोपायशोधनाः
ते वः पान्तु जिना यशोधनाः ॥ १४ ॥

—वैता०

---

૧ આ ચતુર્થ તીર્થંકર અભિનન્દનનાથના ચરિત્ર ઉપર સ્તુતિ-ચતુર્વિંશતિકા (પૃ૦ ૬૪) થોડે ઘણે અંશે પ્રકાશ પાડે છે.

## टीका

ये जिना रक्षन्ति । अचरं-स्थावरं त्रसं च प्राणिनम् । कमलसञ्चये कृताश्चरणा यैस्ते तथाविधाः । मोक्षोपायशोधनाः । यश एव धनं येषां ते यशोधनाः ॥ १४ ॥

## अन्वयः

ये अ-चरं त्रसं च रक्षन्ति, ते शत-पत्र-सञ्चये कृत-चरणाः, अपवर्ग-उपाय-शोधनाः, यशस्-धनाः जिनाः वः पान्तु ।

## શબ્દાર્થ

रक्षन्ति ( धा० रक्ष् )=રક્ષણ કરે છે.
चर=હાલતું ચાલતું.
अचरं ( मू० अचर )=સ્થાવર, એકેન્દ્રિય.
त्रसं=( मू० त्रस )=ત્રસ, હાલી ચાલી શકે તે, દ્વીન્દ્રિયાદિક.
च=અને, તથા.
ये ( मू० यद् )=જેઓ.
चरण=પાદ, પગ.
कृतचरणाः=સ્થાપન કર્યાં છે ચરણોને જેમણે એવા.
शत=સો.
पत्र=પત્ર, પાંખડી.
शतपत्र=સો પાંખડીવાળું કમળ, શતપત્ર.
सञ्चय=સમૂહ.
शतपत्रसञ्चये=શતપત્રના સમૂહ ઉપર.
उपाय=સાધન.
शोधन=શોધ કરનાર.
अपवर्गोपायशोधनाः=મોક્ષનાં સાધનની શોધ કરનાર.
पान्तु ( धा० पा )=રક્ષણ કરો, બચાવો.
जिनाः ( मू० जिन )=તીર્થંકરો.
धन=પૈસો.
यशोधनाः=કીર્તિ છે ધન જેમનું એવા.

## શ્લોકાર્થ

**તીર્થંકરોની સ્તુતિ—**

"જેઓ [1]સ્થાવર તેમજ [2]ત્રસ (જીવો)ની રક્ષા કરે છે, તે, શતપત્રના સમૂહ ઉપર ચરણને સ્થાપન કરનારા, મોક્ષ (માર્ગ)નાં સાધનની શોધ કરનારા તેમજ કીર્તિરૂપી ધનવાળા એવા તીર્થંકરો (હે ભવ્ય-લોક !) તમારૂં પરિપાલન કરો."—૧૪

## સ્પષ્ટીકરણ

**પદ્ય-ચમત્કાર—**

આ તેમજ ત્યાર પછીનાં બે પદ્યો પણ છઠ્ઠા, સાતમા અને આઠમા પદ્યની માફક પાદાંત-સમચતુરક્ષરપુનરાવૃત્તિરૂપ ચમકથી શોભે છે.

⁂ ⁂ ⁂ ⁂

---

૧-૨ એકલી સ્પર્શન ઇન્દ્રિયવાળા એકેન્દ્રિય જીવને 'સ્થાવર' કહેવામાં આવે છે, જ્યારે બેથી પાંચ ઇન્દ્રિયવાળા જીવોને 'ત્રસ' સંબોધવામાં આવે છે. આ સંબંધમાં વિચારો ન્યાયકુસુમાંજલિનો પંચમ સ્તબક.

जिनवाणीविलासः—

व्याप्ताखिलविष्टपत्रया
पद्चम्वा नयपुष्टपत्रया ।
या मुनिभिरभाजि नो दिता
सा वागस्तु मुदे जिनोदिता ॥ १५ ॥

—वैता०

### टीका

या यतिभिः अभाजि-सेविता । किंभूता ? व्याप्तं अखिलं विष्टपत्रयं यया सा तथाभूता । कया व्याप्तं ? पद्चम्वा । किंभूतया ? नया एव पुष्टानि पत्राणि-वाहनानि यस्याः सा तया । नो दिता-अखण्डिता ॥ १५ ॥

### अन्वयः

नय-पुष्ट-पत्रया पद्-चम्वा व्याप्त-अखिल-विष्टप-त्रया या मुनिभिः अभाजि, सा जिन-उदिता नो दिता वाग् मुदे अस्तु ।

### શબ્દાર્થ

व्याप्त ( धा० आप् )=વ્યાપેલું, પૂર્ણ.
विष्टप=ભુવન.
त्रय=ત્રણનો સમૂહ.
व्याप्ताखिलविष्टपत्रया=વ્યાપ્ત કર્યું છે સમસ્ત ત્રૈલોક્યને જેણે એવા.
पद्=પદ, વાક્યનો એક ભાગ.
पद्चम्वा=પદોના સૈન્ય વડે.
पुष्ट ( धा० पुष् )=પોષેલું.
पत्र=વાહન.
नयपुष्टपत्रया=નયોરૂપી પુષ્ટ વાહનો છે જેમાં એવા.
या ( मू० यद् )=જે.
मुनिभिः ( मू० मुनि )=મુનિઓ વડે.
अभाजि ( धा० भज् )=સેવાતી હવી.
नो=નહિ.
दिता ( मू० दित )=ખણ્ડિત.
वाग् ( मू० वाच् )=વાણી.
मुदे ( मू० मुद् )=હર્ષને માટે.
उदित ( धा० वद् )=પ્રરૂપેલ, ઉચ્ચારેલ.
जिनोदिता=જિનેશ્વરે પ્રરૂપેલી.

### શ્લોકાર્થ

જિન-વાણીની મનોમોહકતા—

“નયરૂપી પુષ્ટ વાહનો છે જેમાં એવાં પદોના સૈન્ય વડે વ્યાપ્ત કર્યું છે સમસ્ત ત્રૈલોક્યને જેણે એવી જે ( જિન-વાણી ) મુનિઓ વડે ( પણ ) સેવાતી હવી ( અર્થાત્ જેનો મુનિવરોએ પણ આશ્રય લીધો ), તે જિનેશ્વરે ઉચ્ચારેલી તેમજ અખંડિત એવી વાણી ( હે ભવ્ય-જન ! તમારા ) હર્ષને માટે થાઓ.”—૧૫

❀ ❀ ❀ ❀

प्रज्ञप्तिदेव्याः स्तुतिः—

तन्वाऽब्जमहादलाभया
सह शक्त्याऽतुलमोदलाभया ।
मम भवतु महाशिखण्डिका
'प्रज्ञप्ती' रिपुराशिखण्डिका ॥ १६ ॥ ४ ॥

—वैता०

## टीका

प्रज्ञप्तिदेवता मम रिपुराशिखण्डिका भवतु । किंविधा ? तन्वा-शरीरेणोपलक्षिता । किंविशिष्टया ? अब्जस्य महच्च तद् दलं च तद्वत् आभा छाया यस्याः सा तया । तथा सह शक्त्या-सायुधेन । कीदृशा शक्त्या ? अतुलमोदस्य लाभो यस्याः सकाशात् सा तया । महान् शिखण्डी-मयूरो वाहनं यस्याः सा ॥ १६ ॥

## अन्वयः

अब्ज-महत्-दल-आभया तन्वा, अतुल-मोद-लाभया (च) शक्त्या सह (उपलक्षिता) महत्-शिखण्डिका 'प्रज्ञप्तिः' मम रिपु-राशि-खण्डिका भवतु ।

## શબ્દાર્થ

तन्वा ( मू० तनु )=દેહ વડે.
अप्=જલ.
अब्ज=જલમાં ઉત્પન્ન થાય તે, કમલ.
दल=પત્ર.
अब्जमहादलाभया=કમલના મહાપત્ર જેવી કાંતિ છે જેની એવા.
सह=સહિત.
शक्त्या ( मू० शक्ति )=શક્તિ( આયુધ-વિશેષ ) વડે, એક જાતના અસ્ત્રથી.
मोद=હર્ષ.
लाभ=લાભ, ફાયદો.
अतुलमोदलाभया=અનુપમ હર્ષનો લાભ છે જે દ્વારા એવા.
भवतु ( धा० भू )=થાઓ.
शिखण्डिन्=મયૂર, મોર.
महाशिखण्डिका=મોટો મોર છે ( વાહન ) જેનું એવી.
प्रज्ञप्तिः ( मू० प्रज्ञप्ति )=પ્રજ્ઞપ્તિ ( દેવી ).
खण्डिका=ખણ્ડન કરનારી, નાશ કરનારી.
रिपुराशिखण्डिका=શત્રુ-સમૂહનો નાશ કરનારી.

## શ્લોકાર્થ

પ્રજ્ઞપ્તિ દેવીની સ્તુતિ—

"કમલના મહાપત્રના જેવી કાંતિ છે જેની એવા દેહ વડે તેમજ અનુપમ હર્ષનો લાભ છે જે દ્વારા એવા શક્તિ ( નામના અસ્ત્ર ) વડે ઉપલક્ષિત તથા વળી મહાન્ મયૂર છે (વાહન) જેનું એવી પ્રજ્ઞપ્તિ (દેવી) મારા વૈરિ-વર્ગનો વિનાશ કરનારી થાઓ."—૧૬




निर्वाणकलिकायाम्—

"प्रज्ञप्तिं श्वेतवर्णां मयूरवाहनां चतुर्भुजां वरदशक्तियुक्तदक्षिणकरां मातुलिङ्गशक्तियुक्तवामहस्तां चेति ।"

नि. सा. प्रेस.

## સ્પષ્ટીકરણ

**પ્રજ્ઞપ્તિ દેવીનું સ્વરૂપ—**

'પ્રકૃષ્ટ છે જ્ઞાન જેને વિષે તે પ્રજ્ઞપ્તિ' એમ **પ્રજ્ઞપ્તિ** શબ્દ ઉપરથી જોઇ શકાય છે. આ **પ્રજ્ઞપ્તિ** પણ એક વિદ્યા-દેવી છે. તેને બે હાથ છે. તે એક હાથમાં શક્તિ નામનું આયુધ રાખે છે, જ્યારે બીજા હાથમાં તે કમલ રાખે છે. એની કાંતિ પણ કમલ-સમાન છે. વિશેષમાં એને મોરનું વાહન છે. વિચારો આ હકીકતને સારૂ નીચેનો શ્લોકઃ—

" शक्तिसरोरुहहस्ता, मयूरकृतयानलीलया कलिता ।
प्रज्ञप्तिर्विज्ञप्तिं, शृणोतु नः कमलपत्राभा ॥" —આર્યા
—આચાર૦ પત્રાંક ૧૬૧.

**નિર્વાણ-કલિકા**માં તો આ દેવીને ચાર હાથવાળી વર્ણવી છે. એને લગતો ઉલ્લેખ નીચે મુજબ છેઃ—

"तथा प्रज्ञप्तिं श्वेतवर्णां मयूरवाहनां चतुर्भुजां वरदशक्तियुक्तदक्षिणकरां मातुलिङ्गशक्तियुक्तवामहस्तां चेति"

અર્થાત્—**પ્રજ્ઞપ્તિ** દેવીનો વર્ણ શ્વેત છે અને મોર એ એનું વાહન છે. વળી એને ચાર હાથ છે. તેના જમણા બે હાથ વરદ અને શક્તિથી વિભૂષિત છે, જ્યારે ડાબા બે હાથ બીજોરા અને શક્તિથી અલંકૃત છે.





## ५ श्रीसुमतिजिनस्तुतयः

अथ श्रीसुमतिनाथस्य स्तुतिः—

कुर्वन्तमुरुप्रभं जनं
नम्रमनङ्गतरुप्रभञ्जनम् ।
भक्त्या नुत सन्महोदयं
'सुमति'जिनं विकसन्महोदयम् ॥ १७ ॥

—वैता०

### टीका

भक्त्या नुत-स्तुत सुमतिजिनम् । किंविधं ? कुर्वन्तं जनं उरुप्रभं नम्रं सन्तम् । जिनं किंविधं ? अनङ्गतरोः प्रभञ्जनं-समीरम्, सत्यौ-शोभने महश्च पूजा दया च महोदये यस्य तं सन्महोदयम्, विकसन् महान् उदयः-प्रादुर्भावो यस्य तम् ॥ १७ ॥

### अन्वयः

नम्रं जनं उरु-प्रभं कुर्वन्तं, अनङ्ग-तरु-प्रभञ्जनं, सत्-महस्-दयं, विकसत्-महत्-उदयं 'सुमति'-जिनं भक्त्या नुत ।

### શબ્દાર્થ

कुर्वन्तं ( मू० कुर्वत् )=કરનારા.
उरु=વિસ્તીર્ણ, વિશાળ.
प्रभा=કાન્તિ, તેજ.
उरुप्रभं=મહાતેજસ્વી.
जनं ( मू० जन )=મનુષ્યને.
नम्रं ( मू० नम्र )=પ્રણામશીલ.
अनङ्ग=કામદેવ, કંદર્પ.
तरु=વૃક્ષ, ઝાડ.
प्रभञ्जन=પવન.
अनङ्गतरुप्रभञ्जनं=કંદર્પરૂપ વૃક્ષ પ્રતિ પવન (સમાન).
भक्त्या ( मू० भक्ति )=ભક્તિ વડે, શ્રદ્ધાપૂર્વક.
नुत ( धा० नु )=તમે સ્તુતિ કરો.
सत्=શોભનીય, પ્રશંસનીય.
महस्=પૂજા, અર્ચન.
दया=દયા, કરૂણા.
सन्महोदयं=પ્રશંસનીય છે પૂજા અને દયા જેની એવા.
सुमति=સુમતિનાથ, પંચમ તીર્થંકર.
सुमतिजिनं=સુમતિ જિનને.
उदय=ઉદય.
विकसन्महोदयं=વિકાસ પામતો છે મહાન્ ઉદય જેનો એવા.

## શ્લોકાર્થ

**શ્રીસુમતિનાથની સ્તુતિ—**

"નમનશીલ નરોને મહાતેજસ્વી કરનારા એવા, વળી પ્રશંસનીય છે પૂજા અને દયા જેની એવા, તેમજ વિકાસ પામતો છે મહોદય જેનો એવા [1]સુમતિ જિનને (હે ભવ્યો!) તમે ભક્તિપૂર્વક સ્તવો."—૧૭

## સ્પષ્ટીકરણ

**પદ્ય-ચમત્કાર—**

આ તેમજ ત્યાર પછીનાં બે પદ્યો પણ દ્વિતીય પદ્યની માફક પાદાંતસમપંચાક્ષરપુનરાવૃત્તિરૂપ યમકથી અલંકૃત છે.

* * * *

**जिनसमूहस्य प्रार्थना—**

पोतत्वं वै भवोदधौ
पततां यो गुरुवैभवो दधौ ।
वितरतु सोऽतामसं वरं
निवहस्तीर्थकृतामसंवरम् ॥ १८ ॥

—वैता०

## टीका

यो निवहः । वै पूरणे । भवोदधौ पततां-निमज्जतां पोतत्वं दधौ-धृतवान् । गुरु-बृहत्प्रमाणं वैभवं यस्य सः । स निवहः अतामसं-अज्ञानाभावं वरं असंवरं-निष्प्रमाणं वितरतु ॥ १८ ॥

## अन्वयः

यः गुरु-वैभवः भव-उदधौ पततां पोतत्वं वै दधौ, सः तीर्थ-कृतां निवहः अ-तामसं वरं अ-संवरं वितरतु ।

## શબ્દાર્થ

**पोत**=નૌકા, હોડી.
**पोतत्वं** ( मू० पोतत्व )=નૌકાપણાને.
**वै**=(૧) નિશ્ચયવાચક અવ્યય; (૨) પાદ-પૂર્તિના અર્થમાં.
**उदधि**=સમુદ્ર.
**भवोदधौ**=સંસારરૂપી સમુદ્રને વિષે.
**पततां** ( मू० पतत् )=પડતા.
**गुरुवैभवः**=વિસ્તીર્ણ છે સંપત્તિ જેની એવા.
**दधौ** ( धा० धा )=ધારણ કર્યું.
**वितरतु** ( धा० तॄ )=અર્પણ કરો.
**तामस**=અજ્ઞાનવિષયક.
**अतामसं**=અજ્ઞાનના અભાવરૂપ.
**वरं** ( मू० वर )=વરદાન.
**निवहः** ( मू० निवह )=સમુદાય.
**तीर्थकृतां** ( मू० तीर्थकृत् )=તીર્થંકરોનો.
**संवर**=રોકાણ, અટકાયત.
**असंवरं**=રોકાણ વિના, અવિચ્છિન્નપણે.

---

૧ આ પંચમ તીર્થંકર સુમતિનાથના ચરિત્ર પરત્વે સ્તુતિ-ચતુર્વિંશતિકા ( પૃ૦ ૭૮ )માં વિહંગાવલોકન કરાવવામાં આવ્યું છે.

## શ્લોકાર્થ

જિન-સમુદાયને પ્રાર્થના—

" જે મહાવૈભવશાળી (સમુદાયે) સંસાર–સમુદ્રમાં પડતા (અર્થાત્ ડૂબી મરતા જીવો)ના નૌકાપણાને ખચિત ધારણ કર્યું (અર્થાત્ તેમનું રક્ષણ કરવામાં નૌકાની ગરજ સારી), તે તીર્થંકરોનો સમુદાય (હે ભવ્યો! તમને) અજ્ઞાનના અભાવરૂપ અભીષ્ટને અવિચ્છિન્નપણે અર્પો. "—૧૮

* * * *

जिन-वाण्यै प्रणामः—

छिन्त्ते भववासदाम या
जिनवाक् साऽतिशिवा सदा मया ।
विनताऽभ्यधिकामसङ्गतां
यच्छतु च च्युतकामसङ्गताम् ॥ १९ ॥

—वैता०

## टीका

भवः–संसारस्तस्मिन् वसनं–वासः स एव दाम–बन्धनं छिन्त्ते–छिनत्ति या वाणी सा सर्वदा मया विनम्यतामिति क्रियाशंसायां "भूतवच्चेत्याशंसायां" (भूतवच्चाशंस्ये वा) (सिद्ध० अ० ५, पा० ४, सू० २) निष्ठाप्रत्ययः । न केवलं मया विनम्यतां, किन्तु यच्छतु च–ददातु च असङ्गतां–निःसङ्गत्वम् । सा वाक् किंभूता ? अतीव शिवा । किंविधामसङ्गतां ? अभ्यधिकाम्–अत्यनर्गलाम् । पुनः किं० ? च्युता–क्षीणा कामस्य सङ्गता–समेकीभावता यस्याः सा ताम् ॥ १९ ॥

## अन्वयः

या भव-वास-दाम छिन्त्ते, सा अति-शिवा जिन-वाक् मया सदा विनता अभि-अधिकां च्युत-काम-सङ्गतां असङ्गतां च यच्छतु ।

## શબ્દાર્થ

छिन्त्ते (धा० छिद्)=કાપે છે, છેદી નાંખે છે.
वास=નિવાસ, રહેઠાણ.
दामन्=દોરડું.
भववासदाम=સંસાર–વાસરૂપી દોરડાને.
जिनवाक्=જિન–વાણી.
शिव=કલ્યાણકારી, માંગલિક.
अतिशिवा=અતિશય કલ્યાણકારી.
मया (मू० अस्मद्)=મારા વડે.
विनता (मू० विनत)=વન્દિત.
अभ्यधिकां (मू० अभ्यधिका)=સંપૂર્ણ, સર્વાંગ.
असङ्गतां (मू० असङ्गता)=નિઃસંગપણાને.
यच्छतु (धा० दा)=સમર્પો.
च्युत (धा० च्यु)=ક્ષીણ કરેલ.
सङ्गता=સોબત, એકત્રિતપણું, સંગતિ.
च्युतकामसङ्गतां=નષ્ટ થઇ છે કંદર્પની સંગતિ જેમાં એવી.



वज्रशृंखला.

निर्वाणकलिकायाम्—

"वज्रशृङ्खलां शङ्खावदातां पद्मवाहनां चतुर्भुजां वरदशृङ्खलान्वितदक्षिणकरां पद्मशृङ्खलाधिष्ठितवामकरां चेति ।"

नि. सा. प्रेस.


वज्रशृंखला.

निर्वाणकलिकायाम्—

“वज्रशृङ्खलां शङ्खावदातां पद्मवाहनां चतुर्भुजां वरदशृङ्खलान्वितदक्षिणकरां पद्मशृङ्खलाधिष्ठितवामकरां चेति ।”

नि. सा. प्रेस.



वज्रशृंखला.

निर्वाणकलिकायाम्—

"वज्रशृङ्खलां शङ्खावदातां पद्मवाहनां चतुर्भुजां वरदशृङ्खलान्वितदक्षिणकरां पद्मशृङ्खलाधिष्ठितवामकरां चेति ।"

नि. सा. प्रेस.

જિન-વાણીને પ્રણામ—

"જે (જિન-વાણી) સંસાર-વાસરૂપી દોરડાને છેદી નાંખે છે (અર્થાત્ જે સંસારમાંની રખડપટ્ટીનો અંત લાવે છે), તે અતિશય કલ્યાણકારી એવી જિન-વાણી મારા વડે વન્દિત થાઓ (એટલુંજ નહિ પણ) નષ્ટ થઇ છે રતિ-પતિની સંગતિ જ્યાં એવી સર્વાંગ નિઃસંગતા (પણ) (મને) સમર્પો."—૧૯

* * * *

वज्रश्रृङ्खलादेव्याः स्तुतिः—

संस्मरत रतां कुशेशये
कनकच्छविं दुरिताङ्कुशे शये ।
अहिताद्रिहवज्रश्रृङ्खलां
धरमाणामिह वज्रश्रृङ्खलाम् ॥ २० ॥ ५ ॥

—वैता०

## टीका

वज्रश्रृङ्खलां देवतां संस्मरत । आसक्तां कुशेशये-कमले । अहिताः-शत्रवस्त एवाद्रयस्तान् हन्ति या सा अहिताद्रिघ्नी, सा चासौ वज्रश्रृङ्खला च ताम् । धरमाणां-दधानाम् । क? शये-हस्ते । दुरितानामङ्कुशभूते ॥ २० ॥

## अन्वयः

कुशेशये रतां, कनक-छविं, दुरित-अङ्कुशे शये अहित-अद्रि-हन्-वज्रश्रृङ्खलां धरमाणां 'वज्र-श्रृङ्खलां' इह संस्मरत ।

## શબ્દાર્થ

संस्मरत (धा० स्मृ)=તમે યાદ કરો, સ્મરણ કરો.
रतां (मू० रता)=આસક્ત, રાગી.
कुश=જલ.
शी=સુવું.
कुशेशये (मू० कुशेशय)=કમલને વિષે.
कनक=કાંચન, સુવર્ણ.
छवि=શોભા.
कनकच्छविं=કાંચનના સમાન શોભા છે જેની એવી.
दुरित=પાપ.
अङ्कुश=અંકુશ, હાથીને ઠીક ચલાવવાની આંકડ.
दुरिताङ्कुशे=પાપના અંકુશરૂપ.
शये (मू० शय)=હસ્તને વિષે.
हन=હણવું, નાશ કરવો, ભેદવું.
वज्र=વજ્ર.
श्रृङ्खला=સાંકળ.
अहिताद्रिहवज्रश्रृङ्खलां=દુશ્મનરૂપી પર્વતને ભેદનારી વજ્રની સાંકળને.
धरमाणां (मू० धरमाणा)=ધારણ કરનારીને.
वज्रश्रृङ्खलां (मू० वज्रश्रृङ्खला)=વજ્રશૃંખલા (દેવી)ને.

"કમલને વિષે આસક્તિ ધરાવનારી તથા કાંચનના જેવી શોભાવાળી તેમજ પાપને (કાબુમાં રાખવામાં) અંકુશસમાન એવા હસ્તમાં શત્રુરૂપી પર્વતોને ભેદનારી વજ્રની સાંકળને ધારણ કરનારી એવી **વજ્રશૃંખલા** (દેવી)નું આ જગત્‌માં (હે ભવ્યો!) તમે સ્મરણ કરો."—૨૦

## સ્પષ્ટીકરણ

**પદ્ય-ચમત્કાર—**

આ પદ્યનાં પ્રથમનાં બે ચરણોમાં છેવટના પાંચ પાંચ અક્ષરો સમાન છે, જ્યારે બાકીનાં બે ચરણોમાં છેવટના છ છ અક્ષરો સમાન છે. આ ઉપરથી જોઇ શકાય છે કે અત્ર પ્રથમ પદ્યથી ઉલટી હકીકત છે.

**વજ્રશૃંખલા દેવીનું સ્વરૂપ—**

દુષ્ટ જનોનું દમન કરવાને માટે વજ્ર જેવી દુર્ભેદ્ય શૃંખલાને જે હસ્તમાં ધારણ કરે છે, તે 'વજ્રશૃંખલા' એ **વજ્રશૃંખલા**નો વ્યુત્પત્તિ-અર્થ છે. આ પણ એક વિદ્યા-દેવી છે. આ દેવી એક હાથમાં શૃંખલાને ધારણ કરે છે અને બીજા હાથમાં ગદા રાખે છે. વળી તે કનકસમાન પીતવર્ણી છે અને પદ્મ એ એનું આસન છે. આ વાતની નીચેનો શ્લોક પણ સાક્ષી પૂરે છે:—

"सशृङ्खलगदाहस्ता, कनकप्रभविग्रहा ।
पद्मासनस्था श्रीवज्र-शृङ्खला हन्तु नः खलान् ॥"

—આચાર-દિનકર, પત્રાંક ૧૬૧.

**નિર્વાણ-કલિકા**માં તો આ દેવીના સંબંધમાં જૂદો ઉલ્લેખ છે. ત્યાં તો કહ્યું છે કે **"तथा वज्रशृङ्खलां शङ्खावदातां पद्मवाहनां चतुर्भुजां वरदशृङ्खलान्वितदक्षिणकरां पद्मशृङ्खलाधिष्ठितवामकरां चेति"** અર્થાત્ **વજ્રશૃંખલા** દેવી શંખના જેવી શુદ્ધ છે અને તેને પદ્મનું વાહન છે. વિશેષમાં તેને ચાર હાથ છે. તેના જમણા બે હાથ વરદ અને શૃંખલાથી શોભે છે, જ્યારે ડાબા બે હાથ પદ્મ અને શૃંખલાથી અલંકૃત છે.





## ६ श्रीपद्मप्रभजिनस्तुतयः

अथ श्रीपद्मप्रभनाथस्य स्तुतिः—

वर्णेन तुल्यरुचिसम्पदि विद्रुमाणां
पुष्पोत्करैः सुरगणेन दिवि द्रुमाणाम् ।
अभ्यर्चिते प्रमदगर्भमजे यशस्ये
'पद्मप्रभे' कुरुत भक्तिमजेयशस्ये ॥ २१ ॥

–वसन्त०[1]

### टीका

पद्मप्रभे भक्तिं कुरुत । प्रमदगर्भं यथा स्यात् । किंभूते जिने ? तुल्या रुचीनां संपद् यस्य तस्मिन् । केन समं ? वर्णेन । केषां ? विद्रुमाणां–प्रवालानाम् । पुनः किं० ? अभ्यर्चिते । कैः ? पुष्पोत्करैः । केषां ? देवलोकद्रुमाणां (तरूणाम्) । संसारे न जायते इत्यजः, तस्मिन् अजे । यशसि हितो यशस्यस्तस्मिन् । अजेयश्च ( 'शंसु स्तुतौ' शंसनीयः शस्यः ) शस्यश्च तस्मिन् ॥ २१ ॥

### अन्वयः

विद्रुमाणां वर्णेन तुल्य-रुचि-सम्पदि, दिवि द्रुमाणां पुष्प-उत्करैः सुर-गणेन अभ्यर्चिते, अजे, यशस्ये, अजेय-शस्ये 'पद्मप्रभे' भक्तिं प्रमद-गर्भं कुरुत ।

### શબ્દાર્થ

वर्णेन ( मू० वर्ण )=વર્ણવડે, રંગવડે.
तुल्य=સમાન.
रुचि=કાંતિ.
तुल्यरुचिसम्पदि=સમાન છે શોભાની સંપત્તિ જેની એવા વિષે.
विद्रुमाणां ( मू० विद्रुम )=પરવાળાના.
पुष्प=કુસુમ, ફૂલ.
उत्कर=ઢગલો, સમૂહ.
पुष्पोत्करैः=ફૂલના ઢગલાઓ વડે.
सुरगणेन=દેવોના સમુદાય દ્વારા.
दिवि ( मू० दिव् )=સ્વર્ગમાં.
द्रुमाणां ( मू० द्रुम )=વૃક્ષોના.
अभ्यर्चिते ( मू० अभ्यर्चित )=પૂજાયેલા.
प्रमद=હર્ષ, આનંદ.
प्रमदगर्भं=હૃદયની અંદર આનંદ રહે તેમ.
अजे ( मू० अज )=નહિ જન્મ લેનારા.

---

૧ આ છંદના લક્ષણ સારૂ જુઓ પૃ૦ ૪-૫.

जिनमतविचारः—

शच्यादिदिव्यवनितौघधवस्तुत ! त्व-
मव्याहतोदितयथाविधवस्तुतत्त्व ! ।
स्थानं जिनेन्द्रमत ! नित्यमकम्प्रदेहि
जन्माद्यनन्तविपदां शमकं प्रदेहि ॥ २३ ॥

—वसन्त०

## टीका

हे जिनेन्द्रमत ! त्वं प्रकर्षेण देहि स्थानम् । हे शच्यादेः—इन्द्राण्यादेः दिव्यवनितौघस्य धवा—भर्तारस्तैः स्तुत ! । अव्याहतं—अनाहतं उदितं यथाविधं वस्तुतत्त्वं येन तस्यामन्त्रणे । किंविधं स्थानं ? नित्यं अकम्प्रा देहिनो यस्मिंस्तत् । जन्मादयश्च ता अनन्ता विपदश्च तासां शमकम् ॥ २३ ॥

## अन्वयः

शची-आदि-दिव्य-वनिता-ओघ-धव-स्तुत ! अव्याहत-उदित-यथाविध-वस्तु-तत्त्व ! जिन-इन्द्र-मत ! त्वं नित्यं अ-कम्प्र-देहि, जन्म-आदि-अनन्त-विपदां शमकं स्थानं प्रदेहि ।

## શબ્દાર્થ

शची=ઇન્દ્રાણી.
वनिता=લલના, અંગના, નારી.
ओघ=સમૂહ.
धव=પતિ, ધણી.
शच्यादिदिव्यवनितौघधवस्तुत !=હે ઇન્દ્રાણી પ્રમુખ દિવ્યાંગનાઓના સમૂહના પતિઓ વડે સ્તુતિ કરાયેલ !
त्वं ( मू० युष्मद् )=તું.
अव्याहत ( धा० हन् )=અખંડિત, નિર્બાધિત.
उदित ( धा० इ )=ઉદય પામેલ, ઉદયમાં આવેલ.
यथा=જેમ.
विध=પ્રકાર.
यथाविध=જેમ જોઇએ તેમ.
तत्त्व=તત્ત્વ, સાર.
अव्याहतोदितयथाविधवस्तुतत्त्व !=નિર્બાધિત છે તેમજ ઉદયમાં આવેલ છે યથાવિધ પદાર્થ-તત્ત્વ જેમાં એવા ! (સં૦).
स्थानं ( मू० स्थान )=સ્થાનને, પદને.
इन्द्र=મુખ્ય.
जिनेन्द्रमत !=હે જિનેશ્વરના સિદ્ધાન્ત !
नित्यं=સર્વદા.
कम्प्र=ધ્રૂજનારા.
अकम्प्र=નહિ ધ્રૂજનારા.
देहिन्=પ્રાણી, જીવ.
अकम्प्रदेहि=ધ્રૂજતા નથી જીવો જેને વિષે એવા.
जन्म ( मू० जन्मन् )=જન્મ, ઉત્પત્તિ.
अनन्त=અન્ત-રહિત, નિઃસીમ.
जन्माद्यनन्तविपदां=જન્માદિક અનન્ત આપત્તિઓના.
शमकं ( मू० शमक )=નાશ કરનારા, શાંત કરનારા.
प्रदेहि ( धा० दा )=આપ.

## શ્લોકાર્થ

જિન-મતનો વિચાર—

" હે ઇન્દ્રાણી પ્રમુખ દિવ્યાંગનાઓના સમુદાયના પતિઓ વડે (અર્થાત્ ઇન્દ્રો દ્વારા) સ્તુતિ કરાયેલ ( જૈન આગમ ) ! ( કુવાદીઓની યુક્તિઓથી ) અખંડિત છે તેમજ વળી




निर्वाणकलिकायाम्—

"वज्राङ्कुशीं कनकवर्णां गजवाहनां चतुर्भुजां वरदवज्रयुतदक्षिणकरां मातुलिङ्गाङ्कुशयुक्तवामहस्तां चेति ।"

 नि. सा. प्रेस.

ઉદયમાં આવેલ છે યથાર્થ વસ્તુ–તત્ત્વ જેને વિષે એવા હે (જૈન શાસન)! હે જિનેશ્વરના સિદ્ધાન્ત! કદાપિ ધ્રૂજતા નથી જીવો જ્યાં એવા તેમજ [1]જન્માદિક અનન્ત આપત્તિઓને અંત આણનારા એવા ([2]મુક્તિ–રૂપ) સ્થાનને તું આપ."—૨૩

## સ્પષ્ટીકરણ

**પદ્ય-ચમત્કાર—**

આ પદ્યનાં ચારે ચરણોના છેવટના પાંચ પાંચ અક્ષરો સમાન છે અર્થાત્ આ પદ્ય પાદાંત-સમપંચાક્ષરપુનરાવૃત્તિરૂપ યમકથી શોભી રહ્યું છે.

* * * *

वज्राङ्कुशीदेव्याः स्तुतिः—

अध्यास्त या कनकरुक् सितवारणेशं
'वज्राङ्कुशी' पटुतराऽहितवारणे शम् ।
न ह्येकधैव विजये बहुधा तु सारं
वज्राङ्कुशं धृतवती विदधातु साऽरम् ॥ २४ ॥ ६ ॥

—वसन्त०

## टीका

शं–सौख्यं वज्राङ्कुशी विदधातु । या अध्यास्त सितवारणेशं–गजेन्द्रम् । या कनकरुक् । अहिता–वैरिणस्तेषां निवारणे न ह्येकधैव विजये कर्तव्ये वज्राङ्कुशं धृतवती, किन्तु बहुप्रकारैः । शं किंभूतं ? सारम् । सा अरं–शीघ्रम् ॥ २४ ॥

## अन्वयः

या कनक-रुक्, अहित-वारणे पटु-तरा 'वज्राङ्कुशी' सित-वारण-ईशं अध्यास्त, विजये नहि एकधा तु एव बहुधा वज्र-अङ्कुशं धृतवती, सा सारं शं अरं विदधातु ।

## શબ્દાર્થ

अध्यास्त ( धा० आस् )=બેસતી હવી, આરોહણ કરતી હવી.
रुच्=કાંતિ.
कनकरुक्=કાંચન જેવી કાંતિ છે જેની એવી.
सित=શ્વેત.
वारण=હાથી, ગજ.
सितवारणेशं=શ્વેત ગજરાજના ઉપર.
वज्राङ्कुशी=વજ્રાંકુશી (દેવી).
पटु=ચાલાક, હોંશીઆર.
पटुतरा=વિશેષ ચાલાક.
वारण=નિવારણ, રોકી રાખવું તે.
अहितवारणे=શત્રુઓના નિવારણને વિષે.
शं=સુખવાચક અવ્યય.

---

૧ જન્માદિક આપત્તિને સારૂ જુઓ સ્તુતિ-ચતુર્વિંશતિકા (પૃ૦ ૧૦૫).

૨ 'જૈન દૃષ્ટિએ મુક્તિનું સ્વરૂપ' એ વાત ન્યાયતીર્થ ન્યાયવિશારદ મુનિરાજ શ્રીન્યાયવિજયકૃત 'ન્યાયકુસુમાંજલિ'ના પંચમ સ્તબકમાં અને તદ્ગત શ્લોકો ઉપરના મારા સ્પષ્ટીકરણમાં વિચારવામાં આવી છે. વળી સ્તુતિ-ચતુર્વિંશતિકા (પૃ૦ ૪૨-૪૩)માં પણ આ સંબંધમાં વિચાર કરવામાં આવ્યો છે.

नहि=નહિ.
एकधा=એક પ્રકારે.
विजये (મૂ૦ विजय)=જયને વિષે, ફત્તેહમાં.
बहुधा=અનેક પ્રકારે.
तु=કિન્તુ, પણ.
सारं (મૂ૦ सार)=સારભૂત.
वज्राङ्कुशं=વજ્ર તથા અંકુશને.
धृतवती (ધા૦ धृ)=ધારણ કર્યાં.
विदधातु (ધા૦ धा)=કરો.
अरं=શીઘ્ર, જલદી.

## શ્લોકાર્થ

**વજ્રાંકુશી દેવીની સ્તુતિ—**

"કાંચનના સમાન કાંતિવાળી તેમજ શત્રુઓનું નિવારણ કરવામાં અતિશય ચતુર એવી જે **વજ્રાંકુશી** (દેવી) શ્વેત ગજરાજ ઉપર બેસતી હવી તેમજ જેણે વિજયમાં એકજ રીતે નહિ કિન્તુ અનેક પ્રકારે વજ્ર અને અંકુશને ધારણ કર્યાં, તે (દેવી) (હે ભવ્યો! તમને) સત્વર સારભૂત સુખ સમર્પો."—૨૪

## સ્પષ્ટીકરણ

**પદ્ય-ચમત્કાર—**

આ પદ્ય પદ્ય-ચમત્કારમાં પાંચમા અને બારમા પદ્યને મળતું આવે છે; કેમકે તેનાં પ્રથમનાં બે ચરણોમાં છેવટના પાંચ પાંચ અક્ષરો સમાન છે, જ્યારે બાકીનાં બે ચરણોમાં છેવટના ચાર ચાર અક્ષરો સમાન છે.

**વજ્રાંકુશી દેવીનું સ્વરૂપ—**

વજ્ર અને અંકુશને જે ધારણ કરે તે 'વજ્રાંકુશી' એ **વજ્રાંકુશી** શબ્દનો વ્યુત્પત્તિ-અર્થ છે. આ વિદ્યા-દેવીની કાંચનવર્ણી કાયા છે અને તેને હાથીનું વાહન છે. વિશેષમાં તેને ચાર હાથ છે. તેના જમણા બે હાથ વરદ અને વજ્રથી વિભૂષિત છે, જ્યારે ડાબા બે હાથ તો માતુલિંગ (બીજોરૂં) અને અંકુશથી અલંકૃત છે. આ પ્રમાણેનો ઉલ્લેખ <u>નિર્વાણ-કલિકા</u>માં છે. ત્યાં કહ્યું છે કે—

"**तथा वज्राङ्कुशीं कनकवर्णां गजवाहनां चतुर्भुजां वरदवज्रयुतदक्षिणकरां मातुलिङ्गाङ्कुशयुक्तवामहस्तां चेति**"

આ સંબંધમાં નીચેનો શ્લોક વિચારી લઇએ.

"निस्त्रिंशवज्रफलकोत्तमकुन्तयुक्त-
हस्ता सुतप्तविलसत्कलधौतकान्तिः।
उन्मत्तदन्तिगमना भुवनस्य विघ्नं
'वज्राङ्कुशी' हरतु वज्रसमानशक्तिः ॥"

—આચાર૦ પત્રાંક ૧૬૨.






अथ श्रीसुपार्श्वनाथस्य संकीर्तनम्—

**आशास्ते यः स्तवै युष्मानित्यसौ ख्यातिभाजनः ।**
**श्री'सुपार्श्व'! भवत्येव, नित्यसौख्यातिभा जनः ॥ २५ ॥**

—अनुष्टुप्

## टीका

हे नित्यं सौख्यं यस्य सः । यः पुमान् आशास्ते–इच्छति । कथं ? इति अहं स्तवै युष्मान् । असौ सः । अतीव भा–दीप्तिर्यस्यासौ अतिभा जनो–लोकः । अत्र समासान्तविभक्तिः । स ख्यातिभाजनो भवत्येव चेति ॥ २५ ॥

## अन्वयः

श्री-'सुपार्श्व'! नित्य-सौख्य! यः युष्मान् स्तवै इति आशास्ते, असौ जनः अति-भाः ख्याति-भाजनः (च) भवति एव ।

## શબ્દાર્થ

**आशास्ते** ( धा० शास् )=ઇચ્છે છે.
**स्तवै** ( धा० स्तु )=હું સ્તવું.
**युष्मान्** ( मू० युष्मद् )=તમને.
**असौ** ( मू० अदस् )=તે.
**ख्याति**=કીર્તિ, આબરૂ.
**भाजन**=પાત્ર.
**ख्यातिभाजनः**=કીર્તિ-પાત્ર.
**श्री**=માનાર્થવાચક શબ્દ.
**सुपार्श्व**=સુપાર્શ્વ ( નાથ ), સપ્તમ તીર્થંકર.
**श्रीसुपार्श्व !**=હે શ્રીસુપાર્શ્વ ( નાથ )!
**भवति** ( धा० भू )=થાય છે.
**सौख्य**=સુખ.
**नित्यसौख्य !**=સર્વદા સુખ છે જેને એવા! ( સં૦ )
**अतिभाः**=અતિશય કાન્તિ છે જેની એવા.
**जनः** ( मू० जन )=લોક, મનુષ્ય.

## શ્લોકાર્થ

શ્રીસુપાર્શ્વનાથનું સંકીર્તન—

"હે [1]શ્રીસુપાર્શ્વ( નાથ )! હે સર્વદા સુખ છે જેને એવા ( ઈશ્વર )! હું તમને સ્તવું એ પ્રકારની જે ઇચ્છા રાખે છે, તે મનુષ્ય અતિશય કાન્તિવાળો તેમજ કીર્તિ-પાત્ર બને છે."—૨૫

---

૧ આ સાતમા તીર્થંકરની સ્થૂલ રૂપરેખા સ્તુતિ-ચતુર્વિંશતિકા ( પૃ૦ ૯૯–૧૦૦ )માં આલેખવામાં આવી છે.

## સ્પષ્ટીકરણ

પદ્ય-મીમાંસા—

આ તેમજ ત્યાર પછીનાં પણ ત્રણ પદ્યો 'શ્લોક' યાને 'અનુષ્ટુપ્' વૃત્તમાં રચાએલા છે. આનું લક્ષણ એમ આપવામાં આવે છે કે—

"श्लोके षष्ठं गुरु ज्ञेयं, सर्वत्र लघु पञ्चमम् ।
द्विचतुष्पादयोर्ह्रस्वं, सप्तमं दीर्घमन्ययोः ॥"—શ્રુત૦ શ્લો૦ ૧૦.

અર્થાત્ 'શ્લોક' નામના છંદનાં ચારે ચરણોમાં છઠ્ઠો અક્ષર દીર્ઘ અને પાંચમો સર્વત્ર હ્રસ્વ જાણવો, જ્યારે બીજા અને ચોથા ચરણનો સાતમો અક્ષર હ્રસ્વ અને બાકીનાં બે ચરણોનો તે અક્ષર દીર્ઘ સમજવો.

પદ્ય-ચમત્કાર—

અત્યાર સુધીમાં આપણે જે જે પદ્યો જોઇ ગયા તેમાં તો પાદાંતમાં અમુક અક્ષરો સમાન હતા. અત્ર તો આખું બીજું ચરણ ચોથા ચરણની સાથે મળતું આવે છે એ વાત યમકની દૃષ્ટિએ વિશિષ્ટતા સૂચવે છે. આ પછીનાં ત્રણ પદ્યો પણ આ પ્રકારના યમકથી શોભી રહ્યાં છે.[1]

卐 卐 卐 卐

जिनकदम्बककीर्तनम्—

**जिनांह्री नौमि यौ जुष्टावानतामरसंसदा ।**
**आरूढौ दिव्यसौवर्णावानतामरसं सदा ॥ २६ ॥**

—अनु०

### टीका

**यौ जुष्टौ-सेवितौ । अवानं-अम्लानम् ॥ २६ ॥**

### अन्वयः

यौ आनत-अमर-संसदा जुष्टौ, दिव्य-सौवर्ण-अवान-तामरसं सदा आरूढौ, (तौ) जिन-अंह्री नौमि ।

### શબ્દાર્થ

**अंह्रि**=ચરણ.
**जिनांह्री**=જિનોનાં બે ચરણોને.
**यौ** (મૂ૦ यद्)=જે બે.
**जुष्टौ** (મૂ૦ जुष्ट)=સેવન કરાએલ.
**आनत** (ધા૦ नम्)=અત્યંત પ્રણામ કરેલ.
**अमर**=દેવતા; સુર.
**संसद्**=સભા, પરિષદ્.
**आनतामरसंसदा**=અત્યંત નમ્ર એવી સુરોની સભા વડે.
**आरूढौ** (મૂ૦ आरूढ)=આરૂઢ થયેલ.
**सौवर्ण**=કનકમય.
**अवान**=અમ્લાન, નહિ કરમાઇ ગયેલ.
**तामरस**=રક્ત કમલ.
**दिव्यसौवर्णावानतामरसं**=દિવ્ય, સુવર્ણમય તેમજ અમ્લાન એવાં રક્ત કમલના ઉપર.

---

૧ શ્રીમેરુવિજયકૃત 'જિનાનન્દસ્તુતિ'નાં સમસ્ત પદ્યો આવા યમકથી શોભે છે, જ્યારે શ્રીશોભનસૂરીશ્વરકૃત સ્તુતિ-ચતુર્વિંશતિકામાંનાં ઘણાં ખરાં પદ્યો આવા યમકથી અલંકૃત છે.

## શ્લોકાર્થ

જિનેશ્વરોનું કીર્તન—

"જે (બે ચરણો) અત્યંત નમ્ર એવા સુરોની સભા વડે સેવાએલાં છે, તેમજ વળી જે દિવ્ય, સુવર્ણમય તેમજ અમ્લાન એવાં રક્ત કમલોના ઉપર સદા આરૂઢ થયેલાં છે, તે જિનનાં ચરણોને હું સ્તવું છું."—૨૬

卐 卐 卐 卐

जिनवाणीविचारः—

यशो धत्ते न जातारि–शमना विलसन् न या ।
साऽऽर्हती भारती दत्तां, शमनाविलसन्नया ॥ २७ ॥

—अनु०

## टीका

सा भारती शं ददातु । या भारती यशो न धत्ते ? किन्तु धत्त एव । सैव विशिष्यते–जातमरिशमनं यस्याः सा । किंभूतं यशः ? विलसद्–विजृम्भमाणम् । अनाविला–अनाकुलाः शोभना नया यस्यां सा ॥ २७ ॥

## अन्वयः

या जात–अरि–शमना विलसत् यशः न धत्ते न, सा अनाविल–सत्–नया आर्हती भारती शं दत्ताम् ।

## શબ્દાર્થ

यशः ( मू० यशस् )=કીર્તિને.
धत्ते ( धा० धा )=ધારણ કરે છે.
जात ( धा० जन् )=કરેલ.
शमन=વધ, નાશ.
जातारिशमना=શાંત કરી દીધા છે શત્રુઓને જેણે એવી.
विलसत् ( धा० लस् )=વિલાસ કરતું, ઉલ્લાસ પામતું.
आर्हती=તીર્થંકરસંબંધી.
दत्ताम् ( धा० दा )=અર્પો.
भारती ( मू० भारती )=વાણી.
अनाविल=નિર્મલ.
अनाविलसन्नया=નિર્મલ તેમજ શોભનીય છે નયો જેમાં એવી.

## શ્લોકાર્થ

જિન–વાણીનો વિચાર—

"શાંત કરી દીધા છે શત્રુઓને જેણે એવી જે (જિન–વાણી) કીર્તિને ધારણ કરતી નથી એમ નહિ (પરંતુ કરે છેજ), તે નિર્મલ તથા શોભનીય (નૈગમાદિક) નયોથી વ્યાપ્ત એવી અર્હત્–સંબંધિની વાણી (ભવ્ય–જનોને) સુખ અર્પો."—૨૭

अप्रतिचक्रादेव्याः प्रार्थना—

आरूढा गरुडं हेमा–भाऽसमा नाशितारिभिः ।
पायादप्रतिचक्रा वो, भासमाना शितारिभिः ॥ २८ ॥ ७ ॥

—अनु०

## टीका

हेम्न इव आभा यस्याः सा । नाशिता अरयो यैस्तैः । शितारिभिः–तीक्ष्णचक्रैर्भासमाना–दीप्यमाना ॥ २८ ॥

## अन्वयः

गरुडं आरूढा, हेम[ न् ]–आभा, अ–समा, नाशित–अरिभिः शित–अरिभिः भासमाना 'अप्रतिचक्रा' वः पायात् ।

## શબ્દાર્થ

आरूढा ( मू० आरूढ )=આરૂઢ થયેલી.
गरुडं ( मू० गरुड )=ગરૂડના ઉપર.
हेम [ न् ]=સુવર્ણ.
हेमाभा=સુવર્ણસમાન પ્રભા છે જેની એવી.
असमा ( मू० असम )=નિરૂપમ, અનુપમ.
नाशित ( धा० नश् )=નાશ કરેલ.
नाशितारिभिः=નાશ કર્યો છે શત્રુઓનો જેણે એવા.
पायात् ( धा० पा )=રક્ષણ કરો.
अप्रतिचक्रा=અપ્રતિચક્રા ( દેવી ).
भासमाना ( धा० भास् )=દેદીપ્યમાન, પ્રકાશતી.
शित=તીક્ષ્ણ.
अरि=ચક્ર.
शितारिभिः=તીક્ષ્ણ ચક્રો વડે.

## શ્લોકાર્થ

અપ્રતિચક્રા દેવીની પ્રાર્થના—

" ગરૂડના ઉપર આરૂઢ થયેલી, તથા કનકના જેવી કાંતિ વાળી તેમજ વળી સંહાર કર્યો છે શત્રુઓનો જેણે એવાં તીક્ષ્ણ ચક્રો વડે દીપતી એવી **અપ્રતિચક્રા** ( દેવી ) ( હે ભવ્યો ! ) તમારૂં પરિપાલન કરો. "—૨૮

## સ્પષ્ટીકરણ

અપ્રતિચક્રા દેવીનું સ્વરૂપ—

આ દેવીને ગરૂડનું વાહન છે. તે દરેક હાથમાં ચક્ર રાખે છે અને તેનો વર્ણ સુવર્ણસમાન છે. આનું બીજું નામ **ચક્રધરા** હોય એમ લાગે છે. આ પણ સોળ વિદ્યા–દેવીઓ પૈકી એક છે. આના સંબંધમાં **આચાર–દિનકર**માં કહ્યું પણ છે કે—

"गरुत्मत्पृष्ठ आसीना, कार्तस्वरसमच्छविः ।
भूयादप्रतिचक्रा नः, सिद्धये चक्रधारिणी ॥"

**નિર્વાણ–કલિકા**માં પણ એવોજ ઉલ્લેખ છે અને તે બીજો કોઇ નહિ પણ—

"तथा अप्रतिचक्रां तडिद्वर्णां गरुडवाहनां चतुर्भुजां चक्रचतुष्टयभूषितकरां चेति ।"






निर्वाणकलिकायाम्—

"अप्रतिचक्रां तडिद्वर्णां गरुडवाहनां चतुर्भुजां चक्रचतुष्टय-भूपितकरां चेति ।"

 नि. सा. प्रेस.




अथ श्रीचन्द्रप्रभस्य स्तुतिः—

भवोद्भवतृषां भृशं कृतशिवप्रपं चामरैः
सहर्षमुपवीजितं वरवपुःप्रपञ्चामरैः ।
प्रभावलयकान्ततापहसितोरुचन्द्रप्रभं
प्रणौमि परमेश्वरं विनयचारु 'चन्द्रप्रभम्' ॥ २९ ॥

—पृथ्वी

## टीका

भवादुद्भवा तृड् विद्यते येषां (तेषां) । कृता शिवमेव प्रपा येन स तम् । चामरैः सहर्षमुपवीजितम् । कैः ? वरो वपुःप्रपञ्चो–विस्तारो येषां ते तथाविधाश्च (ते अमराश्च) तैः । प्रभावलयस्य कान्तता–कमनीयता तयाऽपहसिता उर्वी–विस्तीर्णा चन्द्रप्रभा येन सः (तं) । विनयेन चारु–शोभनं यथा स्यात् तथा प्रणौमि ॥ २९ ॥

## अन्वयः

भव–उद्भव–तृषां कृत–शिव–प्रपं, वर–वपुस्–प्रपञ्च–अमरैः चामरैः सह–हर्षं भृशं उपवीजितं, प्रभा–वलय–कान्तता–अपहसित–उरु–चन्द्र–प्रभं परमेश्वरं 'चन्द्रप्रभं' विनय–चारु प्रणौमि ।

## શબ્દાર્થ

**उद्भव**=ઉત્પત્તિ.
**तृष्**=તૃષા, તરસ.
**भवोद्भवतृषां**=ભવ (–ભ્રમણ)થી ઉત્પન્ન થઇ છે તૃષા જેમને એવાને માટે.
**प्रपा**=જલાશય, પરબ.
**कृतशिवप्रपं**=(તૈયાર) કરી છે મુક્તિરૂપી પ્રપા જેણે એવાને.
**चामरैः** (मू० चामर)=ચામરો વડે.
**सहर्षं**=આનન્દપૂર્વક.
**उपवीजितं** (मू० उपवीजित)=વીંજાયેલ.
**वपुस्**=દેહ, શરીર.
**प्रपञ्च**=વિસ્તાર.
**वरवपुःप्रपञ्चामरैः**=ઉત્તમ છે દેહનો વિસ્તાર જેમનો એવા દેવો વડે.
**प्रभा**=કાન્તિ, તેજ.
**वलय**=મંડળ.
**प्रभावलय**=ભામંડળ.
**कान्तता**=મનોહરતા, સુન્દરતા.
**अपहसित** (धा० हस्)=હસી કાઢેલ.
**चन्द्र**=ચન્દ્ર.
**चन्द्रप्रभा**=ચન્દ્રનું તેજ, ચાંદરણી.
**प्रभावलयकान्ततापहसितोरुचन्द्रप्रभं**=ભામંડળની મનોહરતા વડે હસી કાઢી છે વિસ્તીર્ણ ચન્દ્ર–પ્રભાને જેણે એવાને.
**प्रणौमि** (धा० नु)=હું સ્તુતિ કરૂં છું, સ્તવું છું.
**परमेश्वरं** (मू० परमेश्वर)=પ્રભુને.
**विनय**=વિનય.
**चारु**=દર્શનીય, મનોહર.
**विनयचारु**=વિનય વડે શોભે તેમ.
**चन्द्रप्रभं** (मू०चन्द्रप्रभ)=ચન્દ્રપ્રભને, આઠમા તીર્થંકરને.

## શ્લોકાર્થ

**શ્રીચન્દ્રપ્રભની સ્તુતિ—**

"ભવ (-ભ્રમણ)થી ઉત્પન્ન થઇ છે તૃષા જેમને એવા (જીવો)ને માટે (તૈયાર) કરી રાખી છે મુક્તિરૂપી પ્રપા જેણે એવા, વળી ઉત્તમ છે દેહનો વિસ્તાર જેમનો એવા વિબુધો વડે ચામરો દ્વારા હર્ષપૂર્વક અત્યંત વીંજાયેલા એવા, તથા વળી ભામંડળની મનોહરતા વડે હસી કાઢી છે (અર્થાત્ પરાસ્ત કરી છે) વિસ્તીર્ણ ચન્દ્રપ્રભાને જેણે એવા પરમેશ્વર [1]ચન્દ્રપ્રભને વિનય વડે શોભે તેમ હું સ્તવું છું."—૨૯

## સ્પષ્ટીકરણ

**જિનેશ્વરનાં પ્રાતિહાર્યો—**

આ 'પૃથ્વી' વૃત્તમાં રચાયેલા પાદાંતસમપંચાક્ષરપુનરાવૃત્તિરૂપ યમકાલંકારથી અલંકૃત પદ્ય દ્વારા **ચન્દ્રપ્રભ** પ્રભુના ચામર અને ભામંડળરૂપી પ્રાતિહાર્યો વિષે સૂચન કરવામાં આવ્યું છે. એ કહેવું અસ્થાને નહિ ગણાય કે દરેક તીર્થંકર આઠ પ્રાતિહાર્યો વડે શોભે છે અને તે આઠ પ્રાતિહાર્યો અન્ય કોઇ નહિ પણ નિમ્ન-લિખિત શ્લોકમાં ગણાવેલાં—

> "अशोकवृक्षः सुरपुष्पवृष्टि-
> दिंव्यध्वनिश्चामरमासनं च ।
> भामण्डलं दुन्दुभिरातपत्रं
> सत्प्रातिहार्याणि जिनेश्वराणाम् ॥" —ઉપજાતિ

—(૧) અશોક વૃક્ષ, (૨) દેવકૃત કુસુમની વૃષ્ટિ, (૩) દિવ્ય ધ્વનિ, (૪) ચામર, (૫) સિંહાસન, (૬) ભામણ્ડળ, (૭) દુન્દુભિ અને (૮) છત્ર છે. આ આઠ વસ્તુઓનો સંબંધ તીર્થંકરની સાથે પ્રતિહારીના જેવો હોવાથી તે 'પ્રાતિહાર્ય' કહેવાય છે. એનું વિશિષ્ટ સ્વરૂપ **પ્રવચન-સારોદ્ધાર**ના ૩૯મા દ્વારમાંથી તથા **વિચાર-સાર**ના ૧૧૭મા દ્વારમાંથી જોઇ શકાશે. આ સંબંધમાં થોડી ઘણી હકીકત તો **સ્તુતિ-ચતુર્વિંશતિકા**ના ૯૪મા પદ્ય ઉપરના સ્પષ્ટીકરણ ઉપરથી પણ મળી શકશે.

ॐ ॐ ॐ ॐ

**जिन-स्वरूपम्—**

**अवन्तु भवतो भवात् कलुषवासकादर्पकाः**
**सुखातिशयसम्पदां भुवनभासकादर्पकाः ।**
**विलीनमलकेवलातुलविकासभारा जिना**
**मुदं विदधतः सदा सुवचसा सभाराजिना ॥ ३० ॥**

—पृथ्वी

---

૧ આ અષ્ટમ તીર્થંકર શ્રીચન્દ્રપ્રભનું યત્કિંચિત્ સ્વરૂપ સ્તુતિ-ચતુર્વિંશતિકા (પૃ૦ ૧૧૧) ઉપરથી જોઇ શકાશે.

## टीका

जिना मुदं विदधतः-कुर्वन्तः । केन ? शोभनवचसा । किंभूतेन ? सभां राजितुं शीलं यस्य तत् सभाराजि तेन सभाराजिना । अवन्तु-रक्षन्तु । भवतः-संसारात् । पापस्य निवासो य(स्मिं)स्तस्मात् । भुवनोद्द्योतकाः, न विद्यते दर्पकः-कामो येषां ते । भुवनभासकाश्च तेऽदर्पकाश्च भुवन० । विलीनो मलो यस्मात् तत् एवंविधस्य केवलस्यातुलविकासं बिभ्रति-धारयन्ति ये ते तथाविधाः, भारा धारका इत्यर्थः ॥ २० ॥

## अन्वयः

सुख-अतिशय-सम्पदां अर्पकाः, भुवन-भासक-अ-दर्पकाः, विलीन-मल-केवल-अतुल-विकास-भाराः, सभा-राजिना सु-वचसा सदा मुदं विदधतः जिनाः भवतः कलुष-वासकात् भवात् अवन्तु ।

## શબ્દાર્થ

अवन्तु (धा० अव्)=રક્ષણ કરો, બચાવો.
भवतः (मू० भवत्)=તમને.
भवात् (मू० भव)=સંસારથી.
कलुष=પાપ.
वासक=નિવાસ, રહેઠાણ.
कलुषवासकात्=જ્યાં પાપનો નિવાસ છે ત્યાંથી.
अर्पकाः (मू० अर्पक)=અર્પણ કરનારા, આપનારા.
अतिशय=અધિકપણું.
सुखातिशयसम्पदां=સુખના અધિકપણારૂપ સંપત્તિઓના.
भासक=દ્યોતક, પ્રકાશ કરનારા.
दर्पक=મદન.
अदर्पक=અવિદ્યમાન છે મદન જેનેવિષે એવા.
भुवनभासकादर्पकाः=ત્રૈલોક્યને પ્રકાશિત કરનારા તેમજ વીતરાગ.
विलीन (धा० ली)=સર્વથા નષ્ટ થયેલ.
मल=મેલ.
केवल=કેવલજ્ઞાન, સર્વજ્ઞતા.
विकास=વિકાસ, ખીલવણી.
भार (धा० भृ)=ધારણ કરનાર.
विलीनमलकेवलातुलविकासभाराः=સર્વથા નષ્ટ થયો છે મલ જેમાંથી અર્થાત્ અત્યંત નિર્મલ એવા કેવલજ્ઞાનના અપૂર્વ વિકાસને ધારણ કરનારા.
विदधतः (मू० विदधत्)=કરનારા.
वचस्=વચન.
सुवचसा=સુવચન વડે.
सभा=સભા, પર્ષદા.
राजिन्=દીપાવનાર.
सभाराजिना=સભાને દીપાવનાર.

## શ્લોકાર્થ

જિનેશ્વરોનું સ્વરૂપ—

"સુખના અતિશયરૂપ સંપત્તિઓને અર્પણ કરનારા, ત્રૈલોક્યને (જ્ઞાનરૂપી પ્રકાશ વડે) પ્રકાશિત કરનારા અને વળી [1]વીતરાગ [અથવા નિરભિમાની] એવા, વળી અત્યંત

---

૧ જ્યાં સુધી જે વ્યક્તિમાં રાગ હોય (ભલે ને તે પ્રશસ્ત હોય તો પણ), ત્યાં સુધી તો સર્વજ્ઞતા તેનાથી દશ હજાર ગાઉ દૂરજ રહે છે એ વાત ભૂલવા જેવી નથી. એ વાતના ઉપર શ્રીમાન્ ગૌતમસ્વામીનું દૃષ્ટાન્ત દિવ્ય પ્રકાશ પાડે છે.

નિર્મલ કેવલજ્ઞાનના અપૂર્વ વિકાસને ધારણ કરનારા, તેમજ વળી પર્ષદાને દીપાવનારા એવા સુવચન વડે આનંદ પમાડનારા એવા તીર્થંકરો (હે ભવ્યો!) તમને પાપના નિવાસ-સ્થાનરૂપ સંસારથી બચાવો."—૩૦

## સ્પષ્ટીકરણ

પર્ષદા-વિચાર—

સમવસરણમાં જે મનુષ્યો અને દેવો તીર્થંકરની દેશનાનું શ્રવણ કરવા આવે છે, તેના બાર વિભાગો કલ્પવામાં આવ્યા છે. આ દરેક વિભાગને 'પર્ષદા' કહેવામાં આવે છે. આથી કરીને એકંદર રીતે બાર પર્ષદા છે—(૧) ગણધરો વગેરે સાધુઓની, (૨) વૈમાનિક દેવીઓની, (૩) સાધ્વીઓની (આ ત્રણ પર્ષદાઓ અગ્નિ કોણમાં હોય છે); (૪) જ્યોતિષ્ક દેવીની, (૫) વ્યંતર દેવીની, (૬) ભુવનપતિ દેવીની (આ ત્રણ પર્ષદાઓ નૈઋત્ય કોણમાં હોય છે); (૭) જ્યોતિષ્ક દેવોની, (૮) વ્યંતર દેવોની, (૯) ભુવનપતિ દેવોની (આ ત્રણ વાયવ્ય કોણમાં બેસે છે); (૧૦) વૈમાનિક દેવોની, (૧૧) પુરુષોની (મનુષ્યો)ની, (૧૨) મનુષ્યની સ્ત્રીઓની (આ ત્રણ ઇશાન કોણમાં હોય છે).

ॐ ॐ ॐ ॐ

जिनागम-स्मरणम्—

समस्तभुवनत्रयप्रथनसज्जनानापदः
प्रमोचयति यः स्मृतः सपदि सज्जनानापदः ।
समुल्लसितभङ्गकं तममलं भजे नागमं
स्फुरन्नयनिवारितासदुपलम्भजैनागमम् ॥ ३१ ॥

—पृथ्वी

## टीका

समस्तभुवनत्रयस्य प्रकटने सज्जानि-प्रह्वाणि नाना पदानि यस्मिन् सः । यः स्मृतः सन् प्रमोचयति । कान्? सज्जनान् । कस्याः? आपदः । समुल्लसिता भङ्ग्यादिका यस्मिन् । न अगमं, किन्तु सुगमम् । स्फुरन्नयैर्निवारिता अशोभना उपलम्भाः-प्रतिभासाः-परसिद्धान्ता येन स ततः कर्मधारयः । जैनागमं भजे-सेवां करवाणि ॥ ३१ ॥

### अन्वयः

समस्त-भुवन-त्रय-प्रथन-सज्ज-नाना-पदः यः स्मृतः (सन्) सत्-जनान् आपदः सपदि प्रमोचयति, तं समुल्लसित-भङ्गकं, अमलं, न अ-गमं, स्फुरत्-नय-निवारित-असत्-उपलम्भ-जैन-आगमं भजे ।

## શબ્દાર્થ

**प्रथन**=પ્રકટન, પ્રસિદ્ધ કરવું તે.
**सज्ज**=તૈયાર.
**नाना**=વિવિધ.
**समस्तभुवनत्रयप्रथनसज्जनानापदः**=અખિલ ત્રિભુવનના પ્રકટનમાં તૈયાર છે વિવિધ પદો જેમાં એવા.
**प्रमोचयति** ( ધા० मुच् )=મુક્ત કરાવે છે.
**स्मृतः** ( મૂ० स्मृत )=યાદ કરેલ.
**सपदि**=એકદમ.
**सज्जनान्** ( મૂ० सज्जन )=સત્પુરૂષોને, સારા મનુષ્યોને.
**आपदः** ( મૂ० आपद् )=આપત્તિમાંથી.
**समुल्लसितं** ( ધા० लस् )=ઉલ્લાસ પામેલ.
**भङ्ग**=પ્રકાર, ભાંગા.
**समुल्लसितभङ्गकं**=ઉલ્લાસ પામેલ છે ભાંગાઓ જેમાં એવા.
**अमलं** ( મૂ० अमल )=નિર્મલ.
**भजे** ( ધા० भज् )=હું ભજું.
**अगमं** ( મૂ० अगम )=દુર્ગમ, દુઃખે કરીને સમજાય તેવા.
**स्फुरत्** ( ધા० स्फुर् )=સ્ફુરાયમાન.
**निवारित** ( ધા० वार् )=નિવારણ કરેલ, દૂર કરેલ.
**असत्**=દુષ્ટ, અસત્ય.
**उपलम्भ**=આક્ષેપ.
**जैन**=જિનસંબંધી.
**स्फुरन्नयनिवारितासदुपलम्भजैनागमं**=સ્ફુરાયમાન નયો વડે નિવારણ કર્યું છે અસત્ય આક્ષેપોનું જેમાં એવા જૈન સિદ્ધાન્તને.

## શ્લોકાર્થ

**જિનાગમનું સ્મરણ—**

" અખિલ ત્રિભુવન ઉપર પ્રકાશ પાડવામાં તૈયાર છે વિવિધ પદો જેનાં એવો જે ( આગમ ) સ્મરણ કરાતાં ( અર્થાત્ જેનું સ્મરણ ) સજ્જનોને આપત્તિમાંથી સત્વર મુક્ત કરે છે, તે સ્ફુરાયમાન છે ( [1]સપ્ત-ભંગી વિગેરે ) ભંગો જેમાં એવા, તથા નિર્મલ તેમજ સુગમ, અને વળી સ્ફુરાયમાન નયો વડે નિવારણ કર્યું છે અસત્ય પ્રતિભાસોનું જેમાં એવા જૈન આગમને હું ભજું. "—૩૧

## સ્પષ્ટીકરણ

**પદ્ય-ચમત્કાર—**

આ પદ્યનાં ચારે ચરણોમાં છેવટના છ છ અક્ષરો સમાન છે. અર્થાત્ આ પદ્ય પાદાંત-સમષડક્ષરપુનરાવૃત્તિરૂપ યમકથી શોભી રહ્યું છે. વિશેષમાં આ કાવ્યમાં આ પ્રકારનો પદ્ય-ચમત્કાર તો અત્રજ પ્રથમ દૃષ્ટિ-ગોચર થાય છે.

❀ ❀ ❀ ❀

---

૧ આ સપ્ત-ભંગી સંબંધી સ્થૂલ માહિતી તો ન્યાય-કુસુમાંજલિ ( પૃ૦ ૧૮૫-૧૯૨ ) તરફ દૃષ્ટિ-પાત કરવાથી મળી શકશે. એથી વિશેષ માહિતી ન્યાયતીર્થ ન્યાયવિશારદ ઉપાધ્યાય **શ્રીમંગલવિજયકૃત સપ્તભંગી-પ્રદીપ**માંથી મળશે. વિશેષમાં આ વિષયના અત્યંત જિજ્ઞાસુએ તો **નય-રહસ્ય, પ્રમાણનયતત્વાલોકાલંકાર** ( ચતુર્થ અને સપ્તમ પરિચ્છેદ ) **સપ્તભંગી-પ્રકરણ** તેમજ **સપ્તભંગી-તરંગિણી** એ ગ્રન્થો જોવા.

कालीदेव्याः स्तुतिः—

अशिश्रियत याऽम्बुजं धृतगदाक्षमालाऽघवान्
यया बत विपूयते भयशमक्षमाऽलाघवा ।
घनाञ्जनसमप्रभा विहतघातकालीहितं
ममातुलमसौ सदा प्रविदधातु 'काली' हितम् ॥३२॥८॥

—पृथ्वी

## टीका

काली देवता हितं प्रविदधातु । याऽशिश्रियत—श्रितवती पद्मम् । अघवान्—पापवान् पुरुषो यया विपूयते—पवित्रीक्रियते । भयानां शमने क्षमा—समर्था । विहतं घातकानां—हननशीलानां आल्या ईहितं—चेष्टितं यस्मिन् । प्रविदधाने एतत् क्रियाविशेषणम् ॥ ३२ ॥

## अन्वयः

या धृत-गदा-अक्ष-माला अम्बुजं अशिश्रियत, यया (च) अघवान् बत विपूयते, असौ भय-शम-क्षमा, अ-लाघवा, घन-अञ्जन-सम-प्रभा 'काली' मम अ-तुलं हितं विहत-घातक-आलि (आली वा)-ईहितं सदा प्रविदधातु ।

## શબ્દાર્થ

अशिश्रियत ( धा० श्रि )=આશ્રય લેતી હવી.
अम्बुजं ( मू० अम्बुज )=કમલને.
धृत ( धा० धृ )=ધારણ કરેલ.
गदा=ગદા.
अक्षमाला=જપમાલા.
धृतगदाक्षमाला=ધારણ કરી છે ગદા અને જપ-માલા જેણે એવી.
अघवान् ( मू० अघवत् )=પાપી.
बत=સંતોષવાચક અવ્યય.
विपूयते ( धा० पू )=પવિત્ર કરાય છે.
शम=શાન્તિ, નાશ.
क्षम=સમર્થ, શક્તિમાન્.
भयशमक्षमा=ભયનો નાશ કરવામાં સમર્થ.
लाघव=લઘુતા.
अलाघवा=લઘુતાથી રહિત.
घन=મેઘ.
अञ्जन=કાજલ.
घनाञ्जनसमप्रभा=મેઘ અને કાજલના જેવી કાન્તિ છે જેની એવી.
विहत ( धा० हन् )=નાશ કરેલ.
घातक=હણનાર.
आलि [ ली ]=પંક્તિ, શ્રેણિ.
ईहित=ચેષ્ટિત.
विहतघातकालीहितं=નાશ કર્યો છે હણનારાની શ્રેણિના ચેષ્ટિતનો જેમાં તેવી રીતે.
प्रविदधातु ( धा० धा )=કરો.
काली=કાલી ( દેવી ).
हितं ( मू० हित )=હિતને, કલ્યાણને.

## શ્લોકાર્થ

કાલી દેવીની સ્તુતિ—

"ધારણ કરી છે ગદા અને જપમાલા જેણે એવી જે ( દેવી ) કમલનો આશ્રય




निर्वाणकलिकायाम्—

"कालीं देवीं कृष्णवर्णां पद्मासनां चतुर्भुजां अक्षसूत्रगदालङ्कृतदक्षिणकरां वज्राभययुतवामहस्तां चेति ।"

 नि. सा. प्रेस.

લેતી હવી, તેમજ વળી જે દ્વારા પાપી (પણ) પવિત્ર થાય છે, તે, ભયનો નાશ કરવામાં સમર્થ એવી, વળી લઘુતા-રહિત તેમજ મેઘ અને કાજલના જેવી કાન્તિવાળી એવી કાલી (દેવી) નાશ કર્યો છે હણનારાની શ્રેણિના ચેષ્ટિતનો જેમાં એવું મારૂં સર્વદા અનુપમ કલ્યાણ કરો."—૩૨

## સ્પષ્ટીકરણ

**પદ્ય-ચમત્કાર—**

આ પદ્યમાં તૃતીય પદ્યની જેમ પ્રથમનાં બે ચરણોમાં છેવટના પાંચ પાંચ અક્ષરો સમાન છે, જ્યારે બાકીનાં બે ચરણોમાં ચાર ચાર અક્ષરો સમાન છે.

**કાલી દેવીનું સ્વરૂપ—**

'દુશ્મનો પ્રતિ જે કાળ (યમરાજ) જેવી છે, તેમજ જે કૃષ્ણવર્ણી છે' તે '**કાલી**' એ **કાલી** શબ્દનો વ્યુત્પત્તિ-અર્થ છે. આ દેવી પણ એક વિદ્યા-દેવી છે. તેનો વર્ણ શ્યામ છે અને તે હાથમાં ગદા રાખે છે. વિશેષમાં વિકસ્વર કમલ એ એનું વાહન છે. આ વાતના ઉપર નીચેનો શ્લોક પ્રકાશ પાડે છેઃ—

"शरदम्बुधरप्रमुक्तचञ्चद्गगनतलाभतनुद्युतिर्दयाढ्या ।
विकचकमलवाहना गदाभृत् कुशलमलङ्करुतात् सदैव 'काली' ॥"

—આચાર૦ પત્રાંક ૧૬૨.

પરંતુ એથી વિશેષ માહિતી તો **નિર્વાણ-કલિકા** ઉપરથી મળે છે. કેમકે ત્યાં કહ્યું છે કે— "**तथा कालिकादेवीं कृष्णवर्णां पद्मासनां चतुर्भुजामक्षसूत्रगदालङ्कृतदक्षिणकरां वज्राभययुतवामहस्तां चेति**" અર્થાત્ આ દેવીને ચાર હાથ છે; તેના જમણા બે હાથ જપ-માલા અને ગદાથી વિભૂષિત છે, જ્યારે ડાબા બે હાથ વજ્ર અને [1]અભયથી અલંકૃત છે.



[1] શરણાગતના ભયનું નિવારણ કરવું, તેને કહેવું, કે બીવાનું કંઇ કારણ નથી. નિર્ભય રહે એવું સૂચન કરવા માટે સામા મનુષ્યની તરફ હાથ નમાવી સીધા આંગળા રાખવા તે 'અભય' મુદ્રા કહેવાય છે.

## ९ श्रीसुविधिजिनस्तुतयः

अथ श्रीसुविधिनाथाय प्रणामः—

विमलकोमलकोकनदच्छद-
च्छविहराविह राजभिरामरैः ।
सततनूततनू 'सुविधेः' क्रमौ
नमत हेऽमतहेठनलालसाः ! ॥ ३३ ॥

—द्रुत०

### टीका

विमलं कोमलं च तत् कोकनदं-रक्ताम्बुजं च तस्यच्छदस्य-पत्रस्यच्छविस्तस्या हरौ-मुष्णन्तौ । राजभिः-स्वामिभिः । कैः? अमराणां इमे आमराः, तैः आमरैः । सततं नूता-स्तुता तनुः-शरीरं ययोस्तौ । अमतं-पापं तस्य हेठनं-पातनं तस्मिन् लालसा-गृद्धिपराः । सुविधेः क्रमौ नमत ॥ ३३ ॥

### अन्वयः

हे अमत-हेठन-लालसाः ! 'सुविधेः' विमल-कोमल-कोकनद-छद-छवि-हरौ, इह आमरैः राजभिः सतत-नूत-तनू क्रमौ नमत ।

### શબ્દાર્થ

विमल=નિર્મલ.
कोकनद=રક્ત કમલ.
छद=પત્ર.
हरद् ( धा० )=હરી લેનાર.
विमलकोमलकोकनदच्छदच्छविहरौ=નિર્મલ તેમજ કોમલ એવાં રક્ત કમલોનાં પત્રની શોભાને હરનારાં.
राजभिः ( मू० राजन् )=સ્વામીઓ વડે.
आमरैः ( मू० आमर )=દેવ-સંબંધી.
सतत=પ્રતિક્ષણ, નિરંતર.
नूत ( धा० नू )=સ્તુતિ કરાયેલ.
तनु=દેહ, શરીર.
सततनूततनू=હમેશાં સ્તુતિ કરાયેલી છે જેના દેહની એવાં.
सुविधेः ( मू० सुविधि )=સુવિધિ( નાથ )ના.
क्रमौ ( मू० क्रम )=ચરણોને.
नमत ( धा० नम् )=તમે નમન કરો, નમસ્કાર કરો.
हे=સંબોધનવાચક અવ્યય.
अमत=( ૧ ) રોગ; ( ૨ ) મૃત્યુ; ( ૩ ) પાપ.
हेठन=( ૧ ) બાધા, પીડા; ( ૨ ) પાતન.
लालसा=અભિલાષા, ઇચ્છા.
अमतहेठनलालसाः !=રોગ કે પાપ અથવા મૃત્યુને બાધા કરવાની ઇચ્છા છે જેમને એવા ! ( સં૦ ).

## શ્લોકાર્થ

શ્રીસુવિધિનાથને પ્રણામ—

"હે અનિષ્ટને બાધા કરવાની ઇચ્છા રાખનારા (અર્થાત્ રોગ કે પાપ કે મૃત્યુનો નાશ કરવાની અભિલાષા ધરાવનારા ભવ્ય જનો)! નિર્મલ તેમજ કોમલ એવાં રક્ત પદ્મોનાં પત્રની શોભાને હરનારા તથા વળી આ જગત્માં અમરોના અધિપતિઓ વડે (અર્થાત્ ઇન્દ્રો દ્વારા) સ્તુતિ કરાયેલી છે દેહની જેના એવા [1]સુવિધિ(નાથ)નાં ચરણોને તમે નમસ્કાર કરો."—૩૩

## સ્પષ્ટીકરણ

શબ્દાલંકાર-વિચાર—

આ પદ્યમાં વળી કંઇ નવીન પ્રકારનોજ શબ્દાલંકાર દષ્ટિ-ગોચર થાય છે. આ વાત ધ્યાનમાં આવે તેટલા માટે આ પદ્ય નીચે મુજબ લખવામાં આવે છે.

वि । मलको । मलको । कन । दच्छ । द । च्छ । विहरा । विहरा । जभिरामरैः ।
स । ततनू । ततनू । सुविधेः । क्रमौ । न । मतहे । मतहे । ठनलालसाः ॥

આ પદ્ય તરફ હવે દષ્ટિ-પાત કરતાં જોઇ શકાય છે કે તેના પ્રત્યેક ચરણમાં દ્વિતીય, તૃતીય અને ચતુર્થ અક્ષરોની પુનરાવૃત્તિ છે. અર્થાત્ આ પદ્ય 'લાટાનુપ્રાસ'નામક અલંકારથી શોભે છે. આ અલંકારનું અપૂર્વ ચિત્ર તો સ્તુતિ-ચતુર્વિંશતિકાના ૧૭ થી ૨૦ સુધીનાં પદ્યોમાં દષ્ટિગોચર થાય છે.

❀ ❀ ❀ ❀

जिनेश्वरेभ्यो विज्ञप्तिः—

कलशकुन्तशकुन्तवराङ्कित-
क्रमतला मतलाभकरा नृणाम् ।
विगतरागतरा वितरन्तु नो
हितमनन्तमनङ्गजितो जिनाः ॥ ३४ ॥

—द्रुत०

## टीका

शकुन्तवरो-राजहंसः । मतं-सुखं तस्य लाभकराः । नः-अस्मभ्यम् ॥ ३४ ॥

## अन्वयः

कलश-कुन्त-शकुन्त-वर-अङ्कित-क्रम-तलाः, नृणां मत-लाभ-कराः, विगत-राग-तराः, अनङ्ग-जिताः जिनाः नः अनन्तं हितं वितरन्तु ।

---

૧ નવમા તીર્થંકર શ્રીસુવિધિનાથનું ચરિત્ર ટુંકમાં જાણવું હોય, તો સ્તુતિ-ચતુર્વિંશતિકાના પૃ૦ ૧૨૫ તરફ દૃષ્ટિપાત કરો.

## શબ્દાર્થ

**कलश**=કળશ.
**कुन्त**=ભાલો.
**शकुन्त**=પક્ષી.
**शकुन्तवर**=રાજહંસ.
**अङ्कित** ( धा० अङ्क् )=ચિહ્ન કરેલ, લાંછનયુક્ત.
**तल**=તળિયું.
**कलशकुन्तशकुन्तवराङ्कितक्रमतलाः**=કળશ, ભાલો તેમજ રાજહંસ વડે લાંછિત છે ચરણ-તલ જેમનું એવા.
**मत**=અભીષ્ટ.
**कर** ( धा० कृ )=કરનાર.
**मतलाभकराः**=અભીષ્ટનો લાભ કરનારા.
**नृणां** ( मू० नृ )=મનુષ્યોના.
**विगतरागतराः**=વિશેષતઃ નષ્ટ થયો છે રાગ જેમનો એવા.
**वितरन्तु** ( धा० तॄ )=અર્પો, વિતરણ કરો.
**नः** ( मू० अस्मद् )=અમને.
**अनन्तं** ( मू० अनन्त )=અનન્ત, અપાર.
**जित्** ( धा० जि )=જીતનાર.
**अनङ्गजितः**=કામદેવનો પરાજય કરનારા.

## શ્લોકાર્થ

**જિનેશ્વરોને વિજ્ઞપ્તિ—**

" કળશ, ભાલો તેમજ રાજહંસનાં લાંછનથી યુક્ત છે ચરણ-તલ જેમનું એવા, વળી મનુષ્યોને અભીષ્ટ ( સુખ )નો લાભ કરી આપનારા, તેમજ વિશેષતઃ નષ્ટ થયો છે રાગ જેમનો એવા તથા વળી કંદર્પના ઉપર વિજય મેળવનારા એવા તીર્થંકરો અમને અપાર હિત અર્પો. "—૩૪

## સ્પષ્ટીકરણ

**પદ્ય-ચમત્કાર—**

આ પદ્યના પ્રથમ ચરણમાં તૃતીય, ચતુર્થ અને પંચમ અક્ષરોની પુનરાવૃત્તિ છે, જ્યારે બાકીનાં ચરણોમાં દ્વિતીય, તૃતીય અને ચતુર્થ અક્ષરોની પુનરાવૃત્તિ છે. અર્થાત્ આ પદ્ય પણ **લાટાનુપ્રાસ**થી શોભી રહ્યું છે. આ વાત આ પછીના પદ્યને પણ લાગૂ પડે છે.

**તીર્થંકરનાં દેહગત લક્ષણો—**

સાધારણ રીતે એમ માનવામાં આવે છે કે પુણ્યશાળી જીવનો દેહ લક્ષણોથી લક્ષિત હોય છે. તેમાં તીર્થંકર તેમજ ચક્રવર્તી ૧૦૦૮ લક્ષણોથી લક્ષિત હોય છે, જ્યારે બલદેવ તેમજ વાસુદેવ ૧૦૮ લક્ષણોથી શોભે છે. વિશેષમાં બત્રીસ લક્ષણવાળા પુરુષના સંબંધી ઉલ્લેખો તો શાસ્ત્રમાં ઘણી વાર દૃષ્ટિ-ગોચર થાય છે. આ બત્રીસ લક્ષણો તો વસન્તતિલકા અને ઉપજાતિમાં રચાયેલાં નીચેનાં પદ્ય ઉપરથી જોઇ શકાય છે.

" प्रासाद-पर्वत-शुकाङ्कुश-सुप्रतिष्ठ—
पद्माभिषेक-यव-दर्पण-चामराणि ।
कुम्भोऽक्षि-मत्स्य-मकर-द्वीप-सप्तपताका-
सद्दामनी-वसुमती-रथ-तोरणानि ॥ १ ॥—વસન્ત૦
छत्रं ध्वजः स्वस्तिक-यूप-वापी-
कमण्डलू-स्तूप-मयूर-कूर्माः ।
अष्टापद-स्थाल-समुद्र-सिंहा
द्वात्रिंशदेवं नरलक्षणानि " ॥ २ ॥—ઉપજાતિ.

—ધર્મ-કલ્પદ્રુમ, પત્રાંક ૭.

અર્થાત્—(૧) પ્રાસાદ, (૨) પર્વત, (૩) પોપટ, (૪) અંકુશ, (૫) સુપ્રતિષ્ઠ, (૬) પદ્માભિષેક, (૭) યવ, (૮) દર્પણ, (૯) ચામર, (૧૦) કુમ્ભ, (૧૧) અક્ષ, (૧૨) મત્સ્ય, (૧૩) મગર, (૧૪) હાથી, (૧૫) સુંદર પતાકા, (૧૬) સુંદર માળા, (૧૭) પૃથ્વી, (૧૮) રથ, (૧૯) તોરણ, (૨૦) છત્ર, (૨૧) ધ્વજા, (૨૨) સ્વસ્તિક, (૨૩) યજ્ઞ–સ્તમ્ભ, (૨૪) વાવ, (૨૫) કમણ્ડળુ, (૨૬) સ્તૂપ, (૨૭) મોર, (૨૮) કાચબો, (૨૯) અષ્ટાપદ, (૩૦) સ્થાલ (થાળી), (૩૧) સમુદ્ર અને (૩૨) સિંહ એ ઉત્તમ પુરૂષનાં બત્રીસ લક્ષણો છે.

શ્રીભદ્રબાહુસ્વામિવિરચિત કલ્પસૂત્રની ઉપાધ્યાય શ્રીવિનયવિજયકૃત 'સુબોધિકા'માં આ બત્રીસ લક્ષણોના સંબંધમાં નીચે મુજબ ઉલ્લેખ છેઃ—

" छत्रं तामरसं धनू रथवरो दम्भोलि-कूर्माङ्कुशाः
वापी-स्वस्तिक-तोरणानि च सरः पञ्चाननः पादपः ।
चक्रं शङ्ख-गजौ समुद्र-कलशौ प्रासाद-मत्स्यौ यवो
यूप-स्तूप-कमण्डलून्यवनिभृत् सच्चामरो दर्पणः ॥—શાર્દૂલ૦
उक्षा पताका कमलाभिषेकः । सुदाम केकी घनपुण्यभाजाम् ॥ "

અર્થાત્—(૧) છત્ર, (૨) કમળ, (૩) ધનુષ્ય, (૪) ઉત્તમ રથ, (૫) વજ્ર, (૬) કાચબો, (૭) અંકુશ, (૮) વાવ, (૯) સાથિયો, (૧૦) તોરણ, (૧૧) સરોવર, (૧૨) સિંહ, (૧૩) વૃક્ષ, (૧૪) ચક્ર, (૧૫) શંખ, (૧૬) હાથી, (૧૭) સમુદ્ર, (૧૮) કળશ, (૧૯) મહેલ, (૨૦) માછલું, (૨૧) યવ, (૨૨) યજ્ઞ–સ્તમ્ભ, (૨૩) સ્તૂપ, (૨૪) કમણ્ડળુ, (૨૫) રાજા, (૨૬) સુંદર ચામર, (૨૭) દર્પણ, (૨૮) બળદ, (૨૯) પતાકા, (૩૦) પદ્માભિષેક, (૩૧) સુંદર માળા અને (૩૨) મોર એ અતિશય પુણ્યશાળીનાં બત્રીસ લક્ષણો છે.[1]

કંદર્પ–મર્દન—

કંદર્પના સંબંધી આ કાવ્યમાં [2]વારંવાર ઉલ્લેખ કરવામાં આવતો હોવાથી એને વિષે વિચાર કરવો આવશ્યક સમજાય છે.

હિંદુ શાસ્ત્રમાં કંદર્પને **રતિ**ના પતિ તરીકે તેમજ **વસન્ત**ના મિત્ર તરીકે ઓળખાવ્યો છે. વળી ત્યાં એને અરવિન્દ, અશોક, આમ્ર, નવમલ્લિકા અને નીલ કમલ એ પાંચ બાણવાળો તેમજ પુષ્પના ધનુષ્યવાળો તેમજ મકરના ચિહ્નથી અંકિત ધ્વજાવાળો આલેખ્યો છે. ટુંકમાં એ શાસ્ત્રમાં કંદર્પના સંબંધમાં તે જીવતી જાગતી વ્યક્તિ છે એવો ઉલ્લેખ છે. વળી તેણે **મહાદેવ**ની પણ ખબર લેવામાં પાછી પાની કરી નથી એમ એ શાસ્ત્ર ઉપરથી જોઇ શકાય છે. આ વાતની નીચેનો શ્લોક પણ સાક્ષી પૂરે છે.

---

૧ આ ઉપરથી જોઇ શકાય છે કે બત્રીસ લક્ષણો પૈકી મત–ભેદ છે. વિશેષમાં ભાલો તેમજ રાજ-હંસરૂપી લક્ષણોનો તો અત્ર ઉલ્લેખજ નથી, એ વિચારણીય છે; પરંતુ તેનો ૧૦૦૮ લક્ષણોમાં સમાવેશ થતો હોવો જોઇએ.

૨ પહેલા, પાંચમા, અગ્યારમા તથા ઓગણીસમા પદ્યોમાં ઉલ્લેખ છે.

"सर्वेषामेव देवानां, कन्दर्पो वलवत्तरः ।
येन नाट्यं 'शिवो' देवो, दग्धेनापि हि कारितः ॥ "

અર્થાત્ સમસ્ત સુરોમાં કંદર્પ વધારે શૂરવીર છે, કેમકે મહાદેવે તેને [1]બાળી મૂક્યો છતાં પણ તેણે તેની પાસે વિવિધ વેષો ભજવાવ્યાં.

વળી આ સંબંધમાં મહર્ષિ ભર્તૃહરિકૃત શૃંગાર-શતકનો વસન્તતિલકા વૃત્તમાં રચાયેલો નિમ્ન-લિખિત આદ્ય શ્લોક પણ વિચારી લઇએ.

"शम्भुस्वयम्भुहरयो हरिणेक्षणानां
येनाक्रियन्त सततं गृहकर्मदासाः ।
वाचामगोचरचरित्रविचित्रिताय
तस्मै नमो भगवते कुसुमायुधाय ॥ "

અર્થાત્—જેણે શંભુ (મહાદેવ), સ્વયંભુ (બ્રહ્મા) અને વિષ્ણુને ગૃહિણીઓનું ગૃહ-કાર્ય કરનારા કિંકરો બનાવ્યા, તે વાણીથી અગોચર ચરિત્રવાળા વિચિત્ર કંદર્પને મારા પ્રણામ હોજો.[2]

આ ઉપરથી કંદર્પે જૈનેતર દેવોની દુર્દશા કરવામાં કેવો અગ્ર ભાગ ભજવ્યો છે તે જોઇ શકાય છે.

આ કંદર્પે જૈન મુનિવરોની પણ ખબર લીધી છે. દાખલા તરીકે, તેજ ભવમાં મોક્ષે જનારા એવા રથનેમિને પણ આ કંદર્પરૂપી સેતાને સપડાવ્યા હતા. એ વાતના ઉપર નીચેની ગાથા દિવ્ય પ્રકાશ પાડે છે.

"[3]जउनन्दनो महप्पा जिणभाया वयधरो चरमदेहो ।
रहनेमी रायमई रायमई कासो ही ! विसया ॥ "

અર્થાત્-યદુ-નન્દન, મહાત્મા, બાવીસમા તીર્થંકર શ્રીનેમનાથના બાંધવ, પંચમહાવ્રતધારી અને ચરમશરીરી એવા રથનેમિ રાજીમતી ઉપર રાગ બુદ્ધિવાળા થયા. આથી કરીને ખરેખર વિષય તિરસ્કારને પાત્ર છે.

આ ઉપરથી જોઇ શકાય છે કે કંદર્પનું મુખ્ય બળ અબલા છે અને પાંચે ઇન્દ્રિયોના અને ખાસ કરીને સ્પર્શનેન્દ્રિયના વિષયો એ એનો પૌષ્ટિક આહાર છે. આ કંદર્પના પંજામાં સપડાયેલો

---

૧ આની માહિતી માટે જુઓ સ્તુતિ-ચતુર્વિંશતિકા (પૃ૦ ૨૪-૨૫).

૨ સરખાવો—

"हरिहरचउराणणचंदसूरखंदाइणो वि जे देवा ।
नारीण किंकरत्तं कुणंति धी धी विसयतिण्हा ॥ "
[ हरिहरचतुराननचन्द्रसूर्यस्कन्दादयोऽपि ये देवाः ।
नारीणां किंकरत्वं कुर्वन्ति धिग् धिग् विषयतृष्णाम् ॥ ]

૩ સંસ્કૃત-છાયા—

यदुनन्दनो महात्मा जिनभ्राता व्रतधरश्चरमदेही ।
रथनेमी राजीमतीरागमतिः कष्टं (?) ह्री विषयाः ॥

પ્રાણી મૃત્યુને પણ શરણ થાય છે. આ સંબંધમાં રાજર્ષિ ભર્તૃહરિએ નીચેના પદ્ય દ્વારા આબેહુબ ચિતાર રજુ કર્યો છે.

" कृशः काणः खञ्जः श्रवणरहितः पुच्छविकलो
व्रणी पूयक्लिन्नः कृमिकुलशतैराचिततनुः ।
क्षुधाक्षामो जीर्णः पिठरककपालावृतगलः
शुनीमन्वेति श्वा हतमपि निहन्त्येव मदनः ॥ "–શિખરિણી.

અર્થાત્–કૃશ, કાણો, ખોડો, કાન વિનાનો, પૂંછડા વગરનો, ફોલ્લાવાળો, પરૂથી વ્યાપ્ત, સેંકડો કૃમિઓના સમૂહથી વ્યાપ્ત દેહવાળો, ક્ષુધાથી પીડિત, જીર્ણ, ગળામાં કાંઠલો ઘાલેલો એવો કુતરો કુતરીની પાછળ જાય છે. ખરે, કામદેવ હણાયેલાને પણ હણે છે.

પરંતુ એ ધ્યાનમાં રાખવું કે આ બધો મોહનો મહિમા છે. એ વાતની પુષ્ટિમાં કહેવાનું કે—

" अजानन् दाहात्म्यं पततु शलभस्तीव्रदहने,
स मीनोऽप्यज्ञानाद् वडिशयुतमश्नातु पिशितम् ।
विजानन्तोऽप्येते वयमिह विपज्जालजटिलान्
न मुञ्चामः कामानहह ! गहनो मोहमहिमा ॥ "–શિખરિણી.
—વૈરાગ્ય-શતક

અર્થાત્—દહન-સ્વભાવને નહિ જાણનારો પતંગીઓ તીવ્ર અગ્નિમાં પડે અને અજ્ઞાનવશાત્ મત્સ્ય પણ જાળમાંનું માંસ ખાવા જાય ( એ બનવા જોગ છે ); પરંતુ કામ-વાસનાઓ વિપત્તિઓની જાળથી પથરાયેલી છે એમ જાણવા છતાં પણ આપણે તેને છોડતા નથી. અહા ! મોહનો મહિમા કેવો ગહન છે ! !

ઉપર્યુક્ત [1]અનંગના સ્વરૂપ ઉપરથી તેની કુટિલતા સમજી શકાય છે. આવી પરિસ્થિતિમાં

---

૧ વિલ્સન પાઠશાળા તરફથી પ્રસિદ્ધ થતા છમાસિકમાં મેં એક વેળા રસિક-નન્દનના ઉપનામથી આ અનંગનું સ્વરૂપ નીચે મુજબ આલેખ્યું હતું.

**अनङ्गस्वरूपम्**

देहो यद्यपि नास्ति ते रतिपते ! वीरस्तथाप्यद्भुत–
स्त्रैलोक्ये तव तीक्ष्णवाणसहने कस्यास्ति शक्तिर्यतः ? ।
यः पुष्पेषुमदत्त ते विधिरहाऽसौ धन्यवादास्पदं
यत् तुभ्यं किल यद्यदास्यत पविं प्राप्स्यत् क रक्षां जनः ? ॥ १ ॥
जातस्त्वं मदन ! त्रिलोकविजयी प्राप्याऽवलानां वलं
प्राप्स्यस्त्वं सुपराक्रमं वलवतामास्यत् तदा का दशा ? ।
त्वां नेतुं नहि को वशं ध्रुवमलं सर्वे जिता हि त्वया
नैष्ठुर्यस्य फलं द्रुतं त्वपयशः प्राप्नोषि रे निर्दय ! ॥ २ ॥
त्वं कन्दर्प ! यथाऽसि दृश्यविषयो वाणास्तथा तावकाः
कृत्वाऽसृग्वहनं विनैव विशिखाः प्राणान् हि गृह्णन्ति ते ।
आदर्शोऽनुपमोऽसि यद्यपि जगत्सौन्दर्यसारात्मनो
ना पापं द्विगुणं तथापि कुरुते तत्रानुभावस्तव ॥ ३ ॥

એમ જરૂરજ કહેવું પડશે કે જે પ્રાણી આ કંદર્પને વશ કરવામાં ફળીભૂત થાય તેજ સાચો શૂરવીર છે, તેજ યોગીશ્વર છે, તેજ મહાદેવ છે, તેજ પરમાત્મા છે અને તેજ પરમ પ્રશંસાને પાત્ર છે.

કહ્યું પણ છે કે—

" [1]सु च्चिय सूरो सो चेव पंडिओ तं पसंसिमो निच्चं ।
इंदियचोरेहिं सया न लुंटिअं जस्स चरणधणं ॥ "

કહેવાની મતલબ એ છે કે—કામિનીના કટાક્ષ રૂપી બાણવડે જે હણાયો નથી તેજ શૂરવીર છે અને સાચો પણ્ડિત તેજ છે કે જે સ્ત્રીઓના ગહન ચરિત્રરૂપી જાળમાં સપડાયો નથી. વળી ખરેખર પ્રશંસાપાત્ર પણ તેજ છે કે સંસારરૂપી કાદવમાં વસવા છતાં કમલની માફક નિર્લેપ રહે છે. અન્ય શબ્દોમાં કહીએ તો જેણે ચારિત્રરૂપી ધનનું ઇન્દ્રિયરૂપી ચોરથી રક્ષણ કર્યું છે, તેજ શૂર છે, તેજ પણ્ડિત છે અને તેનીજ આપણે પ્રતિદિન પ્રશંસા કરવી જોઇએ.

આ ઉપરથી સાર એ નીકળે છે કે જીવનની સફળતા કામને વશ કરવામાંજ છે અને એક વખત કામદેવના ઉપર વિજય મેળવ્યો કે તરતજ અપૂર્વ સુખની પ્રાપ્તિ થાય છે. અત્ર એ ધ્યાનમાં રાખવું કે જે અપૂર્વ સુખ કહ્યું છે તે કંઇ અતિશયોક્તિ નથી. કહ્યું પણ છે કે—

" [2]जं च कामसुहं लोए, जं च दिव्वं महासुहं ।
वीयरायसुहस्सेयं, णंतभागमपि ण ग्घई ॥"

અર્થાત્ વિષય-વાસનાને તૃપ્ત કરવાથી આ લોકમાં જે સુખ મળે છે તે, તેમજ સ્વર્ગનું સુખ પણ વીતરાગના સુખના અનન્તમે ભાગે પણ નથી. આવું અપૂર્વ સુખ પાઠક-વર્ગ પ્રાપ્ત કરવા સદ્‌ભાગ્યશાળી થાય એટલી અભિલાષા પ્રદર્શિત કરી આ પ્રકરણ પૂર્ણ કરવામાં આવે છે.

ૠ ૠ ૠ ૠ

---

यः सेवां विबुधेतरस्य कुरुते लक्ष्मीस्तमाश्लिष्यति
व्याधिस्तं न कदापि पश्यति यशो भृत्यायते सर्वदा ।
दृष्ट्वा किन्तु चमत्कृतिं तव यदा दासो भवेत् कश्चन
प्राग् नाशं समुपैति तस्य विभवः शौर्यं च कीर्तिस्तथा ॥ ४ ॥

रामेषुर्बलवत्तरः स्मरशरादित्युक्तिरस्ति भ्रमः
साकारादधिकं बलं किल निराकारे यतो वर्तते ।
वैदेहीपतिसायको निरजयल्लङ्कां च लङ्कापतिं
पौलस्त्येन सह श्रियै स्मरधनू रामं समायोधयत् ॥ ५ ॥

तस्मै किं न ददासि कष्टमनिशं त्वं येन भस्मीकृत-
स्त्वं गृह्णन् परतः सदा प्रतिकृतिं हास्यास्पदं नैषि किम् ? ।
यद्दुःखानुभवः प्रदाहसमये तेऽभूत् तकं व्यस्मरो
भूत्वा येन निरङ्कुशो भ्रमसि रे निर्लज्जचूडामणे ! ॥ ६ ॥

૧ સંસ્કૃત-છાયા—

स एव शूरः स चैव पण्डितस्तं प्रशंसामो नित्यम् ।
इन्द्रियचौरैः सदा न लुण्टितं यस्य चरणधनम् ॥

૨ સંસ્કૃત-છાયા—

यच्च कामसुखं लोके, यच्च दिव्यं महासुखम् ।
वीतरागसुखस्येदमनन्तभागमपि नार्हति ॥

૩ કંદર્પ-વિજયની સ્થૂલ રૂપરેખા સ્તુતિ-ચતુર્વિંશતિકા (પૃ૦ ૧૪૨)માં આલેખવામાં આવી છે.

जिनमताय प्रणामः—

अवमसंतमसं ततमानयत्-
प्रलयमालयमागमरोचिषाम् ।
भुवनपावनपालनमर्कवज्-
जिनमतं नम तन्नयवन्नहो ! ॥ ३५ ॥

—द्रुत०

## टीका

अहो नयवन् ! त्वं नम तज्जिनमतम् । अवमान्येव संतमसं–अन्धकारम् । ततं–विस्तीर्णम् । प्रलयं–क्षयं आनयत् । भुवनस्य पावनं च तत् पालनं च । अर्कतुल्यम्॥३५॥

## अन्वयः

अहो नयवन् ! अर्क–वत् ततं अवम–संतमसं प्रलयं आनयत्, आगम–रोचिषां आलयं, भुवन-पावन–पालनं तद् जिन–मतं नम ।

## શબ્દાર્થ

अवम=પાપ.
संतमस=ગાઢ અંધકાર, ઘણું અંધારૂં.
अवमसंतमसं=પાપરૂપી ગાઢ અંધકારને.
ततं ( मू० तत )=વિસ્તીર્ણ.
आनयत् ( धा० नी )=આણનારૂં.
प्रलयं ( मू० प्रलय )=નાશ પ્રતિ.
आलयं ( मू० आलय )=ગૃહ.
रोचिस्=પ્રકાશ, તેજ.
आगमरोचिषां=સિદ્ધાન્તોના તેજના.
पालन=પરિપાલન, રક્ષણ.
भुवनपावनपालनं=ત્રૈલોક્યની પવિત્રતા અને પરિપાલનરૂપ.
अर्क=સૂર્ય.
अर्कवत्=સૂર્યની માફક.
जिनमतं=જૈન સિદ્ધાન્તને.
नम ( धा० नम् )=તું પ્રણામ કર.
तद् ( मू० तद् )=તે.
नय=નીતિ.
नयवन् !=હે નીતિમાન્ !
अहो=સંબોધનવાચક અવ્યય, હે !

## શ્લોકાર્થ

જિન-મતને પ્રણામ—

" સૂર્યની માફક સિદ્ધાન્તોના પ્રકાશોના નિવાસ–સ્થાનરૂપ, વળી વિસ્તીર્ણ એવા પાપરૂપી ગાઢ અંધકારનો અંત આણનારા, તેમજ ત્રિભુવનને પવિત્ર કરનારા તથા તેનું સંરક્ષણ કરનારા એવા તે જૈન મતને હે નીતિમાન્ ! તું વન્દન કર "—૩૫

꧁ ꧁ ꧁ ꧁

मानवीदेव्याः स्तुतिः—

जयति सायतिसामकृदन्विता
सुतरुणा तरुणाब्जसमद्युतिः ।
कजगता जगता समुदा नुता
नतिमताऽतिमता भुवि 'मानवी' ॥ ३६ ॥ ९ ॥

—द्रुत०

## टीका

सह आयत्या करोति इति सायति । सुवृक्षेण युक्ता । कजे–कमले गता । जगता नतिमता–नम्रशीलेन नुता–स्तुता । सहर्षेण अतीष्टा ॥ ३६ ॥

## अन्वयः

सह-आयति-साम-कृत्, सु-तरुणा अन्विता, तरुण-अब्ज-सम-द्युतिः, कज-गता, नतिमता सह-मुदा जगता नुता, भुवि अति-मता 'मानवी' जयति ।

## શબ્દાર્થ

जयति ( धा० जि )=જય પામે છે, જયવંતી વર્તે છે.
आयति=ભવિષ્ય કાળ.
साम=શાન્તિ.
कृत्=કરનારી.
सायतिसामकृत्=ભવિષ્ય કાલમાં પણ શાન્તિ કરનારી.
अन्विता ( मू० अन्वित )=યુક્ત.
सुतरुणा=સુન્દર વૃક્ષ વડે.
तरुण=નવીન, નૂતન.
द्युति=પ્રકાશ.
तरुणाब्जसमद्युतिः=નૂતન કમલના સમાન કાન્તિ છે જેની એવી.
क=જલ.
कज=જલજ, કમલ.
गत ( धा० गम् )=પ્રાપ્ત થયેલી.
कजगता=કમલને પ્રાપ્ત થયેલી.
जगता ( मू० जगत् )=દુનિયા વડે.
समुदा=હર્ષસહિત.
नुता ( मू० नुत )=સ્તુતિ કરાયેલી.
नति=પ્રણામ.
नतिमता ( मू० नतिमत् )=નમ્ર.
अतिमता=અત્યંત અભીષ્ટ.
भुवि ( मू० भू )=પૃથ્વી ઉપર.
मानवी=માનવી ( દેવી ).

## શ્લોકાર્થ

માનવી દેવીની સ્તુતિ—

"ભવિષ્ય કાલમાં પણ ( અવ્યાબાધપણે ) રહેનારી એવી શાન્તિને કરનારી, તથા સુવૃક્ષથી યુક્ત એવી, વળી નૂતન કમલના જેવી કાન્તિવાળી, કમલને પ્રાપ્ત થયેલી ( અર્થાત્ તેના ઉપર આરૂઢ થયેલી ), તથા નમ્ર જગત્ વડે હર્ષપૂર્વક સ્તુતિ કરાયેલી એવી તેમજ પૃથ્વીને વિષે અત્યંત અભીષ્ટ એવી માનવી (દેવી) જયવંતી વર્તો."—૩૬



निर्वाणकलिकायाम्—

"मानवीं श्यामवर्णां कमलासनां चतुर्भुजां वरदपाशालङ्कृतदक्षिणकरां अक्षसूत्रविटपालङ्कृतवामहस्तां चेति ।"

 नि. सा. प्रेस.

## સ્પષ્ટીકરણ

**પદ્ય-ચમત્કાર—**

આ પદ્ય પદ્ય-ચમત્કારના સંબંધમાં ૩૩મા પદ્યની સાથે મળતું આવે છે એટલુંજ અત્ર નિવેદન કરવું બસ છે.

**માનવી દેવીનું સ્વરૂપ—**

'મનુષ્યની માતા તુલ્ય તે માનવી' એમ **માનવી** શબ્દથી સૂચિત થાય છે. આ પણ એક વિદ્યા-દેવી છે. એનો નીલ વર્ણ છે અને એનો હાથ વૃક્ષ વડે શોભે છે. વિશેષમાં કમલ એ એનું વાહન છે. આના સંબંધમાં નીચેનો શ્લોક વિચારવો અનુચિત નહિ ગણાય. તેમાં કહ્યું છે કે—

"नीलाङ्गी नीलसरोजवाहना वृक्षभासमानकरा ।
मानवगणस्य सर्वस्य मङ्गलं 'मानवी' दद्यात् ॥"—આર્યા

—આચાર૦ પત્રાંક ૧૬૨.

આ દેવીનું વિશિષ્ટ સ્વરૂપ તો **નિર્વાણ-કલિકા** ઉપરથી જોઇ શકાય છે. કેમકે ત્યાં કહ્યું છે કે-"तथा मानवीं श्यामवर्णां कमलासनां चतुर्भुजां वरदपाशालङ्कृतदक्षिणकरामक्षसूत्रविटपालङ्कृतवामहस्तां चेति" અર્થાત્ આ દેવીને ચાર હાથ છે. તેના જમણા બે હાથ વરદ અને પાશ વડે શોભે છે, જ્યારે ડાબા બે હાથ તો જપ-માલા અને વૃક્ષની શાખા વડે શોભે છે.





## १० श्रीशीतलजिनस्तुतयः

अथ श्रीशीतलनाथस्य स्तुतिः—

विहरति भुवि यस्मिन् देवलोकोपमानः
समजनि नरलोकः 'शीतलो'ऽकोपमानः ।
ऋजिमसलिलधाराधौतमायापरागः
स भवतु भवभीतेः संशमायापरागः ॥ ३७ ॥

—मालिनी ( ८, ७ )

### टीका

न विद्यते कोपो मानो( नश्च ) यस्य सः । ऋजिमा—ऋजुत्वं ऋजिमैव सलिलधारा तया धौतः—प्रक्षालितो मायात्मकः परागो—धूलिर्येन सः । संशमाय—उपशमाय भवतु ॥३७॥

### अन्वयः

यस्मिन् भुवि विहरति नर-लोकः देव-लोक-उपमानः समजनि, सः अ-कोप-मानः, ऋजिमन्-सलिल-धारा-धौत-माया-परागः, अप-रागः 'शीतलः' भव-भीतेः संशमाय भवतु ।

### શબ્દાર્થ

विहरति ( मू० विहरत् )=વિહાર કરતે છતે.
यस्मिन् ( मू० यद् )=જે.
देव=દેવ, સુર.
उपमान=ઉપમા.
देवलोकोपमानः=સ્વર્ગ-સમાન.
समजनि ( धा० जन् )=બન્યો.
शीतलः (मू० शीतल )=શીતલ( નાથ ).
कोप=ક્રોધ, ગુસ્સો.
मान=અભિમાન, અહંકાર.
अकोपमानः=અવિદ્યમાન છે ક્રોધ અને અભિમાન જેને વિષે એવા.
ऋजिमन्=સરલતા, નિષ્કપટીપણું.
सलिल=જલ.
धारा=ધારા.
धौत ( धा० धाव् )=પ્રક્ષાલન કરેલ, ધોઇ નાંખેલ.
माया=માયા, કપટ.
पराग=ધૂળ.
ऋजिमसलिलधाराधौतमायापरागः=સરલતારૂપી જલની ધારા વડે ધોઇ નાંખી છે માયારૂપી ધૂળ જેણે એવા.
भवभीतेः=સંસારની બીકની.
संशमाय ( मू० संशम )=શાંતિને માટે.
अपरागः ( मू० अपराग )=દૂર થયો છે રાગ જેનો એવા.

## શ્લોકાર્થ

**શ્રીશીતલનાથની સ્તુતિ—**

" જે જિનપતિ પૃથ્વી ઉપર વિહરતા હતા ત્યારે મનુષ્ય–લોક સ્વર્ગ–લોકની ઉપમાને પ્રાપ્ત કરતો હવો, તે, ક્રોધ અને અભિમાનથી મુક્ત તેમજ સરલતારૂપી જલની ધારા વડે માયારૂપી ધૂળનું પ્રક્ષાલન કરનારા એવા તેમજ રાગ–રહિત એવા ( દશમા તીર્થંકર ) [1]શીતલ( નાથ ) ( હે ભવ્યો! તમારા) ભવ–ભયના વિનાશને માટે થાઓ. "—૩૭

## સ્પષ્ટીકરણ

**પદ્ય–મીમાંસા—**

પદ્ય–ચમત્કારના વિષયમાં દ્વિતીય પદ્યને મળતું આવતું આ પદ્ય 'માલિની' છંદમાં રચવામાં આવ્યું છે અને આ વાત ત્યાર પછીનાં ત્રણ પદ્યોને પણ લાગૂ પડે છે. 'માલિની'નું લક્ષણ એ છે કે—

"प्रथममगुरुषट्कं, विद्यते यत्र कान्ते !
तदनु च दशमं चेद्, अक्षरं द्वादशान्त्यम् ।
करिभिरथ तुरङ्गैर्यत्र कान्ते ! विरामः
सुकविजनमनोज्ञा, मालिनी सा प्रसिद्धा ॥"
—શ્રુત૦ શ્લો૦ ૩૭.

અર્થાત્—હે કાન્તા! જે વૃત્તના પહેલા છ અક્ષરો તેમજ ત્યાર પછી દશમા અને તેરમા અક્ષરો હ્રસ્વ હોય અને જો તે વૃત્તમાં હે કાન્તા! આઠમા અને ત્યાર પછીના સાતમા અક્ષરો ઉપર વિશ્રામ લેવાતો હોય, તો તે વૃત્ત સુકવિઓના ચિત્તને મનોહર 'માલિની' તરીકે પ્રસિદ્ધ છે.

આ **માલિની** છંદનું લક્ષણ "ननमयययुतेयं मालिनी भोगिलोकैः" એમ પણ આપવામાં આવે છે. એ વાત ધ્યાનમાં ઉતરે તેટલા માટે આ પદ્યના પ્રથમ ચરણ તરફ દૃષ્ટિ–પાત કરીએ.

˘ ˘ ˘ ˘ ˘ ˘ – – – ˘ – – ˘ – –
वि ह र। त्ति भु वि। यस् सिन् दे। व लो को। प मा नः।
न न म य य

**રાગ–રહિતથી શું સમજવું?—**

આ પદ્યમાં **શીતલનાથને** ક્રોધ, માન અને માયાથી મુક્ત વર્ણવ્યા બાદ તેઓ રાગ–રહિત છે એમ જે કહ્યું છે તેમાં 'રાગ' શબ્દથી શું સમજવું એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. સાધારણ રીતે વિચારતાં ક્રોધ અને માનનો 'દ્વેષ'માં અંતર્ભાવ થાય છે, જ્યારે માયા અને લોભનો 'રાગ'માં સમાવેશ થાય છે. આથી કરીને 'રાગ–રહિત' એટલે 'લોભ–રહિત' એવો અર્થ સ્ફુરે છે. પરંતુ 'રાગ' શબ્દથી માયા અને લોભ ઉપરાંત (૧) હાસ્ય, (૨) રતિ, (૩) અરતિ, (૪) શોક, (૫) ભય, (૬) જુગુપ્સા, (૭) પુરૂષ–વેદ, (૮) સ્ત્રી–વેદ અને (૯) નપુંસક–વેદ એ નવ નોકષાય પૈકી પ્રથમના બે અને છેવટના ત્રણ નોકષાય પણ સમજી શકાય.

---

૧ આ દશમા તીર્થંકર **શ્રીશીતલનાથનું** સ્થૂલ સ્વરૂપ **સ્તુતિ–ચતુર્વિંશતિકા** ( પૃ૦ ૧૩૩ )માં આલેખવામાં આવ્યું છે.

કોપ-કદર્થના—

ધર્મરૂપી વૃક્ષને બાળી નાંખવામાં દાવાનલની ગરજ સારનાર, નીતિરૂપી લતાને ઉખેડી નાંખવામાં કુંજરસમાન, કીર્તિરૂપી ચન્દ્ર-કલાને પરાસ્ત કરવામાં રાહુની બરોબરી કરનાર, સ્વાર્થરૂપી મેઘને વિખેરી નાંખવામાં વાયુના જેવો અને આપત્તિરૂપી તૃષ્ણાને વધારવામાં તાપ-સમાન એવા કોપને કોણ ચાહે વારૂ?[1] છતાં પણ એ પણ વળી આ સંસારની વિચિત્રતા છે કે કારણ વિના પણ કોપ કરનારા અસ્તિત્વ ધરાવે છે. કહ્યું પણ છે કે—

"[2]तं नत्थि घरं तं नत्थि राउलं देउलं पि तं नत्थि ।
जत्थ अकारणकुविआ दो तिन्नि खला न दीसंति ॥"

અર્થાત્—એવું કોઇ ઘર નથી, તેમજ એવું કોઇ રાજકુલ કે દેવકુલ નથી, કે જ્યાં કારણ વિના કોપ કરનારા બે ત્રણ દુર્જનો દૃષ્ટિગોચર નહિ થાય.

અરે આવા દુર્જનોની વાત તો બાજુ ઉપર રહી, પરંતુ હોઠને કંપાવનાર, નેત્રને લાલચોળ બનાવનાર અને મુખ-કમલને પ્રસ્વેદ (પસીના)થી આર્દ્ર કરનારા એવા કોપ-જ્વરના સપાટામાં સજ્જનો પણ સપડાઇ જાય છે. વધુ વિચાર કરતાં એ પણ વાત ધ્યાન-બહાર નહિ રહે કે ઉગ્ર તપસ્યા કરનારા મુનિવરોની પણ કોપ દુર્દશા કરે છે. આ સંબંધમાં નીચેનો શ્લોક વિચારવા જેવો છે. તેમાં કહ્યું છે કે—

" हरत्येकदिनेनैव, तेजः षाण्मासिकं ज्वरः ।
क्रोधः पुनः क्षणेनापि, पूर्वकोट्याऽर्जितं तपः ॥".

અર્થાત્—એક દિવસ તાવ આવવાથી તો છ મહિનાનું શરીરનું તેજ નાશ પામે છે, જ્યારે ક્રોધ તો એક ક્ષણ-માત્રમાં [3]પૂર્વકોટિ વર્ષો વડે ઉપાર્જન કરેલી તપસ્યાનો વિનાશ કરે છે.

અરે, આટલેથી પણ ક્રોધ સંતૃપ્ત થતો હોય, તો ઠીક છે. પરંતુ તે તો વળી આનાથી પણ એક પગલું આગળ વધે છે અને કોઇ કોઇ વાર મહાતપસ્વી મુનિઓને નરકના અતિથિ બનાવે છે. આ વાતની પુષ્ટિમાં કહેવાનું કે—

" तपोभिर्भूरिभिरुत्कृष्टै-रावर्जितसुरौ मुनी ।
करटोत्करटौ कोपात्, प्रयातौ नरकावनीम् ॥"

---

૧ સરખાવો શ્રીસોમપ્રભસૂરિકૃત નિમ્ન-લિખિત પદ્યઃ—

" यो धर्मं दहति द्रुमं दव इवोन्मथ्नाति नीतिं लतां
दन्तीवेन्दुकलां विधुन्तुद इव क्लिश्नाति कीर्तिं नृणाम् ।
स्वार्थं वायुरिवाम्बुदं विघटयत्युल्लासयत्यापदं
तृष्णां घर्म इवोचितः कृतकृपालोपः स कोपः कथम् ? ॥ "—શાર્દૂલ૦

—સિન્દૂર-પ્રકર, પદ્યાંક ૪૮.

૨ સંસ્કૃત-છાયા—

तन्नास्ति गृहं तन्नास्ति राजकुलं देवकुलमपि तन्नास्ति ।
यत्राकारणकुपिता द्वित्राः खला न दृश्यन्ते ॥

૩ 'પૂર્વ' એ સંખ્યા-વિશેષ છે. ૧ પૂર્વ=૭૦૫૬૦,૦૦૦,૦૦૦,૦૦૦.

અર્થાત્-અત્યંત ઘોર તપશ્ચર્યા કરીને જેણે સુરોને પણ વશ કર્યા હતા તેવા કુરટ અને ઉત્કુરટ નામના બે મુનિઓ કોપને વશ થવાથી નરકે સિધાવ્યા.

હિંદુ શાસ્ત્રમાં પણ કોપને વશ થવાથી મુનિવરોથી પણ અનર્થકારી કાર્યો થઇ ગયાનાં અનેક દૃષ્ટાન્તો મળી આવે છે; તેમાંનાં અત્ર બે ચાર વિચારી લઇએ. (૧) **નારદ** ઋષિએ કોપને વશ થઇ વિષ્ણુને નારી બનાવી; (૨) **ગૌતમ** ઋષિએ ક્રોધાતુર બની પોતાની પત્ની અહલ્યાને શિલા બનાવી; (૩) **દુર્વાસા** ઋષિએ **સરસ્વતીને** શાપ આપી તેને માનુષી બનાવી અને (૪) **વસિષ્ઠ** મહર્ષિએ ક્રોધી બની **ત્રિશંકુ** નૃપતિને ચાણ્ડાળ કરી નાખ્યો.

આ પ્રમાણે ક્રોધાતુર થવાથી જ્યારે મુનિવરો પણ અનર્થના ભાજન થઇ પડ્યા, તો પછી ઇતર મનુષ્યની તો વાતજ શી? આ ઉપરથી સાર એ નીકળે છે કે ક્રોધ લાભદાયક નથી અને એથી કરીને જેમ બને તેમ કોપના આક્રમણથી બચવાને માટે [1]ક્ષમારૂપી બખ્તરથી સજ્જ રહેવું ઇષ્ટ છે.

મદ-વિડંબના—

જેમ કોપ અનર્થકારી છે, તેમ તેનો ભાઇ મદ પણ તેવોજ છે, મદથી પણ અનેક જનોની ખુવારી થયેલી છે એ વાતની ઇતિહાસ સાક્ષી પૂરે છે. વળી એ પણ નિવેદન કરવું વધારે પડતું નહિ ગણાય કે મદરૂપી જ્વાલામુખીમાંથી ક્રોધરૂપી ભભકતો અગ્નિ બહાર પડે છે અને એથી કરીને આ મહીધરથી દશ હજાર ગાઉ દૂર રહેવું શ્રેયસ્કર છે.[2]

આ મદના શાસ્ત્રમાં આઠ પ્રકારો પાડવામાં આવ્યા છે. તેનું સ્થૂલ સ્વરૂપ **સ્તુતિ-ચતુર્વિંશતિકા** (પૃ૦ ૫૩-૫૪) માં આલેખેલું હોવાથી તે સંબંધમાં અત્ર ફરી ઉલ્લેખ કરવામાં આવતો નથી.[3]

* * * *

**जिनवराणामुपासना—**

**यमभिनवितुमुच्चैर्दिव्यराजीववार-**
**स्थितचरणसरोजं भव्यराजी ववार ।**
**जिनवरविसरं तं पापविध्वंसदक्षं**
**शरणमित विदन्तो मा स विद्ध्वं सदक्षम् ॥ ३८ ॥**

—मालिनी

---

૧ ક્ષમાના સંબંધમાં થોડુંક વિવેચન સ્તુતિ-ચતુર્વિંશતિકા (પૃ૦ ૧૬૧-૧૬૩) માં કરવામાં આવ્યું છે.

૨ સરખાવો—

"यस्मादाविर्भवति विततिर्दुस्तरापन्नदीनां
यस्मिञ्शिष्टाभिरुचितगुणग्रामनामाऽपि नास्ति ।
यश्च व्याप्तं वहति वधधीधूम्यया क्रोधदावं
तं मानाद्रिं परिहर दुरारोहमौचित्यवृत्तेः ॥"—મન્દાક્રાન્તા.

—સિન્દૂર-પ્રકર, પદ્યાંક ૪૯.

૩ કષાય-મીમાંસાનું સ્થૂલ સ્વરૂપ વીર-ભક્તામરના ૧૪મા પદ્યના સ્પષ્ટીકરણમાં આલેખેલું છે.

## टीका

जिनवरविसरं शरणं इत–गच्छत । यं अभिनवितुं–स्तोतुं भव्यराजी ववार–वृतवती । 'वृंगट् वरणे' परोक्षा णव् । दिव्यराजीवानां–पद्मानां वारे स्थितं चरणसरोजं यस्य स तम् । पापविध्वंसे दक्षम् । जानन्तः सन्तः । मा स्म विदूध्वं–मा स्म विचारयत । 'विदू विचारणे' इत्यस्य धातोर्लुटि मध्यमपुरुषात्मनेपदम् । सन्ति–शोभनानि अक्षाणि–इन्द्रियाणि यस्य स तम् ॥ ३८ ॥

## अन्वयः

दिव्य-राजीव-वार-स्थित-चरण-सरोजं यं उच्चैः अभिनवितुं भव्य-राजी ववार, तं पाप-विध्वंस-दक्षं, सत्-अक्षं जिन-वर-विसरं शरणं इत, (इति) विदन्तः मा स्म विदूध्वम् ।

## શબ્દાર્થ

अभिनवितुम् ( ધા० नु )=સ્તુતિ કરવાને માટે.
उच्चैः=ઉચ્ચ પ્રકારે.
स्थित ( ધા० स्था )=રહેલ.
राजीव=કમલ.
वार=સમૂહ.
सरोज=કમલ.
दिव्यराजीववारस्थितचरणसरोजं=દિવ્ય કમલોના સમૂહ ઉપર રહેલાં છે ચરણ-કમલ જેમનાં એવા.
राजी=શ્રેણિ.
भव्यराजी=ભવ્ય (જીવો)ની શ્રેણિ.
ववार ( ધા० वृ )=પસંદ કર્યું.
विसर=સમૂહ, સમુદાય.
जिनवरविसरं=જિનેશ્વરોના સમુદાયને.
विध्वंस=નાશ.
दक्ष=ચતુર, હોંશિયાર.
पापविध्वंसदक्षं=પાપના વિનાશ પ્રતિ ચતુર.
शरणं=શરણે, આશ્રયે.
इत ( ધા० इ )=તમે જાઓ.
विदन्तः ( મૂ० विदत् )=જાણતાં.
मा स्म=નહિ, ના.
विदूध्वम् ( ધા० विदू )=વિચારો.
अक्ष=ઇન્દ્રિય.
सदक्षं=શોભનીય છે ઇન્દ્રિયો જેમની એવા.

## શ્લોકાર્થ

### જિનેશ્વરોની સેવા—

" દેવ-રચિત કમલોના સમૂહ ઉપર રહેલાં છે ચરણ-કમલ જેમનાં એવા જે (જિન-સમૂહ) ની ઉચ્ચ પ્રકારે સ્તુતિ કરવાનું ભવ્ય-શ્રેણિએ પસંદ કર્યું, તે, પાપનો વિનાશ કરવામાં ચતુર તેમજ વળી પ્રશંસનીય ઇન્દ્રિયોવાળા એવા જિનેશ્વરના સમુદાયના શરણે જાઓ, એમ જાણતા છતાં (હે ભવ્યો!) તમે વિચાર ન કરો. "—૩૮

## સ્પષ્ટીકરણ

### પદ્ય-ચમત્કાર—

આપણે પ્રથમ પદ્યમાં જે શબ્દાલંકારના દર્શન કર્યાં હતા, ત્યાર પછી તેના બીજી વાર દર્શન કરવાનો પ્રસંગ અત્ર ઉપસ્થિત થયો છે એટલોજ અત્રે ઉલ્લેખ કરવો બસ છે.

* * * *

सिद्धान्तस्य स्तुतिः—

पटुररितिमिरौघव्याहतावर्यमेव
प्रवितरति जनेभ्यो यः सदा वर्यमेव ।
स हि बहुविधजन्मव्रातजैनःकृतान्तः
कृतकुमतविघातः पातु जैनः कृतान्तः ॥ ३९ ॥

—मालिनी

टीका

अन्तराररितिमिरसमूहविनाशे पटुः सूर्य इव । वर्यं-प्रधानम् । स जैनः कृतान्तः-सिद्धान्तः पातु । बहुविधजन्मव्राताज्जं-जातं ( ज्ञातं ब०जं ) एनः-पापं तस्य कृतोऽन्तो येन सः ॥ ३९ ॥

अन्वयः

अर्यमा इव अरि-तिमिर-ओघ-व्याहतौ पटुः यः जनेभ्यः वर्यं एव सदा हि प्रवितरति, सः बहु-विध-जन्म [ न् ]-व्रात-ज-एनस्-कृत-अन्तः, कृत-कुमत-विघातः जैनः कृतान्तः पातु ।

શબ્દાર્થ

पटुः ( मू० पटु )=નિપુણ.
तिमिर=અન્ધકાર.
व्याहति=નાશ.
अरितिमिरौघव्याहतौ=શત્રુરૂપ અંધકારના સમૂહના નાશને વિષે.
अर्यमा ( मू० अर्यमन् )=સૂર્ય.
इव=જેમ.
प्रवितरति ( धा० तॄ )=અર્પે છે.
जनेभ्यः ( मू० जन )=મનુષ્યોને.
वर्यं ( मू० वर्य )=પ્રધાનને.
बहु=ઘણા, અનેક.
विध=પ્રકારના, જાતના.
जन्म [ न् ]=જન્મ.
व्रात=સમૂહ, શ્રેણિ.
एनस्=પાતક, પાપ.
अन्त=અન્ત, નાશ.
बहुविधजन्मव्रातजैनःकृतान्तः=ઘણા પ્રકારના જન્મોના સમૂહથી ઉત્પન્ન થયેલ પાપનો કર્યો છે નાશ જેણે એવા.
कुमत=દુષ્ટ સિદ્ધાન્ત, કુશાસન.
विघात=વિનાશ.
कृतकुमतविघातः=કર્યો છે કુશાસનનો નાશ જેણે એવા.
जैनः ( मू० जैन )=જિનસંબંધી.
कृतान्तः ( मू० कृतान्त )=સિદ્ધાન્ત.

શ્લોકાર્થ

સિદ્ધાન્તની સ્તુતિ—

" ( આન્તરિક ) શત્રુરૂપ અંધકારનો નાશ કરવામાં સૂર્યસમાન પ્રવીણ એવો જે ( સિદ્ધાન્ત ) મનુષ્યોને પ્રધાનજ ( અર્થાત્ મોક્ષજ ) સર્વદા આપે છે, તે જૈન સિદ્ધાન્ત કે જેણે અનેક જાતનાં જન્મોની શ્રેણિથી ઉત્પન્ન થયેલાં પાપોને નષ્ટ કર્યાં છે તેમજ જેણે કુશાસનનો વિનાશ કર્યો છે, તે સિદ્ધાન્ત ( હે ભવ્યો ! તમારૂં ભવ-ભયથી ) રક્ષણ કરો. "—૩૯

## સ્પષ્ટીકરણ

**પદ્ય-ચમત્કાર—**

આ પદ્યના પદ્ય-ચમત્કારના સંબંધમાં એટલુંજ નિવેદન કરવું બસ થશે કે આ પદ્ય ૧૧મા અને ૧૩મા પદ્યમાં દર્શાવેલા શબ્દાલંકારથી વિભૂષિત છે.

* * * *

**पुरुषदत्तादेव्याः स्तुतिः—**

भ्रमति भुवि महिष्या याऽऽमहासिन्धु नाना-
कृतजिनगृहमालासन्महाऽसिं धुनाना ।
कनकनिभवपुःश्रीरञ्जसा साधितायाः
रुजतु 'पुरुषदत्ता'ऽस्मासु सा साधितायाः ॥ ४० ॥ १० ॥

—मालिनी

### टीका

या देवता महिष्यां वाहनीकृतया पृथिव्यां भ्रमति । आमहासिन्धु—स्वयंभूरमणोदधिं यावत् । नानाकृता जिनगृहमालासु सन्महाः—शोभनोत्सवा यया सा । असिं—खड्गं धुनाना—कम्पयन्ती । अञ्जसा—साकल्येन वशीकृता आया—लाभा यया सा । सा पुरुषदत्ता देवी साधितायाः—मनःपीडायाः रुजतु—भंगं करोतु ॥ ४० ॥

### अन्वयः

या महिष्या आ-महत्-सिन्धु भुवि भ्रमति, सा नाना-कृत-जिन-गृह-माला-सत्-महा, असिं धुनाना, कनक-निभ-वपुस्-श्रीः अञ्जसा साधित-आया 'पुरुषदत्ता' अस्मासु स-आधितायाः रुजतु ।

### શબ્દાર્થ

भ्रमति ( धा० भ्रम् )=ભમે છે.
महिष्या ( मू० महिषी )=મહિષી દ્વારા, ભેંસ વડે.
आ=મર્યાદાવાચક અવ્યય.
सिन्धु=સમુદ્ર, સાગર.
आमहासिन्धु=મહાસાગર પર્યંત.
माला=શ્રેણિ.
मह=ઉત્સવ.
नानाकृतजिनगृहमालासन्महा=વિવિધ જાતના કર્યા છે જિનાલયોની શ્રેણિને વિષે શોભન ઉત્સવો જેણે એવી.
असिं ( मू० असि )=ખડ્ગને, તરવારને.
धुनाना ( धा० धु )=કંપાવતી.
निभ=સમાન.
श्री=લક્ષ્મી.
कनकनिभवपुःश्रीः=સુવર્ણસમાન છે દેહની લક્ષ્મી જેની એવી.
अञ्जसा=(૧) જલદીથી; (૨) સમસ્ત પ્રકારે.
साधित ( धा० साध् )=સિદ્ધ કરેલ, સાધેલ.
आय=લાભ.
साधितायाः=સાધ્યા છે લાભો જેણે એવી.
रुजतु ( धा० )=ભાંગી નાંખો.
पुरुषदत्ता=પુરૂષદત્તા (દેવી).
अस्मासु ( मू० अस्मद् )=આપણને વિષે.
आधिता=માનસિક દુઃખતા.
साधितायाः=માનસિક પીડાને (સામાન્ય ષષ્ઠી).




निर्वाणकलिकायाम्—

"पुरुषदत्तां कनकावदातां महिषीवाहनां चतुर्भुजां वरदासियुक्तदक्षिणकरां मातुलिङ्गखेटकयुतवामहस्तां चेति ।"

## શ્લોકાર્થ

**પુરૂષદત્તા દેવીની સ્તુતિ—**

"જે મહિષી (રૂપી વાહન વડે) મહાસાગર પર્યંત (અર્થાત્ [1]**સ્વયંભૂરમણ** સમુદ્ર સુધી) પૃથ્વી ઉપર ભમે છે, તે **પુરૂષદત્તા** (દેવી) કે જેણે જિનાલયોની શ્રેણિને વિષે જાત જાતના સુશોભિત ઉત્સવો કર્યા છે, તથા વળી જે ખડ્ગને કંપાવે છે, તેમજ જેના દેહની લક્ષ્મી સુવર્ણ-સમાન છે, તેમજ વળી જેણે સત્વર [અથવા એક સામટા] લાભોને સાધ્યા છે તે (દેવી) આપણી માનસિક પીડાનો નાશ કરો (અર્થાત્ તેનો અંત આણો)."—૪૦

## સ્પષ્ટીકરણ

**પદ્ય-ચમત્કાર—**

આ પદ્યના પદ્ય-ચમત્કાર વિષે કંઇ નવીન જાણવા જેવું નથી; એટલુંજ કહેવું બસ થશે કે આ પદ્ય પણ એ બાબતમાં પ્રથમ પદ્યને મળતું આવે છે.

**પુરૂષદત્તા દેવીનું સ્વરૂપ—**

'મનુષ્યને વરદાન દેનારી દેવી' તે **પુરૂષ-દત્તા** એમ એ નામ ઉપરથી સૂચન થાય છે. આ **પુરૂષ-દત્તા** એક વિદ્યા-દેવી છે. એને **નરદત્તા** તેમજ **પુરૂષાગ્રદત્તા** એ નામથી પણ ઓળખવામાં આવે છે. એનો વર્ણ સુવર્ણસમાન છે. એને ચાર હાથ છે. જમણા બે હાથમાં એ વરદ અને ખડ્ગ રાખે છે, જ્યારે ડાબા બે હાથમાં એ બીજોરૂં અને ખેટક રાખે છે. એને ભેંસનું વાહન છે. આ વાત **નિર્વાણ-કલિકા** ઉપરથી જોઇ શકાય છે, કેમકે ત્યાં કહ્યું છે કે—

**"तथा पुरुषदत्तां कनकावदातां महिषीवाहनां चतुर्भुजां वरदासियुक्तदक्षिणकरां मातुलिङ्ग-खेटकयुतवामहस्तां चेति."**

સાથે સાથે **આચાર-દિનકર**નો નીચે લખેલો શ્લોક પણ જોઇ લઇએ.

" खड्गस्फराङ्कितकरद्वयशासमाना
मेघाभसैरिभपटुस्थितिभासमाना ।
जात्यार्जुनप्रभतनुः पुरुषाग्रदत्ता
भद्रं प्रयच्छतु सतां पुरुषाग्रदत्ता ॥ "—વસન્ત૦

—આચાર૦ પત્રાંક ૧૬૨.



---

[1] આ પૃથ્વી ઉપર અનેક (અસંખ્યાત) દ્વીપો તેમજ સમુદ્રો આવેલા છે. તેમાં સૌથી મધ્યમાં જમ્બૂ દ્વીપ છે અને તેની આસપાસ લવણ સમુદ્ર છે. આ સમુદ્રની આસપાસ ગોળાકારે રહેલો ધાતકી દ્વીપ છે. તેની આસપાસ પણ વર્તુલાકારે સમુદ્ર રહેલો છે. આ પ્રમાણે સેંકડો દ્વીપો અને સમુદ્રો છે. પરંતુ આ બધાને ગર્ભરૂપે ગણતો **સ્વયંભૂરમણ** સમુદ્ર છે. આના પછી કોઇ અન્ય દ્વીપ કે સમુદ્ર નથી, અર્થાત્ આ સમુદ્ર સૌથી મોટો તેમજ અન્તિમ છે.

## ११ श्रीश्रेयांसजिनस्तुतयः

अथ श्रीश्रेयांसनाथस्य वन्दनम्—

विमलितबहुतमसमलं
स्फुरत्प्रभामण्डलास्तसंतमसमलम् ।
सकलश्रीश्रेयांसं
प्रणमत भक्त्या जिनेश्वरं 'श्रेयांसम्' ॥ ४१ ॥

—आर्यागीतिः

### टीका

विमलिता बहुतमाः समला येन स तम् । स्फुरत्प्रभामण्डलेन विक्षिप्तं संतमसं–अन्धकारं येन स तम् । अलं–पर्याप्तम् । सकला चासौ श्रीश्च तया श्रेयौ–आश्रयणीयौ अंसौ–स्कन्धौ यस्य स तम् ॥ ४१ ॥

### अन्वयः

विमलित-बहुतम-सह-मलं, स्फुरत्-प्रभा-मण्डल-अस्त-संतमसं, सकल-श्री-श्रेय-अंसं जिन-ईश्वरं 'श्रेयांसं' भक्त्या अलं प्रणमत ।

### શબ્દાર્થ

विमलित=નિર્મલ કરેલ.
बहुतम (मू० बहु)=ઘણાજ.
मल=મલ.
विमलितबहुतमसमलं=નિર્મલ કર્યા છે ઘણાજ મલ-યુક્તને જેણે એવા.
मण्डल=ચક્ર.
स्फुरत्प्रभामण्डलास्तसंतमसं=સ્ફુરાયમાન એવા ભામણ્ડલ વડે દૂર કર્યો છે અન્ધકાર જેણે એવા.
श्रेय (धा० श्रि)=આશ્રય કરવા યોગ્ય.
अंस=ખભો.
सकलश्रीश्रेयांसं=સમસ્ત લક્ષ્મી વડે આશ્રય કરવા યોગ્ય છે ખભાઓ જેના એવા.
प्रणमत (धा० नम्)=તમે પ્રણામ કરો.
ईश्वर=નાથ.
जिनेश्वरं=જિનરાજને.
श्रेयांसं (मू० श्रेयांस)=શ્રેયાંસ(નાથ)ને, અગ્યારમા તીર્થંકરને.

### શ્લોકાર્થ

શ્રીશ્રેયાંસનાથને વન્દન—

" નિર્મલ કર્યા છે ઘણાજ મલ–યુક્ત (જીવો)ને જેણે એવા, વળી સ્ફુરાયમાન એવા ભામણ્ડલ વડે દૂર કર્યો છે (અજ્ઞાનરૂપી) ગાઢ અંધકાર જેણે એવા

તથા વળી સમસ્ત લક્ષ્મી વડે આશ્રય કરવા યોગ્ય છે ખભાઓ જેના એવા જિનરાજ શ્રેયાંસ[1](નાથ)ને (હે મુમુક્ષુ જનો!) તમે ભક્તિપૂર્વક અત્યંત પ્રણામ કરો."—૪૧

## સ્પષ્ટીકરણ

પદ્ય-વિચાર—

આ તેમજ ત્યાર પછીનાં ત્રણ પદ્યો પણ સ્તુતિ-ચતુર્વિંશતિકાના નવથી બાર સુધીનાં પદ્યોની જેમ 'આર્યા-ગીતિ'ના નામથી ઓળખાતા છંદમાં રચવામાં આવ્યાં છે. આ છંદનું લક્ષણ એ છે કે—

"आर्या प्राग्दलमन्तेऽधिकगुरु तादृक् परार्धमार्यागीतिः"

અર્થાત્-જે પદ્યનાં પ્રથમ અને તૃતીય ચરણોમાં બાર બાર માત્રાઓ હોય અને જેનાં બાકીનાં બે ચરણોમાં વીસ વીસ માત્રાઓ હોય, તે પદ્ય આર્યા-ગીતિ નામના છંદમાં રચાયેલું છે એમ સમજવું. આ વાત સ્પષ્ટ સમજાય તેટલા માટે આપણે આ પદ્યની માત્રા વિચારીએ.

I I I I I I I I I I I S I S I S S I S I S I I I I S

वि म लि त व हु त म स म लं, स्फु रत्प् र भा मं ड लास् त सं त म स म लम्

પદ્ય-ચમત્કાર—

આ પદ્યનાં પ્રથમનાં બે ચરણોમાં છેવટના પાંચ પાંચ અક્ષરો અને બાકીનાં બે ચરણોમાં છેવટના ત્રણ ત્રણ અક્ષરો સમાન છે, એ આ પદ્યની વિશેષતા છે.

※ ※ ※ ※

जिनपतिभ्यः प्रणामः—

आनन्दितभव्यजनं
घनाघघर्मार्तशिशिरशुभव्यजनम् ।
अभिवन्दे जिनदेव-
क्रमयुगलं सद्गुणैः सदाऽजिनदेव ॥ ४२ ॥

—आर्या०

### टीका

घनाघमेव घर्मस्तेन आर्तानां शिशिरं-शीतलं शुभं-शोभनं व्यजनं-तालवृन्तं यत् । सन्तश्च ते गुणाश्च तैः । सदा अजिनत्-हानिमगच्छत् । एवशब्दोऽवधारणे ॥ ४२ ॥

### अन्वयः

आनन्दित-भव्य-जनं, घन-अघ-घर्म-आर्त-शिशिर-शुभ-व्यजनं, सत्-गुणैः सदा अ-जिनत् एव जिन-देव-क्रम-युगलं अभिवन्दे ।

---

૧ આ અગ્યારમા તીર્થંકર શ્રેયાંસનાથનું ટુંક ચરિત્ર સ્તુતિ-ચતુર્વિંશતિકા (પૃ૦ ૧૪૧-૧૪૨)માં આપવામાં આવ્યું છે.

## શબ્દાર્થ

आनन्दित ( धा० नन्द् )=હર્ષિત કરેલ, આનંદ પમાડેલ.
आनन्दितभव्यजनं=આનંદ પમાડ્યો છે ભવ્ય જનોને જેણે એવા.
आर्त=પીડિત.
शिशिर=શીતલ.
व्यजन=પંખો.
घनाघघर्मार्तशिशिरशुभव्यजनं=નિબિડ પાપરૂપી તાપથી પીડાયેલા પ્રતિ શીતલ તેમજ શુભ પંખાના સમાન.
अभिवन्दे ( धा० वन्द् )=હું વન્દન કરૂં છું.
युगल=યુગ્મ, બેનું જોડકું.
जिनदेवक्रमयुगलं=જિનેશ્વરના ચરણ-યુગલને.
सद्गुणैः ( मू० सद्गुण )=સદ્‌ગુણો વડે.
जिनत् =હાનિને પ્રાપ્ત થતું.
अजिनत्=હાનિને નહિ પ્રાપ્ત થતું.

## શ્લોકાર્થ

જિનપતિઓને પ્રણામ—

"આનંદ પમાડ્યો છે ભવ્ય-જનોને જેણે એવા, વળી નિબિડ ( અર્થાત્ અતિશય ગાઢ ) પાપરૂપી તાપથી પીડાયેલા ( એટલે કે તપ્ત થયેલા જીવો )ને ( શાંતિ અર્પણ કરવામાં ) શીતલ તેમજ શોભન પંખાસમાન એવા તથા વળી હમેશાં સદ્‌ગુણોથી અલંકૃતજ એવા જિનેશ્વરના ચરણ-યુગલને હું વન્દન કરૂં છું."—૪૨

## સ્પષ્ટીકરણ

પદ્ય-ચમત્કાર—

આ પદ્ય તરફ દૃષ્ટિ-પાત કરતાં આ કાવ્યના છઠ્ઠા પદ્યમાં નજરે પડતો 'પાદાંતસમ-ચતુરક્ષરપુનરાવૃત્તિ' નામનો શબ્દાલંકાર યાદ આવે છે.

✻ ✻ ✻ ✻

जिनवाण्यै नमः—

जैनमुपमानरहितं
वचो जगत्त्राणकारि नो पुनरहितम् ।
प्रणमत सन्महिमकरं
भव्यमहाकुमुदबोधजन्महिमकरम् ॥ ४३ ॥

—आर्या०

## टीका

भव्या एव महाकुमुदानि तेषां बोधः-समुल्लासः तस्य जन्म-उत्पत्तिस्तत्र हिमकरं-चन्द्रम् ॥ ४३ ॥

## अन्वयः

उपमान-रहितं, जगत्-त्राण-कारि, पुनः नो अ-हितं, सत्-महिमन् करं, भव्य-महत्-कुमुद-बोध-जन्मन्-हिम-करं जैनं वचः प्रणमत ।




निर्वाणकलिकायाम्—

"तथा महाकालीं देवीं तमालवर्णां पुरुषवाहनां चतुर्भुजां अक्षसूत्र-वज्रान्वितदक्षिणकरां अभयघण्टालङ्कृतवामभुजां चेति ।"

## શબ્દાર્થ

रहित=રહિત.
उपमानरहितं=ઉપમાથી મુક્ત, નિરૂપમ.
वचः (वचस्)=વચનને, વાણીને.
त्राण=રક્ષણ, પરિપાલન.
कारिन्=કરનાર.
जगत्त्राणकारि=દુનિયાનું રક્ષણ કરનારા.
पुनर्=વળી.
अहितं=અહિતકારી, કલ્યાણકારી નહિ એવું.
महिमन्=(૧) મહિમા, મોટાપણું; (૨) એક પ્રકારની [1]સિદ્ધિ.
सन्महिमकरं=શુભ મહિમાને કરનાર.
कुमुद=ચન્દ્ર-કમલ.
बोध=વિકાસ, ઉલ્લાસ.
हिम=શીતલ.
कर=કિરણ.
हिमकर=શીતલ છે કિરણો જેનાં તે, ચન્દ્ર.
भव्यमहाकुमुदबोधजन्महिमकरं=ભવ્યરૂપી મહાકુમુદનો વિકાસ કરવામાં ચન્દ્ર-સમાન.

## શ્લોકાર્થ

જિન-વાણીને નમન—

"ઉપમા-રહિત (અર્થાત્ નિરૂપમ), વળી જગત્‌નું પરિપાલન કરનારા, તેમજ વળી અહિતકારી નહિ એવા (અર્થાત્ કલ્યાણકારી), શુભ મહિમાને કરનારા તથા વળી ભવ્ય (જીવ)રૂપી મહાકમલનો વિકાસ કરવામાં ચન્દ્રના સમાન એવા જિન-વચનને (હે ભવ્યો!) તમે પ્રણામ કરો."—૪૩

## સ્પષ્ટીકરણ

પદ્ય-ચમત્કાર—

આ પદ્યનાં પ્રથમનાં બે ચરણોમાં છેવટના ચાર અક્ષરોની સમાનતા દૃષ્ટિ-ગોચર થાય છે, જ્યારે બાકીનાં બે ચરણોમાં છેવટના પાંચ અક્ષરોની સમાનતા નજરે પડે છે. અર્થાત્ આ પદ્ય પદ્ય-ચમત્કારના વિષયમાં ૧૧મા પદ્યને મળતું આવે છે.

* * * *

महाकालीदेव्याः स्तुतिः—

या द्युतिविजिततमाला
पविफलघण्टाक्षभृल्लसत्ततमाला।
नृस्था सुषमं तनुता-
दसौ महाकाल्यमर्त्यसामन्तनुता ॥ ४४ ॥ ११ ॥

—आर्या०

## टीका

द्युत्या विजितः तमालो वृक्षो यया सा। पविः-वज्रं, फलं-मातुलिङ्गादि, घण्टा,

[1] આ સંબંધમાં જુઓ ચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિના ૩૭મા પદ્યનું સ્પષ્ટીકરણ.

अक्षः-जपमाला, तान् बिभर्तीति-धारयतीति । लसन्ती तता माला यस्याः सा । मनुष्यारूढा । सुषमं-सुखम् । तनुतात् । महाकाली देवता । अमर्त्या-देवास्तेषां सामन्ता-अधिपतयस्तैः स्तुता ॥ ४४ ॥

### अन्वयः

या द्युति-विजित-तमाला, पवि-फल-घण्टा-अक्ष-भृत्, लसत्-तत-माला, असौ नृ-स्था, अमर्त्य-सामन्त-नुता 'महाकाली' सुषमं तनुतात् ।

### શબ્દાર્થ

विजित ( धा० जि )=હરાવેલ.
तमाल=તમાલ (વૃક્ષ).
द्युतिविजिततमाला=કાન્તિ વડે પરાજિત કર્યું છે તમાલ વૃક્ષને જેણે એવી.
पवि=વજ્ર.
फल=ફળ.
घण्टा=ઘંટ.
भृत् ( धा० भृ )=ધારણ કરનાર.
पविफलघण्टाक्षभृत्=વજ્ર, ફળ, ઘંટ અને જપ-માલાને ધારણ કરનારી.
लसत् ( धा० लस् )=દેદીપ્યમાન.
तत ( धा० तन् )=વિસ્તીર્ણ.
लसत्ततमाला=દેદીપ્યમાન તેમજ વિસ્તીર્ણ છે માલા જેની એવી.
स्था=રહેવું.
नृस्था=મનુષ્યના ઉપર આરોહણ કરનારી.
सुषमं ( मू० सुषम )=સુખને.
महाकालीं=મહાકાલી (દેવી).
अमर्त्य=દેવ, અમર.
सामन्त=અધિપતિ, નાયક.
अमर्त्यसामन्तनुता=સુરપતિઓ વડે સ્તુતિ કરાયેલી.

### શ્લોકાર્થ

મહાકાલી દેવીની સ્તુતિ—

"જે (દેવીએ પોતાના) તેજ વડે તમાલ વૃક્ષને પરાજિત કર્યું છે (અર્થાત્ જે અતિશય શ્યામવર્ણી છે), તથા વળી જે (પોતાના ચાર હાથમાં અનુક્રમે) વજ્ર, (બિજોરા પ્રમુખ) ફળ, ઘંટ અને જપ-માલાને ધારણ કરે છે તથા જેની માલા દેદીપ્યમાન તેમજ વિસ્તીર્ણ છે, તે, મનુષ્યના ઉપર આરૂઢ થનારી તેમજ સુર-પતિઓ વડે સ્તુતિ કરાયેલી એવી મહાકાલી (દેવી) (હે ભવ્યો ! તમારા) સુખનો વિસ્તાર કરો."—૪૪

### સ્પષ્ટીકરણ

મહાકાલી દેવીનું સ્વરૂપ—

અતિશય શ્યામવર્ણી અને શત્રુઓને મહાકાળરૂપ એવી જે દેવી તે **મહાકાલી** એમ એના નામ ઉપરથી સૂચિત થાય છે. આ પણ એક વિદ્યા-દેવી છે. એને ચાર હાથ છે. તે એક હાથમાં જપ-માલા, બીજા હાથમાં ફળ, ત્રીજા હાથમાં ઘણ્ટ અને ચોથા હાથમાં વજ્ર રાખે છે. એને માનવનું વાહન છે. આ હકીકતના ઉપસંહારરૂપ નીચલો શ્લોક વિચારવા જેવો છે.

" नरवाहना शशधरोपलोज्ज्वला
रुचिराक्षसूत्रफलविस्फुरत्करा ।
शुभघण्टिकापविवरेण्यधारिणी
भुवि कालिका शुभकरा महापरा ॥" —[1]મંજુભાષિણી,
—આચાર૦ પત્રાંક ૧૬૨.

નિર્વાણ-કલિકામાં પણ આ વિદ્યા-દેવી વિષે ઉલ્લેખ છે, પરંતુ વર્ણ અને વાહન સિવાયની હકીકતમાં ભિન્નતા જણાય છે. કેમકે ત્યાં કહ્યું છે કે—

" तथा महाकालीदेवीं तमालवर्णां पुरुषवाहनां चतुर्भुजां अक्षसूत्रवज्रान्वितदक्षिणकरामभयघण्टालङ्कृतवामभुजां चेति " અર્થાત્—**મહાકાલી** દેવીનો વર્ણ તમાલ વૃક્ષના સમાન છે અને તેને પુરૂષનું વાહન છે. વિશેષમાં તેના જમણા બે હાથ જપ-માલા અને વજ્રથી અલંકૃત છે, જ્યારે તેના ડાબા બે હાથ તો અભય અને ઘણ્ટથી વિભૂષિત છે.

વાહન-વિચાર—

ઉપર્યુક્ત **મહાકાલી** નામની વિદ્યા-દેવીનું સ્વરૂપ વિચારતાં એવો પ્રશ્ન ઉદ્ભવે છે કે શું સ્વર્ગમાં માનવનો સદ્ભાવ સંભવી શકે છે? આ પ્રશ્નની સાથે અન્ય પ્રશ્નનો પણ વિચાર કરી લઇએ અને તે પ્રશ્ન એ છે કે શું સ્વર્ગમાં ઉંદર, બિલાડી, સિંહ ઇત્યાદિ જનાવરો તેમજ મોર, ગરૂડ ઇત્યાદિ પક્ષીઓ પણ છે ખરાં કે? કેમકે દેવ-દેવીઓનાં વાહનો તરીકે તો આ પ્રાણીઓનો ઉલ્લેખ કરવામાં આવે છે.

આ પ્રશ્નના સમાધાનમાં સમજવું કે જો કે સ્વર્ગમાં યાને ઊર્ધ્વ-લોકમાં એકેન્દ્રિય અને પંચેન્દ્રિય જીવો (નહિ કે બાકીના જીવો)નો સદ્ભાવ છે અને તેમાં પણ પંચેન્દ્રિયના નારક, તિર્યંચ, મનુષ્ય અને દેવ એમ ચાર ભેદો પૈકી ફક્ત દેવોજ સ્વર્ગમાં વસે છે, છતાં પણ ઉપર્યુક્ત હકીકત નીચે મુજબ વિચાર કરતાં સત્ય સમજાય છે.

દેવોના ભવનપતિ, વ્યન્તર, જ્યોતિષ્ક અને વૈમાનિક એમ ચાર ભેદો છે. તેમાં વળી ભવનપતિ અને વૈમાનિકના (૧) ઇન્દ્ર, (૨) સામાનિક, (૩) ત્રાયસ્ત્રિંશ, (૪) પારિષદ્ય, (૫) આત્મરક્ષક, (૬) લોકપાલ, (૭) અનીક, (૮) પ્રકીર્ણક, (૯) આભિયોગ્ય અને (૧૦) કિલ્બિષિક એમ દશ અવાન્તર ભેદો છે, જ્યારે વ્યન્તર અને જ્યોતિષ્કના ત્રાયસ્ત્રિંશ અને લોકપાલ સિવાયના આઠ ભેદો છે. આ ઉપરથી જોઇ શકાય છે કે આભિયોગ્ય એ ચારે પ્રકારના દેવોના એક પેટા-વિભાગનું નામ છે. આ દેવો કિંકરના સમાન છે અને તેથી કરીને તેમને તેમના સ્વામીની સૂચનાનુસાર કાર્ય કરવું પડે છે. અર્થાત્ આ દેવોને તેમના સ્વામીને પોતાની પીઠ ઉપર વહન કરવાનું કાર્ય પણ કરવું પડે છે અને તેમાં પણ તે કાર્ય કરતી વેળાએ સ્વામી જે પ્રકારનું રૂપ તેમને ગ્રહણ કરવાનું કહે, તે રૂપ તેઓને ગ્રહણ કરવું પડે છે. કોઇક દેવ ગાયનું રૂપ લે છે, તો કોઇક મોરનું, તો કોઇક માનવનું ઇત્યાદિ અનેક રૂપ લે છે.

આ ઉપરથી સમજી શકાય છે કે આ કંઇ દેવોનું મૂળ રૂપ નથી. પારિભાષિક શબ્દોમાં કહીએ તો આ તો તેમનું ઉત્તર વૈક્રિય સ્વરૂપ છે. બાકી તેનું મૂળ રૂપ તો આપણા જેવું—મનુષ્ય જેવું છે. અર્થાત્ આપણી માફક તેને પણ બે હાથ, બે પગ ઇત્યાદિ છે. આથી સમજી

---

૧ આ છંદને સુનંદિનીના નામથી પણ ઓળખવામાં આવે છે.

શકાય છે કે દેવ-દેવીના સંબંધમાં જે ચાર હાથ ઇત્યાદિનો ઉલ્લેખ કરવામાં આવે છે, તે તેનું ઉત્તર વૈક્રિય રૂપ છે. પરંતુ એ નિવેદન કરવું અસ્થાને નહિ ગણાય કે (૧) તેમનો દેહ આપણી માફક ઔદારિક નથી, પરંતુ વૈક્રિય છે; (૨) તેમનો જન્મ આપણી જેમ ગર્ભજ નથી, કિન્તુ તે ઔપપાતિક છે; (૩) તેમનો આહાર આપણી માફક [1]કાવલિક નથી, પણ તેઓ મનોભક્ષી હોવાથી તે લોમજ છે; (૪) તેમની ભાષા સંસ્કૃત છે એમ લોકો માને છે, પણ ખરી રીતે તે ભાષા અર્ધમાગધી (અઢાર દેશી ભાષામિશ્રિત) છે (આ ભાષામાં બોલવાથી અહિંના બાલ, વૃદ્ધ, સ્ત્રી વગેરે સમજી શકે); (૫) તેઓ નિર્નિમેષ છે અર્થાત્ તેમની આંખો આપણી માફક પલકારા મારતી નથી; (૬) તેઓ જ્યારે આ મર્ત્ય લોકમાં આવે છે, ત્યારે તેઓ [2]પ્રાયઃ ઉત્તર રૂપ ગ્રહણ કરે છે અને જમીનથી કંઇક ઊંચા-અદ્ધર રહે છે; (૭) તેમનું દર્શન અમોઘ છે; અને (૮) તેમનું વર્ણન પગથી શરૂ કરવામાં આવે છે, જ્યારે માનવનું મસ્તકથી કરવામાં આવે છે.

પદ્ય-ચમત્કાર—

આ પદ્ય છઠ્ઠા પદ્યની જેમ પાદાંતસમચતુરક્ષરપુનરાવૃત્તિ નામના શબ્દાલંકારથી શોભી રહ્યું છે, કેમકે તેના પ્રત્યેક ચરણમાં છેવટના ચાર અક્ષરની સમાનતા જોવામાં આવે છે.



---

૧ દેવતાઓ અમૃતનું ભોજન કરે છે એ કથન લૌકિક છે, પરંતુ તે શાસ્ત્રોક્ત નથી; છતાં પણ તેઓ શુભ પુદ્ગલો ગ્રહણ કરતા હોવાથી તે પુદ્ગલોને અમૃત ગણવામાં આવે તો તે હરકત જેવું નથી.

૨ સૂર્ય અને ચન્દ્ર મૂળ રૂપે મહાવીર પ્રભુને વન્દન કરવા આવ્યા હતા, એ વાતનું સૂચન કરવાને માટે અત્ર 'પ્રાયઃ' શબ્દનો પ્રયોગ કર્યો છે.

૩ સરખાવો—"मानवा मौलितो वर्ण्या, देवाश्चरणतः पुनः"

## १२ श्रीवासुपूज्यजिनस्तुतयः

अथ श्रीवासुपूज्यस्य महिमा—

श्रीमते वासुपूज्याय, ज्यायसे जगतां नमन् ।
न मन्दोऽपि क्षणादेव, देवपूज्यो न जायते ? ॥ ४५ ॥

—अनुष्टुब्

### टीका

ज्यायसे-प्रशस्यतराय जगतां नमन् सन् मन्दोऽपि-जडधीरपि देवपूज्यः-त्रिदशपूज्यो न न जायते ? किन्तु जायत एव ॥ ४५ ॥

### अन्वयः

जगतां ज्यायसे श्रीमते वासुपूज्याय नमन् मन्दः अपि क्षणात् एव देव-पूज्यः न न जायते ?।

### શબ્દાર્થ

श्रीमते (मू० श्रीमत्)=શ્રીમાન્.
वासुपूज्याय (मू० वासुपूज्य)=વાસુપૂજ્યને, બારમા તીર્થંકરને.
ज्यायसे (मू० ज्यायस्)=અત્યંત ઉત્તમ.
जगतां (मू० जगत्)=ભુવનોના, દુનિયાઓના.
मन्दः (मू० मन्द)=મન્દબુદ્ધિવાળો, જડ.
क्षणात्=એક પળમાં.
पूज्य (धा० पूज्)=પૂજવા યોગ્ય.
देवपूज्यः=દેવોને પૂજનીય.
जायते (धा० जन्)=બને છે.

### શ્લોકાર્થ

શ્રીવાસુપૂજ્યનો મહિમા—

"(ત્રણે) ભુવનોને વિષે અત્યંત ઉત્તમ (અર્થાત્ ત્રૈલોક્યવાસી જીવોની પ્રશંસાને પાત્ર) એવા [1]શ્રીવાસુપૂજ્ય (સ્વામી)ને નમસ્કાર કરનારો મન્દમતિ પણ શું ક્ષણવારમાંજ દેવ-પૂજ્ય નથી નથી બની જતો ? (અર્થાત્ તે બની જાય છે)"—૪૫

### સ્પષ્ટીકરણ

પદ્ય-ચમત્કાર—

આ પદ્ય તો એક ઓરજ જાતના યમકથી શોભી રહ્યું છે. કેમકે આ પદ્યમાં તો પ્રથમ ચરણના અન્તમાં આવેલા બે અક્ષરોથી બીજું ચરણ શરૂ થાય છે અને વળી તેના અન્તમાં

---

૧ આ બારમા તીર્થંકર શ્રીવાસુપૂજ્યસ્વામીના ચરિત્રનું દિગ્દર્શન કરવું હોય, તો સ્તુતિ-ચતુર્વિંશતિકા (પૃ૦ ૧૫૩) તરફ દૃષ્ટિ-પાત કરો.

આવેલા બે અક્ષરોથી ત્રીજાનો પ્રારંભ થાય છે અને એના અન્તમાં આવેલા બે અક્ષરોથી ચોથું ચરણ શરૂ થાય છે. આ યમક-વિશેષના આ કાવ્યમાં અત્રજ પ્રથમ દર્શન થાય છે એ ભૂલવા જેવું નથી. આની પછીનાં ત્રણ પદ્યો પણ આવા યમક-વિશેષથી ઝળકી રહેલાં છે. આ પદ્યના યમક-વિશેષને 'પ્રતિપાદાન્તદ્વ્યક્ષરપુનરાવૃત્તિ' યમકના નામથી ઓળખી શકાય. આવા યમક-વિશેષથી વિશેષતઃ શોભતું એક ૭ પદ્યનું કાવ્ય ન્યાય-વિશારદ ન્યાયાચાર્ય ઉપાધ્યાયશ્રી **યશોવિજયજી**એ રચેલું છે. તેમાં પ્રથમ જિનેશ્વર **શ્રીઋષભદેવ**ની સ્તુતિ કરવામાં આવી છે. તે સંપૂર્ણ કાવ્ય નીચે મુજબ છે:—

## श्रीआदिनाथस्तवनम्

आदिजिनं वन्दे गुणसदनं, सदनन्तामलबोधम् ।
बोधकतागुणविस्तृतकीर्तिं, कीर्तितपथमविरोधम् ॥ १ ॥
रोधरहितविस्फुरदुपयोगं, योगं दधतमभङ्गम् ।
भङ्गनयव्रजपेशलवाचं, वाचंयमसुखसङ्गम् ॥ २ ॥
सङ्गतपदशुचिवचनतरङ्गं, रङ्गं जगति ददानम् ।
दानसुरद्रुममञ्जुलहृदयं, हृदयंगमगुणभानम् ॥ ३ ॥
भानन्दितसुरवरपुन्नागं, नागरमानसहंसम् ।
हंसगतिं पञ्चमगतिवासं, वासवविहिताशंसम् ॥ ४ ॥
शंसन्तं नयवचनमनवमं, नवमङ्गलदातारम् ।
तारस्वरमघघनपवमानं, मानसुभटजेतारम् ॥ ५ ॥ पञ्चभिः कुलकम्[1]

इत्थं स्तुतः प्रथमतीर्थपतिः प्रमोदात्
श्रीमद्'यशोविजय'वाचकपुङ्गवेन ।
श्रीपुण्डरीकगिरिराजविराजमानो
मानोन्मुखानि वितनोतु सतां सुखानि ॥ ६ ॥ –वसन्ततिलका

આ શબ્દ-લાલિત્ય તેમજ અર્થ-ગૌરવથી વિભૂષિત કાવ્યનો અત્ર અનુવાદ આપવો અનુચિત નહિ ગણાય એમ માનીને તે નીચે મુજબ આપવામાં આવે છે:—

"ગુણોના મહેલરૂપ, વળી શોભનીય, અનન્ત તેમજ નિર્મલ છે જ્ઞાન જેનું એવા, બોધકતા (અર્થાત્ અદ્વિતીય ઉપદેશશૈલી) રૂપી ગુણથી વિસ્તાર પામી છે કીર્તિ જેની એવા, કહ્યો છે (અર્થાત્ બતાવ્યો છે) (વિરોધરહિત મોક્ષનો) માર્ગ જેણે એવા, જેમાં વિરોધ નથી એવા, સ્ખલનારહિત (અર્થાત્ નિરંતર) અને સ્ફુરાયમાન છે ઉપયોગ જેનો એવા, ભંગાણ-રહિત એવા યોગને ધારણ કરનારા, (સપ્ત ભંગીના) ભંગો તેમજ (નૈગમાદિ) નયના સમૂહે કરીને સુંદર છે વાણી જેની એવા, મુનિઓને સુખકારી છે સંગમ જેનો એવા, બંધબેસતાં પદો વડે પવિત્ર છે વચનના કલ્લોલો જેના એવા, જગત્માં રંગને એટલે આનંદને અર્પણ કરનારા, દાનરૂપી કલ્પવૃક્ષથી સુંદર છે હૃદય જેનું એવા, મનોરંજક ગુણોએ કરીને શોભતા, પ્રભા વડે આનન્દ પમાડ્યો છે ઇન્દ્રોને અને ઉત્તમ મનુષ્યોને જેણે એવા, વળી નગરના મનુષ્યોના માનસ (સરોવર)ને વિષે હંસસમાન એવા,

---

1 कुलकस्य लक्षणम्—

"द्वाभ्यां युग्ममिति प्रोक्तं, त्रिभिः श्लोकैर्विशेषकम् ।
कलापकं चतुर्भिः स्यात्, तदूर्ध्वं 'कुलकं' स्मृतम् ॥"

હંસના જેવી ચાલ છે જેની એવા, [1]પંચમ ગતિ (મુક્તિ)માં નિવાસ કર્યો છે જેણે એવા, ઇન્દ્રોએ કરી છે પ્રશંસા જેની એવા, પાપ-રહિત એવા નયનાં વચનોનું કથન કરનારા, નવ મંગલોને અર્પણ કરનારા, મનોહર છે સ્વર જેનો એવા, પાપરૂપી વાદળને વિખેરી નાંખવામાં પવનસમાન તેમજ અભિમાનરૂપી સુભટને જીતનારા એવા પ્રથમ તીર્થંકર (ઋષભદેવ)ને હું વન્દું છું."—૧-૫

"આ પ્રમાણે શ્રીમાન્ વાચકવર્ય **યશોવિજયજી** દ્વારા હર્ષપૂર્વક સ્તુતિ કરાયેલા તથા **શ્રીપુણ્ડરીક** ગિરિરાજ ઉપર વિરાજતા એવા પ્રથમ જિનેશ્વર સંતોને માનસહિત સુખો સમર્પો."—૬.

મહોપાધ્યાય **યશોવિજયજી**ના સમકાલીન ઉપાધ્યાયશ્રી **વિનયવિજયજી**એ આ કાવ્યગત શબ્દાલંકારને મળતું આવતું તેની પ્રતિકૃતિરૂપ એક છ પદ્યનું કાવ્ય રચ્યું છે તે હવે આપવામાં આવે છે. [આ બંને કાવ્યોની પ્રત્યેક કડીના અન્તમાં 'રે' લગાડી આ કાવ્યો ગાયનરૂપે ગાઇ શકાય છે. આવાં ગેય પદ્યો શ્રીમદ્‌**વિનયવિજય**વિરચિત **શાન્ત-સુધારસ**ના પ્રત્યેક પ્રકાશમાં દૃષ્ટિગોચર થાય છે અને ખાસ કરીને આના અન્તિમ (સોળમા) પ્રકાશમાં તો આ છંદમાંજ રચાયેલું ગેય પદ્યાષ્ટક નજરે પડે છે.]

## श्रीवृषभस्तवनम्

"श्रीमरुदेवातनुजन्मानं, मानवरत्नमुदारम् ।
दारैः सह हरिभिः कृतसेवं, सेवकजनसुखकारम् ॥ १ ॥
कारणगन्धमृतेऽपि जनानां, नानासुखदातारम् ।
तारस्वररसजितपरपुष्टं, पुष्टशमाकूपारम् ॥ २ ॥
पारं गतमिह जन्मपयोधे-र्योधेहितगुणधीरम् ।
धीरसमूहैः संस्तुतचरणं, चरणमहीरुहकीरम् ॥ ३ ॥
कीरनसं यशसा जितचन्द्रं, चन्द्रामलगुणवासम् ।
वासवहृदयकजाहिमपादं, पादपमिव सच्छायम् ॥ ४ ॥
सच्छायकव्व (इव ?) वरपुरधरणी-धरणीधवमिव कामम् ।
कामं नमत सुलक्षणनाभिं, नाभितनुजमुद्दामम् ॥ ५ ॥ पञ्चभिः कुलकम्
इत्थं तीर्थपतिः स्तुतः शतमखश्रेणीश्रितः श्रीनदी-
जीमूतोऽद्भुतभाग्यसेवधिरपेक्षितः समग्रैर्गुणैः ।
श्रीमन्नाभिनरेन्द्रवंशकमलाकेतुर्भवाम्भोनिधौ
सेतुः श्रीवृषभो ददातु विनयं स्वीयं सदा वाञ्छितम्" ॥ ६ ॥ –शार्दूल०

અર્થાત્—"**શ્રીમરૂદેવા**ના પુત્ર, મનુષ્યોમાં રત્નસમાન, ઉદાર, ઇન્દ્રો તેમજ તેમની પત્નીઓ (ઇન્દ્રાણીઓ) દ્વારા સેવિત, સેવકજનને સુખકારી, કારણની ગન્ધ વિના પણ માનવોને વિવિધ સુખ અર્પણ કરનારા, મનોહર સ્વરના રસે કરીને વિજય મેળવ્યો છે કોકિલાના ઉપર જેણે એવા (અર્થાત્ દિવ્ય ધ્વનિવાળા), પુષ્ટ ઉપશમના સમુદ્રસમાન એવા, આ સંસારમાં જન્મ-સમુદ્રનો પાર પામેલા, સુભટોએ વાંછેલા ગુણો વડે ધીર, બુદ્ધિશાળીઓના સમુદાય વડે પૂજાયેલાં છે ચરણો જેનાં એવા, ચારિત્રરૂપી વૃક્ષ પ્રતિ પોપટસમાન, પોપટના જેવી

૧ જુઓ સ્તુતિ-ચતુર્વિંશતિકા (પૃ૦ ૯૧).

નાસિકાવાળા, યશ વડે જીત્યો છે ચન્દ્રને જેણે એવા, ચન્દ્રના જેવા નિર્મલ ગુણોના સ્થાનરૂપ, ઇન્દ્રના હૃદયરૂપી કમલ પ્રતિ સૂર્યસમાન, (સુ)વૃક્ષની જેમ સુંદર છાયાવાળા, સુલક્ષણોથી અંકિત નાભિવાળા, નાભિ (નૃપતિ)ના નન્દન તેમજ પરાક્રમી એવા (ઋષભદેવ)ને (હે ભવ્યો!) સુખમોજમાં રહેલો મનુષ્ય જેમ શ્રેષ્ઠ નગરોની પાલના કરનારા પૃથ્વીપતિને નમે તેમ તમે પ્રણામ કરો."—૧-૫

"આ પ્રમાણે સ્તુતિ કરાયેલા, ઇન્દ્રોની શ્રેણિ વડે આશ્રિત, લક્ષ્મીરૂપી નદી પ્રતિ મેઘ-સમાન, અદ્ભુત ભાગ્યના ભંડારરૂપ, સમસ્ત ગુણો વડે સમન્વિત, શ્રીમાન્ નાભિ નરેશના વંશરૂપી લક્ષ્મીની ધ્વજાસમાન તથા સંસારરૂપી સમુદ્રને વિષે સેતુ (પૂલ)સમાન એવા તીર્થરાજ શ્રીવૃષભ (પ્રભુ) સર્વદા ઇષ્ટ એવા પોતાના વિનયને (આત્માની નિર્મલતાને) અર્પો ('વિનય' શબ્દ દ્વારા કવીશ્વરે પોતાના નામનો નિર્દેશ કર્યો છે)."—૬

ॐ ॐ ॐ ॐ

तीर्थंकराणामभ्यर्थना—

ये स्नापिताः सुरुचितै, रुचितैर्दानवारिभिः ।
वारिभिर्वितते मेरौ, ते मे रौद्रं हरन्त्वघम् ॥ ४६ ॥

—अनुष्टुब्

## टीका

ये स्नापिताः मेरौ । कैः? सुरुचितैः—सुष्ठु शोभितैः दानवानामरयो—देवास्तैः । उचितैः—योग्यैर्वारिभिः—नीरैः । ते मे—मम रौद्रमघं हरन्तु ॥ ४६ ॥

## अन्वयः

ये वितते मेरौ सुरुचितैः दानव-अरिभिः उचितैः वारिभिः स्नापिताः, ते मे रौद्रं अघं हरन्तु ।

## શબ્દાર્થ

स्नापिताः (धा० स्ना)=સ્નાન કરાવ્યું હતું.
सुरुचितैः (मू० सुरुचित)=અત્યંત શોભતા, સુશોભિત.
उचितैः (मू० उचित)=યોગ્ય, યથોચિત.
दानव=દાનવ, અસુર.
दानवारिभिः=દાનવોના દુશ્મનો વડે.
वारिभिः (मू० वारि)=જલ વડે.
वितते (मू० वितत)=વિશાળ.
मेरौ (मू० मेरु)=મેરૂ ઉપર.
रौद्रं (मू० रौद्र)=ઘોર, ભયંકર.
अघं (मू० अघ)=પાપને.
हरन्तु (धा० हृ)=હરો, નાશ કરો.

## શ્લોકાર્થ

તીર્થંકરોને વિનતિ—

"વિશાળ મેરૂ (પર્વત) ઉપર સુશોભિત એવા દાનવોના દુશ્મનો (અર્થાત્ દેવો)

દ્વારા [1]યોગ્ય જલ વડે જેમને સ્નાન કરાવવામાં આવ્યું હતું (અર્થાત્ જેમનો જલાભિષેક થયો હતો), તે (જિનેશ્વરો) મારા ઘોર પાપનો નાશ કરો."—૪૬

## સ્પષ્ટીકરણ

પદ્ય-ચમત્કાર—

આ પદ્ય 'પ્રતિપાદાન્તત્ર્યક્ષરપુનરાવૃત્તિ' નામના યમકથી વિભૂષિત છે, કેમકે દરેક પાદના છેવટના ત્રણ અક્ષરોથી અન્ય પાદનો પ્રારંભ થાય છે.

* * * *

जिनवाणीविचारः—

अनादिनिधनाऽदीना, धनादीनामतिप्रदा ।
मतिप्रदानमादेया–ऽनमा देयाज्जिनेन्द्रवाक् ॥ ४७ ॥

—अनुष्टुब्

## टीका

न विद्येते आदिनिधने यस्याः सा, एतावताऽनादिपर्यन्तेत्यर्थः । अदीना–वैक्लव्यरहिता । धनादीनां अति–प्रकर्षेण प्रदा । अतिशब्दोऽतिशयख्यापकः । आदेया–ग्राह्या । न नमतीत्यनमा । जिनवाक् बुद्धिप्रदानं देयात् ॥ ४७ ॥

## अन्वयः

अन्–आदि–निधना, अ–दीना, धन–आदीनां अति–प्रदा, आदेया, अ–नमा जिन–इन्द्र–वाक् मति–प्रदानं देयात् ।

## શબ્દાર્થ

अनादिनिधना=અવિદ્યમાન છે આદિ અને અંત જેનાં એવી, આદિ અને અંતથી રહિત.
अदीना=અવિદ્યમાન છે દીનતા જેને વિષે એવી.
धनादीनां=ધનાદિકના.
अतिप्रदा=અત્યંત દેનારી.
मति=બુદ્ધિ, અક્કલ.
मतिप्रदानं=બુદ્ધિનું દાન.
आदेया (धा० दा)=ગ્રાહ્ય, ગ્રહણ કરવા લાયક.
अनमा=નહિ નમનારી.
देयात् (धा० दा)=અર્પો.
जिनेन्द्रवाक्=જિનેશ્વરની વાણી.

## શ્લોકાર્થ

જિન-વાણી સંબંધી વિચાર—

"[2]આદિ તેમજ અંતથી રહિત, વળી દીનતાથી વિમુખ, ધન વિગેરે (અભીષ્ટ

---

૧ જે જે પવિત્ર તીર્થ, નદી વિગેરેનું જલ જન્માભિષેકમાં જોઇએ, તે તે જલ તે યોગ્ય જલ છે. આ સંબંધમાં જુઓ ત્રિષષ્ટિ-શલાકા-પુરૂષ-ચરિત્રનું પ્રથમ પર્વ.

૨ જિન-વાણીને અત્ર જે અનાદિ-અનન્ત વર્ણવી છે તે યુક્ત છે, કેમકે ગત કાલમાં અનંત તીર્થંકરો થઇ ગયા છે તેમજ આગામિ કાલમાં અનન્ત થનાર છે અને વળી તે સર્વેની દેશના અર્થતઃ એકજ છે.

-અર્થોને ) અત્યંત આપનારી, ગ્રહણ કરવા યોગ્ય તેમજ (કોઇને પણ) નહિ નમનારી એવી જિનેશ્વરની વાણી (હે મુક્તિ-રમણીના રાગી ! તમને) મતિનું દાન દ્યો."—૪૭

## સ્પષ્ટીકરણ

**પદ્ય-ચમત્કાર—**

આ પદ્ય 'પ્રતિપાદાન્તચતુરક્ષરપુનરાવૃત્તિ' નામના યમક-અલંકારથી વિશેષતઃ શોભી રહ્યું છે, કેમકે તેના દરેક પાદના અન્તના ચાર અક્ષરોથી અન્ય પાદ શરૂ થાય છે.

* * * *

---

૧ આ પ્રમાણે આપણે પ્રત્યેક પાદે અક્ષરની પુનરાવૃત્તિમાં ચડિયાતા એક પછી એક ત્રણ પદ્યો જોયાં. આ શબ્દાલંકારને થોડે ઘણે અંશે મળતો આવતો પ્રથમતૃતીયપાદાન્તપંચાક્ષરપુનરાવૃત્તિરૂપ યમક-અલંકાર **શ્રીજિનપ્રભસૂરિએ** રચેલા **શ્રીપાર્શ્વજિનસ્તોત્ર**નાં આઠે પદ્યોમાં જોવાય છે. તે સ્તોત્ર નીચે મુજબ છેઃ—

"पार्श्वं प्रभुं शश्वदकोपमानं
दकोपमानं भववह्निशान्तौ ।
आराधतां दत्तनिरन्तरायं
निरन्तरायं पदमाप्तुमीडे" ॥ १ ॥—ઉપજાતિ.

"હમેશને માટે નાશ પામ્યા છે ક્રોધ અને ગર્વ જેના એવા, તથા ભવરૂપી અગ્નિને શાંત કરવામાં જલસમાન તથા આરાધકો (પૂજકો)ને આપ્યા છે નિરન્તર લાભો જેણે એવા **પાર્શ્વ** પ્રભુને હું અન્તરાયરહિત એવા (મુક્તિ) પદને પ્રાપ્ત કરવાને માટે સ્તવું છું."—૧

"वीक्षे जगन्नेत्र ! महाभ ! यत्र
महाभयत्रस्य तवांह्रियुग्मम् ।
पुण्यः स एवावसरोऽमराली
सरो मरालीव निषेवते यत्" ॥ २ ॥—ઉપજાતિ.

"હે જગતના નેત્ર ! હે મહાતેજસ્વી (નાથ) ! મહાભયમાંથી રક્ષણ કરનારા એવા તારા ચરણ-યુગલ કે જેને જેમ હંસી સરોવરને સેવે છે તેવી રીતે સુરોની શ્રેણી સેવે છે, તે ચરણ-યુગલને જે (સમય) દરમ્યાન હું જોઉં છું તેજ સમય પવિત્ર છે."—૨

"प्रणेमुषां पूर्णसमस्तकामं
समस्तकामं सकृदप्यधीश ! ।
भवन्तमानम्य विमानमाया
विमानमायाः प्रभवो भवन्ति" ॥ ३ ॥—ઉપેન્દ્રવજ્રા.

"હે ઈશ્વર ! પ્રણામ કરનારાઓની પૂર્ણ કરી છે સમસ્ત અભિલાષાઓ જેણે એવા તેમજ સમન્તતઃ નાશ કર્યો છે કામદેવનો જેણે એવા આપને એકજ વાર નમસ્કાર કરીને (ભવ્ય જનો) માન અને માયાથી મુક્ત બની વિમાનની લક્ષ્મીના પ્રભુઓ બને છે."—૩

"नयाढ्यमुद्यद्गमभङ्गमाल-
मभङ्गमालक्षितसर्वभावम् ।
कैर्नाम धीमद्भिरमानि शान्तं
रमानिशान्तं न वचस्त्वदीयम्" ॥ ४ ॥—ઉપજાતિ.

"(નૈગમાદિક) નયોથી વ્યાપ્ત એવા, વળી ઉદયમાં આવી છે આલાપકો તેમજ (સપ્તભંગી પ્રમુખ) ભંગોની શ્રેણિ જેને વિષે એવા, તેમજ નાશરહિતપણે (અર્થાત્ કોઇ પણ કુવાદીથી ભંગ યાને બાધ ન કરી શકાય એવી રીતે) દેખાડ્યા છે સર્વ પદાર્થો જેને વિષે એવા, વળી શાન્તિમય અને લક્ષ્મીના મંદિરરૂપ એવા તારા વચનને કયા બુદ્ધિશાળીઓએ પૂજ્યું નથી અથવા માન્યું નથી ?"—૪

गौरीदेव्याः स्तुतिः—

सौवर्णपट्टा श्रीगौरी, श्री'गौरी' पद्महस्तिका ।
हस्तिकाया महागोधा–ऽऽगोधामध्वस्तयेऽस्तु वः ॥ ४८ ॥ १२ ॥

—अनुष्टुब्

टीका

श्रीगौरी देवता । आगसः–पापस्य धाम–सदनं तस्य ध्वस्तये । वो–युष्माकं भवतु । सौवर्णः पट्टो यस्याः सा । श्रीवद् गौरी–पीतवर्णेत्यर्थः । हस्तिकाय इव कायो यस्याः सा हस्तिकाया । महती गोधा वाहनं यस्याः सा । पद्मं हस्ते यस्याः सा ॥ ४८ ॥

---

" नित्यं प्रमादेन विना शितामं
विनाशितामङ्गलमङ्गभाजाम् ।
त्वन्नाम धन्यः स्मरतीश ! सारं
रतीशसारङ्गमृगेन्द्रनादम् " ॥ ५ ॥—ઉપજાતિ.

" નષ્ટ કર્યા છે રોગને જેણે એવા, તથા વિનાશ કર્યાં છે પ્રાણીઓના અમંગલોનો જેણે એવા તેમજ સારભૂત અને (વળી) કામદેવરૂપી સારંગને (નસાડી મૂકવામાં) સિંહ–નાદ જેવા એવા તારા નામને હે નાથ! પ્રમાદ વિના ધન્ય પુરૂષ સર્વદા સ્મરે છે. "—૫

" भृत्योऽपि योऽत्रावृजिनप्रभावे
जिन ! प्रभावैकरसस्त्वयि स्यात् ।
स रूपवान् नीरुगजाश्वसेने !
गजाश्वसेनेश्वरतामुपैति " ॥ ६ ॥—ઉપજાતિ.

" હે વીતરાગ! હે રોગ–રહિત! હે જન્મ–રહિત! હે અશ્વસેન (નૃપતિ)ના નન્દન! નિર્મળ છે પ્રભાવ જેનો એવા તારે વિષે જે (મનુષ્ય) કિંકર હોઇ કરીને પણ તારા પ્રભાવમાં એકરસ બને છે, તે સ્વરૂપવાન્ થવા ઉપરાંત હાથી, ઘોડા અને સૈન્યની પ્રભુતાને પામે છે. "—૬

" भूयान्नमो नीलतमालकाय
तमालकायप्रभ ! तुभ्यमेव ।
भवात् त्वदन्यः कतमोऽविता न
तमोवितानच्छिदुरोऽर्क एव " ॥ ७ ॥—ઉપજાતિ.

" તમાલ વૃક્ષના જેવી જેની કાયાની કાન્તિ છે એવા હે (જિનેશ્વર!) અત્યન્ત નીલ (કૃષ્ણ) કેશવાળા એવા તનેજ (મારો) નમસ્કાર હોજો. જેમ અંધકારના સમૂહનો નાશ કરવામાં સૂર્યજ (સમર્થ) છે, તેમ (અમને સંસારરૂપી કેદખાનામાંથી) બચાવનાર તારા સિવાય અન્ય કોઇ નથી. "—૭

" त्वदुक्तकृत्येष्वविरामवामे
विराम! वामेय ! मयि प्रसीद ।
भव्यान् स्तवः पातु जिनप्रभोऽयं
जिनप्रभो यं विदधे यतीन्द्रः " ॥ ८ ॥—ઉપજાતિ.

" હે વિશેષતઃ રમણીય (જિનેશ્વર)! હે વામા (રાણી)ના પુત્ર! તેં કથન કરેલાં કૃત્યો પ્રતિ નિરંતર પ્રતિકૂળ રહેનારા એવા મારા (જેવા પ્રમાદી) ઉપર તું પ્રસન્ન થા. જે (આ) સ્તવનને આ જિનપ્રભ મુનીશ્વરે (આચાર્યે) બનાવ્યું છે, તે આ સ્તવન કે જેમાં વીતરાગની પ્રભા (ગુણો) છે તે ભવ્ય (જીવો)નું રક્ષણ કરો. "—૮

## अन्वयः

सौवर्ण-पट्टा, श्री-गौरी पद्म-हस्तिका, हस्तिन्-काया, महत्-गोधा श्री-'गौरी' वः आगस्-धामन्-ध्वस्तये अस्तु ।

## શબ્દાર્થ

पट्ट=(૧) પીઠ; (૨) રાજ-સિંહાસન; (૩) ઢાલ; (૪) ઉત્તરીય વસ્ત્ર.
सौवर्णपट्टा=સુવર્ણનો પટ્ટ છે જેનો એવી.
गौरी=પીતવર્ણી.
श्रीगौरी=લક્ષ્મી (દેવી)ના સમાન પીતવર્ણી.
गौरी=ગૌરી (દેવી.)
श्रीगौरी=શ્રીગૌરી (દેવી).
पद्म=કમળ.
हस्त=હાથ.
पद्महस्तिका=પદ્મ છે હાથમાં જેના એવી.
हस्तिन्=કુંજર, હાથી.
काय=શરીર, દેહ.
हस्तिकाया=હાથીના જેવું શરીર છે જેનું
गोधा=એક જાતનો સાપ, ઘો.
महागोधा=મોટી ગોધા છે વાહન જેનું એવ:
आगस्=પાપ.
धामन्=ગૃહ.
ध्वस्ति=ધ્વંસ, નાશ.
आगोधामध्वस्तये=પાપના ગૃહના નાશને અર્થે.
वः (मू० युष्मद्)=તમારા.

## શ્લોકાર્થ

**ગૌરી દેવીની સ્તુતિ—**

"સુવર્ણના પટ્ટવાળી, લક્ષ્મીના જેવી પીતવર્ણી, પદ્મ છે હસ્તમાં જેના એવી, કુંજરના જેવા (પ્રૌઢ) દેહવાળી તથા મોટી ગોધા છે વાહન જેનું એવી શ્રીગૌરી (દેવી) (હે મુક્તિ-યોગ્ય પ્રાણીઓ!) તમારા પાપરૂપી ધામના ધ્વંસને માટે થાઓ."—૪૮

## સ્પષ્ટીકરણ

**પદ્ય-ચમત્કાર—**

આ પદ્ય પણ એક પ્રકારના યમકથી શોભે છે એ દેખીતી વાત છે. આ પદ્યના પ્રથમ ચરણના છેવટના ત્રણ અક્ષરોથી દ્વિતીય ચરણનો આરંભ થયો છે અને એવીજ રીતે દ્વિતીય ચરણના છેવટના ત્રણ અક્ષરોથી તૃતીય ચરણ શરૂ થાય છે. પરંતુ તૃતીય ચરણના છેવટના બે અક્ષરોથી ચતુર્થ ચરણનો આરંભ થાય છે, એ વાત ભૂલવા જેવી નથી.

**ગૌરી દેવીનું સ્વરૂપ—**

'ગૌરવર્ણી હોય તે ગૌરી' એમ ગૌરી શબ્દ સૂચવે છે. આ ગૌરી દેવી પણ એક વિદ્યા-દેવી છે. એ ગૌરવર્ણી છે અને ગોધિકા એ એનું વાહન છે. વિશેષમાં એ હસ્તમાં સહસ્ર-પત્રી કમલ રાખે છે. એના સંબંધમાં કહ્યું પણ છે કે—

"गोधासनसमासीना, कुन्दकर्पूरनिर्मला ।
सहस्रपत्रसंयुक्त-पाणिर्गौरी श्रियेऽस्तु नः ॥"

—આચાર૦ પત્રાંક ૧૬૨.

આ દેવીના સ્વરૂપ ઉપર વિશિષ્ટ પ્રકાશ તો નિર્વાણ-કલિકા પાડે છે. ત્યાં કહ્યું છે કે—

"तथा गौरीदेवीं कनकगौरीं गोधावाहनां चतुर्भुजां वरदमुशलयुतदक्षिणकरामक्षमालाकुवलयालङ्कृतवामहस्तां चेति" અર્થાત્ ગૌરી દેવીને ચાર હાથ છે. તેના જમણા બે હાથ વરદ અને મુશલથી વિભૂષિત છે, જ્યારે ડાબા બે હાથ જપ-માલા અને કમલથી અલંકૃત છે.




निर्वाणकलिकायाम्—

"गौरीं देवीं कनकगौरीं गोधावाहनां चतुर्भुजां वरदमुसलयुतदक्षिणकरां अक्षमालाकुवलयालङ्कृतवामहस्तां चेति।"

 



## १३ श्रीविमलजिनस्तुतयः

अथ श्रीविमलनाथस्य संस्तवनम्—

निजमहिमविजितकमलं
प्रमदभरानम्रदेवपूजितकमलम् ।
विमलस्य धामयुगलं-
घनीयगुणसम्पदभिनुत क्रमयुगलम् ॥ ४९ ॥

—आर्यागीतिः

### टीका

निजमहिम्ना विजितं कमलं येन तत् । हर्षभरेण आनम्राश्च ते देवाश्च तैः पूजितम् । धाम-तेजः तत् युनक्तीति धामयुक् । अलङ्घनीया गुणानां सम्पद् यस्य तत् । अभिनुत-अभिष्टुत ॥ ४९ ॥

### अन्वयः

विमलस्य निज-महिमन्-विजित-कमलं, प्रमद-भर-आनम्र-देव-पूजितकं अलं धामन्-युक्, अ-लङ्घनीय-गुण-सम्पद् क्रम-युगलं अभिनुत ।

### શબ્દાર્થ

कमल=કમળ.
निजमहिमविजितकमलं=પોતાના મહિમા વડે વિજય મેળવ્યો છે કમલના ઉપર જેણે એવા.
भर=સમૂહ.
पूजित ( ધા० पूज् )=પૂજેલ.
प्रमदभरानम्रदेवपूजितकं=હર્ષના સમૂહપૂર્વક પ્રણામ કરનારા દેવો વડે પૂજાયેલ.
विमलस्य ( મૂ० विमल )=વિમલ( નાથ )ના.
धामन्=તેજ.
युज्=જોડવું.
धामयुक्=તેજને જોડનાર, તેજસ્વી.
अलङ्घनीय ( ધા० लङ्घ् )=જેનો પરાભવ ન થઇ શકે તેવા.
गुण=ગુણ.
अलङ्घनीयगुणसम्पद्=અલંઘનીય છે ગુણોની સંપત્તિ જેની એવા.
अभिनुत ( ધા० नु )=તમે સ્તવો.
क्रमयुगलं=ચરણ-યુગલને.

### શ્લોકાર્થ

શ્રીવિમલનાથનું સંસ્તવન—

"પોતાના મહિમા વડે પરાજિત કર્યું છે કમલને જેણે એવા, તથા વળી હર્ષના સમૂહપૂર્વક નમસ્કાર કરનારા અમરો વડે પૂજાયેલા એવા, તેમજ વળી અત્યંત તેજસ્વી

તથા અલંઘનીય છે ગુણોની સંપત્તિ જેની એવા [1]વિમલ( નાથ )ના ચરણ-યુગલને ( હે ભવ્ય જનો ! ) તમે ( અત્યંત ) સ્તવો. ”—૪૯

### સ્પષ્ટીકરણ

**પદ્ય-ચમત્કાર—**

આ પદ્ય પદ્ય-ચમત્કારના સંબંધમાં તૃતીય પદ્યને મળતું આવે છે, કેમકે આનાં પ્રથમનાં બે ચરણોમાં છેવટના પાંચ પાંચ અક્ષરો સમાન છે, જ્યારે બાકીનાં બે ચરણોમાં છેવટના ચાર ચાર અક્ષરો સમાન છે. આ ઉપરથી જોઇ શકાય છે કે આ કાવ્યમાં જે યમક પ્રધાન પદ ભોગવે છે, તે યમકનો આ પદ્યથી પુનઃ પ્રારંભ થાય છે.

* * * *

**जिन-सेवा—**

शमिताखिलरुजि नाना-
भोजोदरलालितेऽतिचारु जिनानाम् ।
चरणयुगे दिविजनते
भक्तिं कुरु दुर्लभे भुवि जनते ! ॥ ५० ॥

—आर्या०

### टीका

हे जनते ! भक्तिं कुरु । चरणयुगे । शमिता अखिला रुजो-रोगा येन तत् तस्मिन् । नानाम्भोजानामुदरं तस्मिन् लालिते-वृद्धिं नीते । अतिचारु लालितक्रियाविशेषणं एतत् । दिविजा-देवास्तैर्नतं तस्मिन् । दुःखेन लभ्यं तस्मिन् ॥ ५० ॥

### अन्वयः

( हे ) जनते ! जिनानां शमित-अखिल-रुजि, अति-चारु नाना-अम्भोज-उदर-लालिते, दिविज-नते भुवि दुर्लभे चरण-युगे भक्तिं कुरु ।

### શબ્દાર્થ

शमित ( धा० शम् )=શાંત કરાયેલ.
रुज्=રોગ, વ્યાધિ.
शमिताखिलरुजि=શાંત કરાયા છે સમસ્ત રોગો જેના વડે એવા.
अम्भोज=કમળ.
उदर=મધ્ય ભાગ.
लालित ( धा० लल् )=વૃદ્ધિને પામેલ.
नानाम्भोजोदरलालिते=વિવિધ કમલોના મધ્ય ભાગને વિષે વૃદ્ધિ પામેલ.
अतिचारु=અત્યંત મનોહર રીતે.
जिनानां ( मू० जिन )=તીર્થંકરોના.
युग=યુગલ, બેનું જોડકું.
चरणयुगे=પાદ-યુગલને વિષે.
दिविज=દેવતા.
नत ( धा० नम् )=પ્રણામ કરેલ.
दिविजनते=દેવતાઓ વડે પ્રણામ કરાયેલા.
कुरु ( धा० कृ )=તું કર.
दुर्लभे ( मू० दुर्लभ )=દુર્લભ.
जनते ! ( मू० जनता )=હે જન-સમૂહ !

---

૧ આ તેરમા તીર્થંકર શ્રીવિમલનાથને લગતી ટુંક હકીકત સ્તુતિ-ચતુર્વિંશતિકાના પૃ૦ ૧૬૫ માંથી મળી શકશે.

## શ્લોકાર્થ

જિન-સેવા—

"શાંત કરાયા છે સમસ્ત રોગો જેનાથી એવા, વળી વિવિધ કમલોના મધ્ય ભાગને વિષે અત્યંત મનોહર રીતે વૃદ્ધિ પામેલા, તેમજ દેવતાઓ વડે પ્રણામ કરાયેલા તથા વળી પૃથ્વીને વિષે દુર્લભ એવા જિનોના ચરણ-યુગલને વિષે હે જન-સમૂહ! તું ભક્તિ કર."—૫૦

## સ્પષ્ટીકરણ

પદ્ય-ચમત્કાર—

આ તેમજ ત્યાર પછીનાં ત્રણ પદ્યો પણ 'પાદાંતસમચતુરક્ષરપુનરાવૃત્તિ' નામના શબ્દાલંકારથી શોભે છે અને તેમ હોવાને લીધે આ પદ્યો છઠ્ઠા પદ્યને યમકના વિષયમાં મળતાં આવે છે.

* * * *

जिनवाणीस्तुतिः—

विजितवती सुरवं द्या-
मापूरितवन्तमम्बुदं सुरवन्द्या ।
वीरस्य भवादवताद्
वाणी केनापि न विजिता वादवता ॥ ५१ ॥

—आर्या०

## टीका

वीरस्य जिनस्य वाणी भवात् अवतात्–रक्षतात् । विजितवती–तिरस्कृतवती अम्बुदम् । शोभनो रवः–शब्दो यस्य तम् । द्यां–आकाशं आपूरितवन्तम् । किंभूता वाक्? सुरैर्वन्द्या । तथा केनापि वादवता–वादिना न विजिता ॥ ५१ ॥

## अन्वयः

द्यां आपूरितवन्तं, सु-रवं अम्बुदं विजितवती, सुर-वन्द्या, केन अपि वादवता न विजिता वीरस्य वाणी भवात् अवतात् ।

## શબ્દાર્થ

विजितवती ( धा० जि )=વિજય મેળવેલી.
रव=ધ્વનિ, અવાજ.
सुरवं=સુન્દર ધ્વનિ છે જેનો એવા.
द्यां ( मू० दिव् )=આકાશને.
आपूरितवन्तं ( धा० पूर् )=પૂરી દીધેલ.
अम्बुदं ( मू० अम्बुद )=મેઘને.
वन्द्य ( धा० वन्द् )=વન્દન કરવા લાયક.
सुरवन्द्या=દેવોને વન્દન કરવા લાયક.
वीरस्य ( मू० वीर )=વીરની.
अवतात् ( धा० अव् )=બચાવો.
वाणी=વાણી, દેશના.
केन ( मू० किम् )=કોઇથી.
विजिता ( धा० जि )=જીતાયેલી.
वादवता ( मू० वादवत् )=વાદી વડે.

## શ્લોકાર્થ

જિન-વાણીની સ્તુતિ—

"આકાશને પૂરી નાખનારા તથા વળી શોભાયમાન ગર્જનાથી યુક્ત એવા મેઘ ઉપર વિજય મેળવનારી તેમજ કોઇ પણ વાદીથી નહિ જીતાયેલી એવી વીરની વાણી (હે ભવ્યો!) (તમને) ભવ(-ભ્રમણ)થી બચાવો."—૫૧

* * * *

गान्धारीदेव्याः स्तुतिः—

पविमुशलकरा लाभं
शुभं क्रियादधिवसन्त्यतिकरालाभम् ।
कमलं रागान्धारी-
रणकृन्नीलप्रभोत्करा 'गान्धारी' ॥ ५२ ॥ १३ ॥

—आर्या०

## टीका

पविश्च मुशलं च पविमुशले ते करयोर्यस्याः सा । कमलं अधिवसन्ती । "उपान्वध्याङ्वसः" (सि० अ० २, पा० २, सू० २१) इत्यनेनाधारस्य कर्मता । कमले स्थितेत्यर्थः । किंविधं पद्मं ? अतीव कराला-अभङ्गुरा (आभा) च्छाया यस्य तत् । रागेणान्धाश्च तेऽरयश्च तेषां ईरणं-प्रेरणं करोतीति कृत् । नीलप्रभाणामुत्करो यस्याः सा ॥५२॥

## अन्वयः

पवि-मुशल-करा, अति-कराल-आभं कमलं अधिवसन्ती, राग-अन्ध-अरि-ईरण-कृत्, नील-प्रभा-उत्करा 'गान्धारी' शुभं लाभं क्रियात् ।

## શબ્દાર્થ

मुशल=મુસળું, સાંબેલું.
कर=હાથ.
पविमुशलकरा=વજ્ર અને મુસળું છે હાથમાં જેના એવી.
लाभं (मू० लाभ)=લાભને.
शुभं (मू० शुभ)=શુભ.
क्रियात् (धा० कृ)=કરો.
अधिवसन्ती (धा० वस्)=વસનારી.
कराल=ઉગ્ર.
अतिकरालाभं=અતિશય કરાલ છે કાન્તિ જેની એવા.
कमलं (मू० कमल)=કમલ ઉપર.
अन्ध=આંધળા.
ईरण=પ્રેરણ.
रागान्धारीरणकृत्=રાગાંધ દુશ્મનોને પ્રેરણા કરનારી.
नील=શ્યામ.
नीलप्रभोत्करा=શ્યામ છે પ્રભાનો સમૂહ જેનો એવી.
गान्धारी=ગાન્ધારી (દેવી).



निर्वाणकलिकायाम्—

"गान्धारीं देवीं नीलवर्णां कमलासनां चतुर्भुजां वरदमुसलयुतदक्षिणकरां अभयकुलिशयुतवामहस्तां चेति।"

नि. सा. प्रेस.

## શ્લોકાર્થ

ગાન્ધારી દેવીની સ્તુતિ—

"વજ્ર અને મુશળ છે હાથમાં જેના એવી, વળી અતિશય ઉચ્ચ (અર્થાત્ અભંગુર) છે કાન્તિ જેની એવા કમલ ઉપર નિવાસ કરનારી, તથા વળી રાગાંધ દુશ્મનોને પ્રેરણા કરનારી તેમજ નીલ છે પ્રભાનો સમૂહ જેનો એવી ગાન્ધારી (દેવી) (હે ભવ્યો ! તમને) શુભ લાભ કરો."—પર

## સ્પષ્ટીકરણ

ગાન્ધારી દેવીનું સ્વરૂપ—

આ પણ એક વિદ્યા-દેવી છે. એને ચાર હાથ છે. એના જમણા બે હાથ વરદ અને મુશલથી અલંકૃત છે, જ્યારે એના ડાબા બે હાથ અભય અને વજ્રથી વિભૂષિત છે. વળી તે નીલવર્ણી છે અને કમલ એ એનું આસન છે. આ વાતની निर्वाण-કલિકા સાક્ષી પૂરે છે, કેમકે ત્યાં કહ્યું છે કે—

"तथा गान्धारीदेवीं नीलवर्णां कमलासनां चतुर्भुजां वरदमुशलयुतदक्षिणकरामभयकुलिशयुतवामहस्तां चेति."

આચાર-દિનકર પણ આ વાતનું સમર્થન કરે છે, કેમકે તેમાં કહ્યું છે કે—

"शतपत्रस्थितचरणा, मुसलं वज्रं च हस्तयोर्दधती ।
कमनीयाञ्जनकान्ति-र्गान्धारी गां शुभां दद्यात् ॥" -આર્યા
આચાર૦ પત્રાંક ૧૬૨.





## १४ श्रीअनन्तजिनस्तुतयः

अथ श्रीअनन्तनाथस्य स्तुतिः—

निरेति गदवल्लरीगुपिलजन्मकान्तारतः
प्रणम्य यमनीप्सितोपनतदिव्यकान्तारतः ।
अनन्तजिदसौ जयत्यभिमतायदो घस्मरः
समस्तजगदंहसां हतकृतापदोघस्मरः ॥ ५३ ॥
—पृथ्वी (८,९)

### टीका

असौ अनन्तजित् तीर्थंकरो जयति । यं प्रणम्य जीवो निरेति—निर्गच्छति । कस्मात्? गदा—रोगा एव वल्ल्यो—लतास्ताभिर्गुपिलं—गहनं जन्म एव कान्तारं—वनं तस्मात् । किंभूतः सन् निरेति? अनीप्सितमेव—अनाप्तुमिष्टमेव उपनतं—आगतं दिव्यकान्तानां रतं—सुखं यस्य सः । अभिमतं सुखं तस्य आयः—प्राप्तिस्तं ददातीति अ०दः, जिनविशेषणम् । घस्मरो—विनाशकः । समस्तजगतां अंहांसि—पापानि तेषाम् । कृत आपदां ओघो येन स्मरेण स ( ततः ) कर्मधारयः । हृतः कृतापदोघस्मरो येन सः ॥ ५३ ॥

### अन्वयः

यं प्रणम्य अन्-ईप्सित-उपनत-दिव्य-कान्ता-रतः ( सन् जीवः ) गदवल्लरी-गुपिल-जन्मन्-कान्तार-तः निरेति, असौ अभिमत-आय-दः, समस्त-जगत्-अंहसां घस्मरः, हत-कृत-आपद्-ओघ-स्मरः 'अनन्तजित्' जयति ।

### શબ્દાર્થ

निरेति ( धा० इ )=બહાર નીકળી જાય છે.
गद=રોગ.
वल्लरी=વેલ, લતા.
गुपिल=ગહન.
कान्तार=વન, જંગલ.
गदवल्लरीगुपिलजन्मकान्तारतः=રોગરૂપી લતાઓ વડે ગહન એવા જન્મરૂપી વનમાંથી.

प्रणम्य ( धा० नम् )=પ્રણામ કરીને.
अनीप्सित=વગર ઇચ્છાએ.
उपनत ( धा० नम् )=ઉપસ્થિત, પામેલ.
कान्ता=લલના, સ્ત્રી.
रत=સુખ.
अनीप्सितोपनतदिव्यकान्तारतः=વગર ઇચ્છાએ પ્રાપ્ત થયું છે દિવ્યાંગનાનું સુખ જેને એવો.

अनन्तजित्=અનન્તજિત્, અનન્તનાથ.
अभिमत ( धा० मन् )=અભીષ્ટ, વાંછિત.
अभिमतायदः=અભીષ્ટ લાભને દેનારા.
घस्मरः (મૂ० घस्मर )=વિનાશક, નાશ કરનારા.
अहस्=પાપ.
समस्तजगदंहसां=સમસ્ત જગતનાં પાપોના.
स्मर=કામદેવ, મદન.
हतकृतापदोघस्मरः=કર્યો છે આપત્તિનો સમૂહ જેણે એવા કામદેવને હણ્યો છે જેણે એવા.

## શ્લોકાર્થ

શ્રીઅનન્તનાથની સ્તુતિ—

જે (તીર્થંકર)ને પ્રણામ કરીને, ઇચ્છતો નથી છતાં પણ પ્રાપ્ત થયું છે દિવ્યાંગનાનું સુખ જેને એવો થયો થકો (જીવ) વ્યાધિરૂપી વેલોથી ગહન એવા જન્મ (-મરણ) રૂપ જંગલમાંથી બહાર નીકળી જાય છે, તે, અભીષ્ટ લાભોને દેનારા, સમસ્ત જગત્નાં પાપોનો સંહાર કરનારા તથા વળી (ઉત્પન્ન) કર્યો છે આપત્તિનો સમૂહ જેણે એવા મદનને (પણ) હણ્યો છે જેણે એવા [1]અનન્તજિત્ (તીર્થંકર) જયવંતા વર્તે છે."—૫૩

તીર્થંકરના નામ સંબંધી વિચાર—

ચૌદમા તીર્થંકરનું પ્રચલિત નામ 'અનન્ત' છે, પરંતુ આ પદ્યમાં 'અનન્તજિત્' એમ આપ્યું છે તે શું યોગ્ય છે એવો પ્રશ્ન ઉદ્ભવે છે. આ પ્રશ્નના સંબંધમાં વિચાર કરીએ તે પૂર્વે એ પણ વાત ધ્યાનમાં લેવી આવશ્યક છે કે ૭૭મા પદ્યમાં તો વીસમા તીર્થંકરના 'મુનિસુવ્રત' નામને બદલે 'સુવ્રત'નો ઉલ્લેખ છે તેનું કેમ વારૂ? આ તો વધારે અયોગ્ય વાત છે એમ ઉપલક દૃષ્ટિએ વિચારનારને લાગે, પરંતુ તેમ નથી. એ વાતની કલિકાલસર્વજ્ઞ **શ્રીહેમચન્દ્રસૂરિકૃત અભિધાન-ચિન્તામણિ** સાક્ષી પૂરે છે. ત્યાં તીર્થંકરોનાં નામાન્તરો વિષે ઉલ્લેખ કરતાં કહ્યું છે કે—

"ऋषभो वृषभः श्रेयान्, श्रेयांसः स्यादनन्तजिदनन्तः ।
सुविधिस्तु पुष्पदन्तो, मुनिसुव्रतसुव्रतौ तुल्यौ ॥ —આર્યા
अरिष्टनेमिस्तु नेमि-र्वीरश्चरमतीर्थकृत् ।
महावीरो वर्धमानो, देवार्यो ज्ञातनन्दनः ॥" —અનુષ્ટુપ્
—પ્રથમ કાણ્ડ, પદ્યાંક ૨૯-૩૦.

અર્થાત્ 'ઋષભ' અને 'વૃષભ', 'શ્રેયાન્' અને 'શ્રેયાંસ', 'અનન્તજિત્' અને 'અનન્ત', 'સુવિધિ' અને 'પુષ્પદંત' તેમજ 'મુનિસુવ્રત' અને 'સુવ્રત' એ સમાન છે. એવીજ રીતે 'અરિષ્ટનેમિ' અને 'નેમિ' પણ સમાન છે. અન્તિમ તીર્થંકરનાં **વીર, મહાવીર, વર્ધમાન, દેવાર્ય** અને **જ્ઞાતનન્દન** એ નામાન્તરો છે.

* * * *

---

૧ 'अनन्तजित्'शब्दस्य व्युत्पत्त्यर्थः—
"अनन्तकर्मांशान् जयति अनन्तैर्ज्ञानादिभिर्वा जयत्यनन्तजित्, यद्वा गर्भस्थिते जनन्या अनन्तरत्नदाम दृष्टं जयति च त्रिभुवनेऽपि इत्यनन्तजित्"
—अभिधानचिन्तामणिस्वोपज्ञटीकायाम्

૨ આ ચૌદમા તીર્થંકરની સ્થૂલ રૂપરેખા સ્તુતિ-ચતુર્વિંશતિકા (પૃ૦ ૧૭૫)માં આલેખવામાં આવી છે.

जिनानां विजयः—

भवन्ति न यदानता वरविधावलीकाननाः
श्रुतज्वलनभस्मसात्कृतभवावलीकाननाः।
प्रपञ्चितजगद्बृहद्दुरितकूपतारा जिना
जयन्ति वपुषेह तेऽनुपमरूपताराजिना ॥ ५४ ॥

—पृथ्वी

## टीका

प्रपञ्चितानि जगति बृहद्दुरितान्येव कूपस्तं तरन्तीति ताराः। श्रुतमेव ज्वलनस्तेन भस्मसात्कृतं भवावलीकाननं-वनं यैस्ते। जिना वपुषा जयन्ति। यदानताः सन्तो वरकर्तव्ये अलीकमुखा न भवन्ति। वपुषा किंभूतेन? अनुपमरूपतया राजिना-शोभितेन ॥ ५४ ॥

## अन्वयः

यद्-आनताः (प्राणिनः) वर-विधौ अलीक-आननाः न भवन्ति, ते श्रुत-ज्वलन-भस्म-सात्-कृत-भव-आवली-कानना:, प्रपञ्चित-जगत्-बृहत्-दुरित-कूप-ताराः जिनाः अनुपम-रूपता-राजिना वपुषा इह जयन्ति।

## શબ્દાર્થ

आनत ( धा० नम् )=નમેલા, પ્રણામ કરેલા.
यदानताः=જેને પ્રણામ કરેલા.
वरविधौ=ઉત્તમ કાર્યને વિષે.
अलीक=અસત્ય, જૂઠું.
आनन=મુખ, વદન.
अलीकाननाः=અસત્ય છે મુખ જેમનું એવા.
श्रुत=શ્રુત-જ્ઞાન.
ज्वलन=અગ્નિ, આગ.
भस्म=રાખ, રાખોડી.
सात्=એક જાતનો પ્રત્યય.
कानन=વન, અરણ્ય.
श्रुतज्वलनभस्मसात्कृतभवावलीकाननाः=શ્રુતરૂપ અગ્નિ વડે ભસ્મીભૂત કર્યું છે ભવની શ્રેણિરૂપ વનને જેમણે એવા.
प्रपञ्चित=ફેલાવેલ, વિસ્તીર્ણ.
बृहत्=મોટું.
कूप=કુવો.
तार ( धा० तॄ )=તરી જનારા.
प्रपञ्चितजगद्बृहद्दुरितकूपताराः=જગત્‌ને વિષે વિસ્તાર પામેલા મહાપાપરૂપ કૂપને તરી જનારા.
जयन्ति ( धा० जि )=જય પામે છે.
वपुषा ( धा० वपुस् )=શરીર વડે.
रूपता=સૌન્દર્ય.
अनुपमरूपताराजिना=અસાધારણ સૌન્દર્ય વડે શોભતા.

## શ્લોકાર્થ

જિનેશ્વરોનો વિજય—

જેમને પ્રણામ કરેલા (જીવો) ઉત્તમ કાર્યને વિષે અસત્ય-મુખ વાળા થતા નથી (અર્થાત્ એક વખત ઉચિત કાર્ય કરવા હા પાડ્યા પછી તેવું કાર્ય જરૂર કરે છે), તેઓ

કે જેમણે શ્રુતરૂપ અગ્નિ વડે ભવ-શ્રેણિ રૂપ વનોને બાળીને ભસ્મીભૂત કર્યાં છે તથા જેઓ જગત્‌માં વિસ્તાર પામેલા એવા મહાપાતકરૂપ કૂપને તરી જાય છે, તે જિનો અલૌકિક સૌન્દર્યથી શોભતા દેહ વડે અત્ર જય પામે છે."—૫૪

## સ્પષ્ટીકરણ

**પદ્ય-ચમત્કાર—**

આ પદ્યનાં ચારે ચરણોમાં છેવટના પાંચ અક્ષરોની સમાનતા દૃષ્ટિગોચર થાય છે, એથી કરીને આ પદ્ય 'પાદાંતસમપંચાક્ષરપુનરાવૃત્તિ' નામના શબ્દાલંકારથી શોભી રહ્યું છે.

**શ્રુત-જ્ઞાન—**

જૈન શાસ્ત્રમાં જ્ઞાનના પાંચ પ્રકારો પાડ્યા છે—(૧) મતિ, (૨) શ્રુત, (૩) અવધિ, (૪) મનઃપર્યય અને (૫) કેવલ. આ પાંચ પ્રકારો પૈકી પરોક્ષ પ્રમાણરૂપ, મતિપૂર્વક, શાસ્ત્ર-શ્રવણ અથવા તેના પઠન ઉપર આધાર રાખનારૂં, ત્રિકાલવિષયક તેમજ અંગબાહ્ય અને અંગપ્રવિષ્ટ એમ બે મુખ્ય ભેદોવાળું જ્ઞાન શ્રુત-જ્ઞાન છે. શબ્દ-શ્રવણથી ઉપજતો બોધ યાને શબ્દ-બોધ તે શ્રુત-જ્ઞાન છે, જ્યારે શબ્દજનિત અર્થ-બોધથી અતિરિક્ત, ઇન્દ્રિયાર્થસંબંધજન્ય બોધ તે મતિજ્ઞાન છે. ઉપર્યુક્ત પાંચ જ્ઞાનોની સ્થૂળ માહિતી **અધ્યાત્મ-તત્ત્વાલોક**માંથી મળી શકશે, જ્યારે તેનું વિશિષ્ટ સ્વરૂપ તો **વિશેષાવશ્યક, નંદીસૂત્ર** વિગેરે પ્રૌઢ ગ્રન્થોમાંથી મળશે.

**શ્રુત-જ્ઞાનનો મહિમા—**

આ પદ્યમાં જે એમ સૂચન કરવામાં આવ્યું છે કે શ્રુતજ્ઞાન દ્વારા ભવરૂપી વનો ભસ્મીભૂત બને છે (અને તેમ થતાં મુક્તિ મળે છે) તે કંઇ અતિશયોક્તિ નથી. કેમકે એ વાત ધ્યાનમાં રાખવી કે [1]ચૌદપૂર્વધર યાને શ્રુત-કેવલી જે આહાર લાવે તે આહાર કેવલ-જ્ઞાનીને પણ કલ્પે છે. વળી જો કે શ્રુત-જ્ઞાન સ્વપર્યાયથી કે પરપર્યાયથી કેવલજ્ઞાનના સમાન નથી, પરંતુ સ્વ-પર ઉભય પર્યાય વડે તો તે તેના સમાન છે. કહ્યું પણ છે કે—

"[2]संयपज्जाएहि उ केवलेण तुल्लं न होज्ज न परेहिं ।
सयपरपज्जाएहि तु तुल्लं तं केवलेणेव ॥

—વિશેષાવશ્યક, ગાથાંક ૪૯૩.

વિશેષમાં જેણે પૂરેપૂરા દશ પૂર્વનું અધ્યયન કર્યું હોય, તે જીવ પણ કદી પણ અભવ્યરૂપી અસભ્ય સભાનો સભ્ય બનતો નથી. અર્થાત્ તે જીવને નિર્વાણ-નગરે જવાનો પરવાનો મળી જાય છે. આ ઉપરથી શ્રુત-જ્ઞાનનો મહિમા સમજી શકાય છે.

**જિનેશ્વરના દેહનું વર્ણન—**

જોકે જિનેશ્વરના દેહનું યથોચિત વર્ણન કરવું તો અશક્ય છે, છતાં પણ **કલ્પ-સૂત્ર**ની શ્રીવિનયવિજયજીએ રચેલી **સુબોધિકા** નામની (સૂ૦ ૧૦૮ ની) વૃત્તિમાં આપેલાં નિમ્ન-લિખિત પદ્યો તરફ દૃષ્ટિ-પાત કરવો અસ્થાને નહિ ગણાય.

---

૧ આ સંબંધમાં જુઓ **વીર-ભક્તામર**ના ૨૪મા પદ્યનું સ્પષ્ટીકરણ.

૨ સંસ્કૃત-છાયા—

स्वकपर्यायैस्तु केवलेन तुल्यं न भवति न परैः ।
स्वकपरपर्यायैस्तु तुल्यमेव तत् केवलेन ॥

" द्विजराजमुखो गजराजगति-
रुरुणोष्ठपुटः सितदन्ततति: ।
शितिकेशभरोऽम्बुजमञ्जुकरः
सुरभिश्वसितः प्रभयोल्लसितः ॥ १ ॥—तोटकच्छन्दः
मतिमान् श्रुतवान् प्रथितावधियुक्
पृथुपूर्वभवस्मरणो गतरुक् ।
मतिकान्तिधृतिप्रभृतिस्वगुणै-
र्जगतोऽप्यधिको जगतीतिलकः ॥ २ ॥"—युग्मम्

અર્થાત્—જેમનું વદન ચંદ્ર જેવું છે, જેમની ચાલ ઐરાવત હાથીના જેવી છે, જેમના હોઠ રાતા છે, વળી જેમના દાંતની પંક્તિ દૂધ જેવી સફેદ છે, જેમના કેશનો સમૂહ કાળો છે, જેમના હાથ કમલના જેવા નાજૂક છે, જેમનો શ્વાસ સુગંધથી ભરપૂર છે તથા વળી જેઓ કાંતિથી દીપી રહ્યા છે, તેમજ મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનના ધારક હોવા ઉપરાંત જેમનું અવધિજ્ઞાન અતિશય વિસ્તૃત છે, વળી જેમનું પૂર્વભવ-સ્મરણ વિસ્તારવાળું છે, જેઓ રોગ-રહિત છે તેમજ મતિ, કાન્તિ, ધૃતિ, ઇત્યાદિ ગુણોએ કરીને જે જગત્‌થી ચઢિયાતા છે, તે જિનેશ્વર જગત્‌ના તિલકસમાન છે.

કહેવાની મતલબ એ છે કે અનુત્તર વિમાનવાસી દેવોનું સૌન્દર્ય-લાવણ્ય પણ તીર્થંકરના દેહ-લાવણ્ય આગળ તો કશી ગણત્રીમાં નથી[1], તો પછી આવા [2]અપૂર્વ દેહનું વર્ણન તો મારા જેવો ક્યાંથીજ કરી શકે ?

* * * *

जिन-वाण्याः प्राधान्यम्—

अवन्त्यखिलविष्टपाश्रितसभाजनासूनृता
जयत्यमरयोगिभिः कृतसभाजना सूनृता ।
जिनेन्द्रगदिता नयादिवसुपाऽत्र गीर्वाणता-
मिता रिपुविभेदने कृतसुपात्रगीर्वाणता ॥ ५५ ॥

—पृथ्वी

---

૧ સરખાવો—

" सव्वसुरा जइ रूवं, अंगुट्ठपमाणयं विउव्वेज्जा ।
जिणपायंगुट्ठं पइ, ण सोहए तं जहिंगालो ॥ "
—આવશ્યક-નિર્યુક્તિ, ગાથાંક ૫૬૯.

[ सर्वसुरा यदि रूपमङ्गुष्ठप्रमाणं विकुर्वीरन् ।
जिनपादाङ्गुष्ठं प्रति न शोभते तद् यथाऽङ्गारः ॥ ]

અર્થાત્—જો સમસ્ત દેવો અંગુઠા જેવડું રૂપ દિવ્ય શક્તિ વડે વિકુર્વે, તો પણ તે સૂર્યની સંમુખ અંગારાની જેમ તે જિનેશ્વરના અંગુઠા આગળ શોભા પામે નહિ.

૨ તીર્થંકરનો દેહ અનુપમ હોવાથી તો 'ઔદારિક' શબ્દનો અર્થ વિચારતાં 'उद्गतारं-उदारं' એમ ઉલ્લેખ કરી શકાય છે.

## टीका

जिनेन्द्रगदिता गीः–वाणी जयति । किं कुर्वन्ती ? अवन्ती–रक्षन्ती । अखिलविष्टपे आश्रिता चासौ सभा च तस्यां जनास्तेषां असून्–प्राणान् । ऋता–अध्यापनीया । अमराश्च योगिनश्च तैः कृतं सभाजनं–आतिथ्यं यस्याः सा । सूनृता–सत्या । नयादय एव वसूनि–निधानानि पातीति या । अत्र रिपुभेदने बाणतां इता–प्राप्ता । कृता शोभनपात्राणां गीर्वाणता–देवत्वं यया ॥ ५५ ॥

## अन्वयः

अखिल-विष्टप-आश्रित-सभा-जन-असून् अवन्ती, ऋता, अमर-योगिभिः कृत-सभाजना, सूनृता, नय-आदि-वसु-पा, रिपु-विभेदने बाणतां इता, कृत-सुपात्र-गीर्वाणता, जिन-इन्द्र-गदिता गीः अत्र जयति ।

## શબ્દાર્થ

अवन्ती ( धा० अव् )=રક્ષણ કરનારી.
आश्रित ( धा० श्रि )=આશ્રય લીધેલ.
सभाजन=સભ્ય.
अखिलविष्टपाश्रितसभाजनासून्=સમસ્ત બ્રહ્માણ્ડને આશ્રીને રહેલા સભ્યોના પ્રાણોને.
ऋता ( मू० ऋत )=અભ્યાસ કરવા લાયક.
योगिन्=યોગી, મુનિવર.
अमरयोगिभिः=દેવો અને મુનિવરો વડે.
सभाजन=આતિથ્ય, પરોણાગત.
कृतसभाजना=કર્યું છે આતિથ્ય જેનું એવી.
सूनृता ( मू० सूनृत )=સત્ય, સાચી.
गदित ( धा० गद् )=કહેલી.
जिनेन्द्रगदिता=જિનવરે કહેલી.
वसु=નિધાન.
नयादिवसुपा=નય આદિ નિધાનનું રક્ષણ કરનારી.
अत्र=અહિંઆ.
गीः ( मू० गिर् )=વાણી.
बाणतां ( मू० बाणता )=બાણપણાને.
इता ( मू० इत )=પ્રાપ્ત થયેલી.
विभेदन=સંહાર, નાશ.
रिपुविभेदने=શત્રુનો સંહાર કરવામાં.
सुपात्र=યોગ્ય પાત્ર.
गीर्वाणता=દેવપણું.
कृतसुपात्रगीर्वाणता=કર્યું છે સુપાત્રોનું દેવપણું જેણે એવી.

## શ્લોકાર્થ

જિનવાણીનું પ્રાધાન્ય—

" સમસ્ત બ્રહ્માણ્ડને આશ્રીને રહેલા એવા સભ્ય જનોના ( અર્થાત્ સર્વ પ્રાણીઓના ) પ્રાણનું રક્ષણ કરનારી, વળી અભ્યાસ કરવા લાયક, તથા દેવોએ અને મુનિવરોએ કર્યું છે આતિથ્ય જેનું એવી ( અર્થાત્ વિબુધાદિકથી સેવાયેલી ), સાચી, નયાદિક નિધાનનું પરિપાલન કરનારી, (કામાદિક) શત્રુનો સંહાર કરવામાં બાણપણાને પ્રાપ્ત થયેલી ( અર્થાત્ બાણની ગરજ સારનારી ), વળી કર્યાં છે સુપાત્રોને દેવરૂપ જેણે એવી તેમજ જિનવરે કથેલી એવી વાણી અત્ર જય પામે છે."—૫૫

## સ્પષ્ટીકરણ

પદ્ય-ચમત્કાર—

આ પદ્યમાં પ્રથમનાં બે ચરણોમાં છેવટના આઠ આઠ અક્ષરો સમાન છે, જ્યારે બાકીનાં

બે ચરણોમાં છેવટના સાત સાત અક્ષરો સમાન છે. આ પ્રકારના શબ્દાલંકારથી વિભૂષિત પદ્ય આ સમસ્ત કાવ્યમાં એકજ છે, એ એની વિશેષતામાં વધારો કરે છે.

* * * *

मानसीदेव्याः स्तुतिः—

निजाङ्गलतयोज्वला विशदबन्धुजीवाभया
सिताङ्गविहगा हतानमदबन्धुजीवाऽभया ।
ज्वलज्ज्वलनहेतिका हरतु 'मानसी' तापदं
शुभातिशयधान्यवृद्ध्यनुपमानसीता पदम् ॥ ५६ ॥ १४ ॥

—पृथ्वी

## टीका

सा मानसी देवता तापदं पदं हरतु । निजाङ्गमेव लता तया उज्ज्वला । विशदबन्धुजीवस्य–बिम्बजीवस्येव आभा यस्याः सा तया । सिताङ्गविहगो–राजहंसो वाहनं यस्याः सा । हता अनमन्तः–अनम्रशीला अबन्धुजीवाः–शत्रुजीवा यया सा । ज्वलंश्चासौ ज्वलनश्च स एव हेतिः–प्रहरणं यस्याः सा । शुभातिशय एव धान्यं तस्य वृद्धिः तस्यां निरुपमाना सीता–क्षेत्रदेवता ॥ ५६ ॥

## अन्वयः

विशद्-बन्धु-जीव-आभया, निज-अङ्ग-लतया उज्ज्वला, सित-अङ्ग-विहगा, हत-अनमत्-अबन्धु-जीवा, अ-भया, ज्वलत्-ज्वलन-हेतिका, शुभ-अतिशय-धान्य-वृद्धि-अनुपमान-सीता 'मानसी' तापदं पदं हरतु ।

## શબ્દાર્થ

अङ्ग=શરીર, દેહ.
लता=વેલ.
निजाङ्गलतया=પોતાની દેહરૂપી વેલ વડે.
उज्ज्वला ( मू० उज्ज्वल )=ઉજ્જવલ.
विशद्=નિર્મલ.
बन्धुजीव=બપોરીયું, પુષ્પ-વિશેષ.
विशदबन्धुजीवाभया=નિર્મલ બન્ધુજીવના સમાન કાંતિ છે જેની એવી.
विहग=પક્ષી.
सिताङ्गविहग=શ્વેત શરીરવાળું પક્ષી, રાજહંસ.
सिताङ्गविहगा=રાજહંસ છે જેની પાસે એવી.
नमत् ( धा० नम् )=નમનારા.
बन्धु=મિત્ર.
जीव=જીવ, પ્રાણી.
हतानमदबन्धुजीवा=હણી નાંખ્યા છે નહિ નમનારા શત્રુ-જનોને જેણે એવી.
अभया ( मू० अभय )=નિર્ભય.
ज्वलत् ( धा० ज्वल् )=બળતો, જાજ્વલ્યમાન.
हेति=શસ્ત્ર, હથિયાર.
ज्वलज्ज्वलनहेतिका=જાજ્વલ્યમાન અગ્નિ છે શસ્ત્ર જેનું એવી.
मानसी=માનસી ( દેવી ).
अतिशय=અતિશય, ઉત્કૃષ્ટતા.
धान्य=અનાજ.
वृद्धि=વૃદ્ધિ.
अनुपमान=ઉપમા-રહિત, નિરૂપમ.
सीता=ક્ષેત્ર-દેવતા.
शुभातिशयधान्यवृद्ध्यनुपमानसीता=શુભ અતિશય-રૂપી ધાન્યની વૃદ્ધિ પ્રતિ નિરૂપમ ક્ષેત્ર-દેવતા (જેવી).




निर्वाणकलिकायाम्—

"मानसीं धवलवर्णां हंसवाहनां चतुर्भुजां वरदवज्रालङ्कृतदक्षिणकरां अक्षवलयाशनियुक्तवामकरां चेति ।"

## શ્લોકાર્થ

**માનસી દેવીની સ્તુતિ—**

"નિર્મલ બન્ધુજીવ (નામના પુષ્પ)ના સમાન કાંતિ છે જેની એવી પોતાની દેહ-લતા વડે ઉજ્જવલ, વળી રાજહંસ છે (વાહન) જેની પાસે એવી, વળી હણી નાંખ્યાં છે નહિ નમનારા શત્રુ-જનોને જેણે એવી, નિર્ભય, તથા વળી જાજ્વલ્યમાન અગ્નિ છે શસ્ત્ર જેનું એવી તેમજ વળી શુભ અતિશયરૂપી ધાન્યની વૃદ્ધિ કરવામાં નિરૂપમ ક્ષેત્ર-દેવતાના સમાન એવી **માનસી** (દેવી) (હે ભવ્યો! તમારા) સંતાપકારક પદને હરો."—૫૬

## સ્પષ્ટીકરણ

**પદ્ય-ચમત્કાર—**

આ પદ્યમાં પ્રથમનાં બે ચરણોમાં છેવટના સાત સાત અક્ષરોની પુનરાવૃત્તિ નજરે પડે છે, જ્યારે બાકીનાં બે ચરણોમાં છેવટના છ છ અક્ષરોની પુનરાવૃત્તિ જોવાય છે.

**માનસી દેવીનું સ્વરૂપ—**

'ધ્યાન ધરનારાના મનને સાન્નિધ્ય કરે તે માનસી' એ **માનસી** શબ્દનો વ્યુત્પત્તિ-અર્થ છે. આ એક વિદ્યા-દેવી છે. આ દેવી હંસના ઉપર આરૂઢ થાય છે. એ દેવીને ચાર હાથ છે. એના જમણા બે હાથ વરદ અને વજ્રથી શોભે છે, જ્યારે ડાબા બે હાથ તો જપ-માલા અને વજ્રથી શોભે છે. વિશેષમાં તે ધવલવર્ણી છે. આ વાત **નિર્વાણ-કલિકા** ઉપરથી જોઇ શકાય છે, કેમકે ત્યાં કહ્યું છે કે—

"**तथा मानसीं धवलवर्णां हंसवाहनां चतुर्भुजां वरदवज्रालङ्कृतदक्षिणकरामक्षवलयाशनियुक्तवामकरां चेति।**"

**આચાર-દિનકર**માં પણ આ પ્રમાણે આ દેવીનું સ્વરૂપ વર્ણવ્યું છે, પરંતુ ત્યાં એનો વર્ણ કનકસમાન બતાવ્યો છે. આ રહ્યો તે શ્લોક—

"हंसासनसमासीना, वरदेन्द्रायुधान्विता।
मानसी मानसीं पीडां, हन्तु जाम्बूनदच्छविः॥"
—આચાર૦ પત્રાંક ૧૬૨.





## १५ श्रीधर्मजिनस्तुतयः

अथ श्रीधर्मनाथस्य स्तुतिः—

समवसरणभूमौ सज्जिताचौंदयायां
नियतमभिदधौ यः सज्जिताचौ दयायाम् ।
जनयतु मुदमुद्यद्रागसौधर्मनामा-
र्चितहरिपरिपूज्यो द्रागसौ 'धर्म'नामा ॥ ५७ ॥

—मालिनी (८, ७)

### टीका

असौ धर्मनामा मुदं जनयतु । समवसरणपृथ्व्यां सज्जितः—प्रह्वीकृतः पूजाया उदयः-प्रादुर्भावो यस्यां सा तस्याम् । नियतं—निश्चितं अभिदधौ—रक्षितवान् । यः सता—शोभनेन जिताऽर्चा—शरीरं येन सः । कस्यामभिदधौ ? दयायाम् । उद्यद्रागो यस्मिन् स उद्यद्रागश्चासौ सौधर्मश्च—आद्यकल्पस्तस्य नामः—प्रणामः । "तात्स्थ्यात् तद्व्यपदेश" इति न्यायात् सौधर्मदेवानां नामस्तेन अर्चितश्चासौ हरिश्च तस्य परिपूज्यः ॥ ५७ ॥

### अन्वयः

यः सत्-जित-अर्चः सज्जित-अर्चा-उदयायां समवसरण-भूमौ दयायां नियतं अभिदधौ, असौ उद्यत्-राग-सौधर्म-नाम-अर्चित-हरि-परिपूज्यः 'धर्म'-नामा द्राक् मुदं जनयतु ।

### શબ્દાર્થ

समवसरण=ધર્મ-દેશનાનું સ્થાન, સમવસરણ.
भूमि=સ્થલ, જગ્યા.
समवसरणभूमौ=સમવસરણની ભૂમિમાં.
सज्जित=તૈયાર થયેલ.
अर्चा=પૂજા.
सज्जिताचौंदयायां=તૈયાર થયો છે પૂજાનો ઉદય જેને વિષે એવા.
नियतं=ખરેખર.
अभिदधौ ( धा० धा )=કહેતા હતા.
अर्चा=શરીર.
सज्जितार्चः=શોભન વડે જીત્યું છે શરીર જેણે એવા.
दयायां ( मू० दया )=દયાને વિષે.
जनयतु ( धा० जन् )=ઉત્પન્ન કરો.
मुदं ( मू० मुद् )=હર્ષને.
उद्यत् ( धा० इ )=ઉદય પામતો.
सौधर्म=સૌધર્મ દેવલોક, પ્રથમ દેવલોક.
नाम=પ્રણામ.
हरि=ઇન્દ્ર.
परिपूज्य=પૂજનીય.
उद्यद्रागसौधर्मनामार्चितहरिपरिपूज्यः=ઉદય પામતો છે સ્નેહ જેને વિષે એવા સૌધર્મ (વાસી દેવો)-ના પ્રણામ વડે પૂજાયેલ એવા ઇન્દ્રના પૂજનીય.
धर्म=ધર્મ( નાથ ), પંદરમા તીર્થંકર.
नामन्=નામ, અભિધાન.
धर्मनामा=ધર્મ( નાથ ) છે નામ જેનું તે.

## શ્લોકાર્થ

શ્રીધર્મનાથની સ્તુતિ—

"સંયમ વડે વશ કર્યું છે શરીરને જેણે એવા જેણે, સજ્જ કરવામાં આવ્યો છે પૂજાનો પ્રાદુર્ભાવ જેને વિષે એવી સમવસરણ-ભૂમિમાં દયા વિષે હમેશાં કથન કર્યું છે–દેશના દીધી છે, તે, ઉદય પામતો છે સ્નેહ જેને વિષે એવા સૌધર્મ (વાસી દેવો)ના પ્રણામ વડે પૂજાયેલ એવા (શક્ર) ઇન્દ્રને પૂજનીય [1]ધર્મ નામના (તીર્થંકર) (આપણને) સત્વર આનંદ અર્પો."—૫૭

## સ્પષ્ટીકરણ

પદ્ય-ચમત્કાર—

આમાં તેમજ ત્યાર પછીનાં ત્રણ પદ્યોમાં પણ એકજ પ્રકારનો શબ્દાલંકાર દૃષ્ટિ-ગોચર થાય છે અને તે એ છે કે પ્રથમ અને દ્વિતીય ચરણમાં તેમજ બાકીનાં બે ચરણોમાં પણ સાત સાત અક્ષરની પુનરાવૃત્તિ નજરે પડે છે. અર્થાત્ આ પદ્ય 'પાદાંતસમસપ્તાક્ષરપુનરાવૃત્તિ' નામના યમક-વિશેષથી ઝળકી ઉઠે છે. આવા પ્રકારના યમક-વિશેષના દર્શન આ પદ્યમાંજ પ્રથમ થાય છે અને વળી આ યમક-વિશેષથી વિભૂષિત પદ્યોની સંખ્યા ચારનીજ છે.

* * * *

जिनवराणां विज्ञप्तिः—

यदुदयमधिगम्य व्यापदानन्दमञ्च-
जगदुपरतहिंसं व्याप दानं दमं च ।
ददतु पदमुरुश्रीतेजि नानाशयं तु
प्रतिभयमिह नोऽघं ते जिना नाशयन्तु ॥ ५८ ॥

—मालिनी

## टीका

ते जिनाः पदं–अवस्थानं प्रयच्छन्तु । किंविधं? उरुश्रिया तेजयति यत्, येषामुदयमधिगम्य–प्राप्य जगदेवंविधं भवति । व्यापत्–विगता आपद् यस्मात् तत् । आनन्दं–हर्षं अञ्चत्–गच्छत् । उपरता–गता हिंसा यस्मात् तत् एवंविधं सत् व्याप–व्याप्तवत् । किं? दानं दमं च (एतदुक्तं भवति) । नानाप्रकारा आशयाः–चित्तविशेषा यस्मिंस्तत् । तुशब्दश्चार्थे । प्रतिभयं–भयदं इह–लोके नाशयन्तु–अपनयन्तु ॥ ५८ ॥

### अन्वयः

यत्–उदयं अधिगम्य जगत् वि–आपत्, आनन्दं अञ्चत्, उपरत–हिंसं (सत्) दानं दमं च व्याप, ते जिनाः उरु–श्री–तेजि, नाना–आशयं पदं तु ददतु, नः इह प्रतिभयं अघं नाशयन्तु ।

---

૧ આ પંદરમા તીર્થંકરની સ્થૂલ રૂપરેખા સ્તુતિ-ચતુર્વિંશતિકા (પૃ૦ ૧૮૭)માં આલેખવામાં આવી છે.

२ भयं धनुश्छिद्रितो भागश्चिन्तनीयः ।

## શબ્દાર્થ

यदुदयं=જેમના ઉદયને.
अधिगम्य ( धा० गम् )=પ્રાપ્ત કરીને.
वि=વિયોગસૂચક ઉપસર્ગ.
व्यापत्=જતી રહી છે આપદા જેમાંથી એવું, વિપત્તિથી મુક્ત.
आनन्दं ( मू० आनन्द )=હર્ષને.
अञ्चत् ( धा० अञ्च् )=પ્રાપ્ત થનારૂં.
जगत् ( मू० जगत् )=દુનિયા.
उपरत ( धा० रम् )=નષ્ટ થયેલી.
हिंसा=હિંસા, પીડા.
उपरतहिंसं=નષ્ટ થઇ છે હિંસા જેનાથી એવું.
व्याप ( धा० आप् )=વિસ્તાર કર્યો, વિસ્તાર્યો.
दानं ( मू० दान )=દાનને.
दमं ( मू० दम् )=ઉપશમને, શમને.
ददतु ( धा० दा )=અર્પો.
तेजिन्=શોભાવાળું.
उरुश्रीतेजि=વિશાળ લક્ષ્મી વડે શોભતું.
आशय=આશય.
नानाशयं=વિવિધ આશયો છે જેને વિષે એવા.
तु=વિશેષતાસૂચક અવ્યય.
प्रतिभयं ( मू० प्रतिभय )=ભયંકર, ભય ઉત્પન્ન કરનારા.
नः ( मू० अस्मद् )=અમારા.
नाशयन्तु ( धा० नश् )=નાશ કરો.

## શ્લોકાર્થ

જિનેશ્વરોને વિજ્ઞપ્તિ—

"જેમનો ઉદય થતાં જગત્ વિપત્તિથી મુક્ત બને છે તથા આનંદ પામે છે તેમજ હિંસાથી રહિત બને છે અને વળી દાન અને ઉપશમનો વિસ્તાર થાય છે, તે તીર્થંકરો ( આપણને ) વિશાળ લક્ષ્મી વડે સુશોભિત તેમજ વિવિધ જાતના આશયોથી યુક્ત એવું પદ અર્પો તેમજ આપણા આ સંસારને વિષે ભયંકર પાપનો નાશ કરો."—५८

✻ ✻ ✻ ✻

जिनवचनप्रशंसा—

परसमयरिपूणां संसदो दारहेतौ
विहितविततमोहासं सदोदारहेतौ ।
जिनवचसि रता स्तापद्धतौ सत्यनीतौ
दिविजमनुजलक्ष्मीपद्धतौ सत्यनीतौ ॥ ५९ ॥

—मालिनी

## टीका

जिनवचसि रताः स्त–रता भवत । किंभूते वचसि ? पराश्च ते समयाश्च एव रिपवस्तेषाम् । संसत्–परिषत् तस्याः संसदः । दारणं–विदारणं तस्मिन् हेतिः–शस्त्रं यद्वचः तस्मिन् । विहितः–कृतो विततमोहस्य असः–क्षेपो यस्मिंस्तत् क्रियाविशेषणम् । उदारा–गुरवो हेतवो यस्मिन् । आपदां हतिः–विनाशस्तस्मिन् । सत्या–अवितथा नीतिर्यद्वचसः तत् सत्यनीति तस्मिन् सत्यनीतौ । दिविजा–देवा मनुजा–मनुष्यास्तेषां लक्ष्म्याः पद्धतिः–मार्गो यत् तस्मिन् । न विद्यन्ते ईतयो यस्मिन् तत् तस्मिन् । सति–शोभने विद्यमाने वा ॥५९॥

## अन्वयः

पर-समय-रिपूणां संसदः दार-हेतौ, विहित-वितत-मोह-असं सदा उदार-हेतौ, आपत्-हतौ सत्य-नीतौ दिविज-मनुज-लक्ष्मी-पद्धतौ, सति, अन्-ईतौ जिन-वचसि रताः स्त ।

## શબ્દાર્થ

पर=અન્ય.
समय=સિદ્ધાન્ત, આગમ.
परसमयरिपूणां=પર સિદ્ધાન્તરૂપ શત્રુઓની.
संसदः ( मू० संसद् )=સભાના.
दार=વિદારણ.
दारहेतौ=વિદારણ કરવામાં શસ્ત્ર અથવા સાધનના સમાન એવા.
विहित ( धा० धा )=કરેલ.
वितत ( धा० तन् )=વિસ્તીર્ણ.
मोह=મોહ, અજ્ઞાન.
अस=ક્ષેપ, દૂર ફેંકી દેવું તે.
विहितविततमोहासं=કર્યો છે વિસ્તીર્ણ મોહનો ક્ષેપ જેમાં તેની માફક.
उदार=પ્રધાન, મુખ્ય.
हेतु=કારણ.
उदारहेतौ=પ્રધાન છે યુક્તિઓ જેમાં એવા.
जिनवचसि=જિનના વચનમાં.
रताः ( मू० रत )=રાગી, અનુરાગી.
स्त ( धा० अस् )=થાઓ.
हति=વિનાશ.
आपद्धतौ=વિપત્તિના વિનાશક.
नीति=નીતિ.
सत्यनीतौ=સત્ય છે નીતિ જેને વિષે એવા.
मनुज=માનવ.
लक्ष्मी=ધન, સંપત્તિ.
पद्धति=માર્ગ.
दिविजमनुजलक्ष्मीपद्धतौ=દેવ અને માનવની લક્ષ્મીના માર્ગરૂપ.
सति ( मू० सत् )=(૧) શોભનીય; (૨) વિદ્યમાન.
ईति=ઈતિ, ઉપદ્રવ.
अनीतौ=અવિદ્યમાન છે ઈતિઓ જેને વિષે એવા.

## શ્લોકાર્થ

### જિન-વચનની પ્રશંસા—

“ પર સિદ્ધાન્ત ( અર્થાત્ જૈનેતર આગમ )રૂપી શત્રુઓની સભાનું વિદારણ કરવામાં શસ્ત્રસમાન ( અથવા કારણભૂત ), વિસ્તીર્ણ અજ્ઞાનનો નાશ થઇ શકે તેવી રીતે સર્વદા ઉત્તમ યુક્તિઓથી યુક્ત, વળી વિપત્તિના વિનાશક, તથા વળી સત્ય છે નીતિ જેને વિષે એવા, તેમજ દેવ અને માનવોની લક્ષ્મીના માર્ગરૂપ, શોભાયમાન અને [1]ઈતિથી રહિત એવા જિન-વચનના ( હે વીતરાગ માર્ગના સાચા સેવકો ! ) તમે રાગી થાઓ.”—૫૮

卐 卐 卐 卐

---

૧ ઈતિ ૭ છેઃ—(૧) અતિવૃષ્ટિ, (૨) અનાવૃષ્ટિ, (૩) ઉંદર, (૪) તીડ, (૫) પોપટ અને (૬) પર-રાજ્યનાં આક્રમણો. કહ્યું પણ છે કે—

“ अतिवृष्टिरनावृष्टि-र्मूषकाः शलभाः शुकाः ।
प्रत्यासन्नाश्च राजानः, षडेता ईतयः स्मृताः ॥”

महामानसीदेव्याः स्तुतिः—

असिफलकमणिश्रीकुण्डिकाहस्तिकाऽलं
प्रबलरिपुवनानां कुण्डिका हस्तिकालम् ।
मृगपतिमधिरूढा[1] सा 'महामानसी' मा-
मवतु सुतडिदाभा[2]ऽसामहा मानसीमा ॥ ६० ॥ १५ ॥

—मालिनी

टीका

असिफलकमणिश्रीकुण्डिकाः हस्ते यस्याः सा । प्रबलाश्च ते रिपवश्च त एव वनानि तेषां कुण्डिका–दाहिका । या हस्तिनां कालं–कृतान्तं मृगपतिं–सिंहमधिरूढा । (महा)मानसी देवी । सुतडितः–विद्युत इव आभा–दीप्तिर्यस्याः सा । न विद्यते साम–राजधर्मो येषां तेऽसामानो–वैरिणस्तान् हन्तीति अ०हा । सा मानस्य सीमा ॥ ६० ॥

अन्वयः

(या) असि–फलक–मणि–श्री–कुण्डिका–हस्तिका, प्रबल–रिपु–वनानां कुण्डिका, हस्ति–कालं मृग–पतिं अधिरूढा, सा अ–सामन्–हा, सु–तडित्–आभा, मान–सीमा 'महामानसी' मां अलं अवतु ।

શબ્દાર્થ

असि=ખડ્ગ, તરવાર.
फलक=ઢાલ.
मणि=રત્ન.
कुण्डिका=કમણ્ડળુ, સંન્યાસી વિગેરેનું જલ–પાત્ર.
असिफलकमणिश्रीकुण्डिकाहस्तिका=તરવાર, ઢાલ, રત્ન અને શ્રીકમણ્ડળુ છે હાથમાં જેના એવી.
प्रबल=બલવાન્, પરાક્રમી.
वन=જંગલ.
प्रबलरिपुवनानां=પરાક્રમી શત્રુરૂપ વનોની.
कुण्डिका=દાહ કરનારી.
काल=યમરાજ.
हस्तिकालं=હાથી પ્રતિ યમસમાન.
मृग=પશુ.
मृगपतिं ( मू० मृगपति )=સિંહના ઉપર.
अधिरूढा ( धा० रुह् )=આરૂઢ થયેલી, સ્વાર થયેલી.
महामानसी=મહામાનસી (દેવી).
मां ( मू० अस्मद् )=મને.
तडित्=સૌદામિની, વીજળી.
सुतडिदाभा=સૌદામિનીના જેવો પ્રકાશ છે જેનો એવી.
सामन्=શત્રુને વશ કરવાનો એક જાતનો ઉપાય.
असामहा=અવિદ્યમાન છે સામ (નીતિ) જેને વિષે એવાને હણનારી.
मान=સન્માન.
सीमन्=મર્યાદા, હદ.
मानसीमा=સન્માનની હદરૂપ.

---

१ '०ढाऽसामहा मानसी मा–' इत्यपि पाठः ।
२ '०भा सा महामानसीमा' इत्यपि पाठः ।

## શ્લોકાર્થ

**મહામાનસી દેવીની સ્તુતિ—**

"જે (દેવી) ખડ્ગ, ઢાલ, રત્ન અને શ્રીકમણ્ડળુને હાથમાં ધારણ કરે છે, વળી જે પરાક્રમી શત્રુરૂપી વનોને બાળનારી છે, તેમજ કુંજર પ્રતિ યમરાજરૂપી એવા સિંહના ઉપર સ્વારી કરનારી છે, તે, [1]સામ (નીતિ)નો નહિ સ્વીકાર કરનારા એવા (શત્રુઓ) નો સંહાર કરનારી, તથા સૌદામિનીના જેવી પ્રકાશમાન, તેમજ માનની મર્યાદારૂપ (અર્થાત્ સૌથી વધારે માન પામેલી) એવી **મહામાનસી** (દેવી) મારી ખૂબ સંભાળ લો."—૯૦

## સ્પષ્ટીકરણ

**મહામાનસી દેવીનું સ્વરૂપ—**

'ધ્યાનારૂઢ મનુષ્યોના મનને વિશેષતઃ સાન્નિધ્ય કરે તે મહામાનસી' એ **મહામાનસી** શબ્દનો વ્યુત્પત્તિ-અર્થ છે. આ પણ એક વિદ્યાદેવી છે. એનું સ્વરૂપ **નિર્વાણ-કલિકા**માં નીચે મુજબ આપ્યું છે:—

"**तथा महामानसीं धवलवर्णां सिंहवाहनां चतुर्भुजां वरदासियुक्तदक्षिणकरां कुण्डिकाफलकयुतवामहस्तां चेति**" અર્થાત્–ત્યાં કહ્યું છે કે આ દેવીનો વર્ણ શ્વેત છે અને એને સિંહનું વાહન છે. વળી એને ચાર હાથ છે. એના જમણા બે હાથ વરદ અને તરવારથી શોભે છે, જ્યારે ડાબા બે હાથ કુણ્ડિકા અને ફલક( ઢાલ )થી શોભે છે.

આ ઉપરથી જોઇ શકાય છે કે **મહામાનસી** દેવીને સિંહનું વાહન છે તેમજ તે એક હસ્તમાં તરવાર ધારણ કરે છે એ વાતને **નિર્વાણ-કલિકા** પણ ટેકો આપે છે. પરંતુ તે બીજા હસ્તમાં રત્ન ધારણ કરે છે, એ વાત **નિર્વાણ-કલિકા**માં નજરે પડતી નથી એ વિશેષતા છે, જોકે **સ્તુતિ-ચતુર્વિંશતિકા** (પદ્યાંક ૨૮) તથા **આચાર-દિનકર** એ વાતની સાક્ષી પૂરે છે, કિન્તુ **આચાર-દિનકર** (પત્રાંક ૧૬૨)માં આ દેવીનું વાહન મકર છે એમ કહ્યું છે. આ રહ્યું તે પદ્ય.

"**कर(फल?)खड्गरत्नवरदा-ढ्यपाणिभृच्छशिनिभा मकरगमना ।**
**सङ्घस्य रक्षणकरी, जयति महामानसी देवी ॥**"—આર્યા



---

૧ શાસ્ત્રમાં નીતિના (૧) સામ, (૨) દામ, (૩) દંડ અને (૪) ભેદ એમ ચાર પ્રકારો બતાવ્યા છે, તે પૈકી આ એક છે. વિશેષમાં અન્ય જનને સમજાવવાનો-તેની પ્રતિકૂલતા દૂર કરવાનો આ પ્રાથમિક તેમજ સર્વોત્તમ ઉપાય છે. આ વાતની પુષ્ટિમાં ઉપાધ્યાય શ્રીયશોવિજયજી પણ શ્રીવિનયવિજયજીકૃત શ્રીપાલ રાજાના રાસના ચતુર્થ ખંડની દ્વિતીય ઢાલ પછીના દોહરામાં કહે છે કે—"સામ હોય તો દંડ શ્યો, સાકરે પણ પિત્ત જાય."



## १६ श्रीशान्तिजिनस्तुतयः

अथ श्रीशान्तिनाथाय नमः—

भव्यैः कथञ्चिदतिदुःखगभीरवापे-
रुत्तारको जगति सम्यगभीरवापे ।
यस्तं नमामि विहितावमहानिशान्तं
'शान्तिं' जिनं परमशान्तिमहानिशान्तम् ॥ ६१ ॥

—वसन्ततिलका

### टीका

कथञ्चिद्-दुःखेन भव्यैर्यः अवापे-प्राप्तः विश्वे सम्यक् यथा स्यात् (तथा) क्रियाविशेषणम् । (अति) दुःखान्येव गभीरवापिस्तस्या उत्तारकः । विहिताऽवमस्य-पापस्य हानिर्येन स चासौ शान्तश्च, अयं कर्मधारयः । परमा शान्तिः-मोक्षस्तस्यां महानिशान्तं-महागृहं यस्य स तम् ॥ ६१ ॥

### अन्वयः

यः अ-भीः अति-दुःख-गभीर-वापेः उत्तारकः कथञ्चित् भव्यैः जगति सम्यक् अवापे, तं विहित-अवमन्-हानि-शान्तं, परम-शान्ति-महत्-निशान्तं 'शान्तिं' जिनं नमामि ।

### શબ્દાર્થ

भव्यैः (मू० भव्य)=ભવ્યો વડે.
कथञ्चित्=મહા મહેનતે.
गभीर=ઊંડી.
वापि=વાવ.
अतिदुःखगभीरवापेः=અતિશય દુઃખરૂપી ઊંડી વાવમાંથી.
उत्तारकः (मू० उत्तारक)=તારનારા.
जगति (मू० जगत्)=દુનિયામાં.
सम्यच्=રૂડી રીતે, યથાર્થપણે.
भी=ભય.
अभीः=અવિદ્યમાન છે ભય જેને વિષે એવા, નિર્ભય.
अवापे (धा० आप्)=પ્રાપ્ત થયા.
नमामि (धा० नम्)=હું નમું છું.
हानि=નાશ.
शान्त=શાન્ત, કોપ-રહિત.
विहितावमहानिशान्तं=કર્યો છે પાપનો વિનાશ જેણે એવા તેમજ શાન્ત એવા.
शान्तिं (मू० शान्ति)=શાન્તિ(નાથ)ને.
जिनं (मू० जिन)=જિનને.
परम=ઉત્કૃષ્ટ, ઉત્તમ.
शान्ति=શાન્તિ, મોક્ષ.
परमशान्तिमहानिशान्तं=ઉત્કૃષ્ટ મોક્ષને વિષે મહા મંદિરરૂપ.

## શ્લોકાર્થ

શ્રીશાન્તિનાથને નમસ્કાર—

" જે [1]નિર્ભય (જિન) જગત્‌માં ભવ્ય (જનો)ને અતિશય પીડારૂપી ઊંડી વાવમાંથી તારનારા તરીકે કોઇ પ્રકારે (અર્થાત્ મહા મહેનતે) યથાર્થપણે પ્રાપ્ત થયા, તે પાપના વિનાશક તેમજ શાન્ત તથા વળી ઉત્તમ મોક્ષને વિષે મહામંદિરના સમાન એવા [2]શાન્તિજિનને હું નમું છું."—૬૧

## સ્પષ્ટીકરણ

પદ્ય-ચમત્કાર—

આ પદ્યમાંનાં ચારે ચરણોમાં છેવટના પાંચ અક્ષરોની પુનરાવૃત્તિ જોવામાં આવે છે. આથી કરીને આ પદ્ય પદ્ય-ચમત્કારના વિષયમાં દ્વિતીય પદ્યને મળતું આવે છે. વિશેષમાં હવે પછી આ કાવ્યમાં આ પાદાંતસમપંચાક્ષરપુનરાવૃત્તિ નામના યમકથી અલંકૃત પદ્ય કોઇ રચવામાં આવ્યું નથી. અર્થાત્ આ જાતના યમકના અત્ર અન્તિમ દર્શન થાય છે, એ ધ્યાનમાં રાખવું.

* * * *

जिनानामुत्कर्षः—

यद्बाहवो वरपुरीपरमार्गलाभाः
प्राप्ता यतश्च जगता परमार्गलाभाः ।
नत्वा च यांस्तुलितवैबुधराजि नाऽऽस्ते
सिद्धौ जयन्त्यघदवाम्बुधरा जिनास्ते ॥ ६२ ॥

—वसन्त०

## टीका

येषां बाहवो वरपुर्या अर्गलातुल्याः । यतश्च—येभ्यो जगता प्राप्ताः । के ? परमार्गस्य—मोक्षस्य लाभा—आयाः । नत्वा च यान् जिनान् ना—पुरुषः सिद्धौ आस्ते—तिष्ठति । तुलितः—तिरस्कृतो वैबुधराट्—इन्द्रो यया सिद्ध्या सा तस्याम् । अघमेव दवस्तस्मिन् अम्बुधरा—मेघाः । ते जिना जयन्ति ॥ ६२ ॥

## अन्वयः

यद्-बाहवः वर-पुरी-परम-अर्गला-आभाः, यतः च पर-मार्ग-लाभाः जगता प्राप्ताः यान् च नत्वा ना तुलित-वैबुध-राजि सिद्धौ आस्ते, ते अघ-दव-अम्बुधराः जिनाः जयन्ति ।

---

૧ સર્વથા નિર્ભયતા પણ સર્વજ્ઞતાનું લક્ષણ છે, એ વાત ભૂલવા જેવી નથી. આ સંબંધમાં જુઓ સ્તુતિ-ચતુર્વિંશતિકા (પૃ૦ ૫૨).

૨ આ સોળમા તીર્થંકર શ્રીશાન્તિનાથના જીવન પરત્વે ટૂંક હકીકત સ્તુતિ-ચતુર્વિંશતિકા (પૃ૦ ૧૮૯) ઉપરથી મળી શકશે.

## શબ્દાર્થ

बाहु=હસ્ત, હાથ.
यद्बाहवः=જેના હસ્તો.
पुरी=નગરી.
अर्गल=આગળીઓ, ભોગળ.
आभा=ઉપમા.
वरपुरीपरमार्गलाभाः=ઉત્તમ નગરીના ભોગળની ઉપમા (ઘટે) છે જેને એવા.
प्राप्ताः ( मू० प्राप्त )=પામેલ.
यतः ( मू० यद् )=જેના તરફથી.
पर=ઉત્તમ.
मार्ग=રસ્તો.
परमार्गलाभाः=ઉત્તમ માર્ગના લાભો.
नत्वा ( धा० नम् )=પ્રણામ કરીને.
तुलित ( धा० तुल् )=તિરસ્કાર કરેલ.
वैबुध=દેવસંબંધી.
राज्=રાજા.
वैबुधराज्=સુર-પતિ, ઇન્દ્ર.
तुलितवैबुधराजि=તિરસ્કાર કર્યો છે ઇન્દ્રનો જેણે એવી.
ना ( मू० नृ )=મનુષ્ય.
आस्ते ( धा० आस् )=સ્થિતિ કરે છે, વસે છે.
सिद्धौ ( मू० सिद्धि )=મુક્તિને વિષે.
दव=દાવાનલ.
अम्बुधर=મેઘ.
अघदवाम्बुधराः=પાપરૂપી દાવાનલ પ્રતિ મેઘસમાન.

## શ્લોકાર્થ

જિનોનો ઉત્કર્ષ—

"જેમના હાથ ઉત્તમ નગરના ભોગળના સમાન છે, વળી જેમની પાસેથી દુનિયાએ સર્વોત્કૃષ્ટ માર્ગના ( અર્થાત્ મોક્ષના ) લાભો મેળવ્યા છે તેમજ વળી જેમને પ્રણામ કરીને (અર્થાત્ કરવાથી) મનુષ્ય તિરસ્કાર કર્યો છે ઇન્દ્રની (સુખ-સંપત્તિનો) જેણે એવી મુક્તિમાં વસે છે, તે પાપરૂપ દાવાનલને ( શાંત કરવામાં ) મેઘસમાન જિનો જયવંતા વર્તે છે."—૬૨

## સ્પષ્ટીકરણ

પદ્ય-ચમત્કાર—

આ પદ્યમાં જેમ પ્રથમનાં બે ચરણોમાં છેવટના છ અક્ષરોની પુનરાવૃત્તિ જોવામાં આવે છે, તેમ બાકીનાં બે ચરણોમાં પણ તેવી પુનરાવૃત્તિ નજરે પડે છે. વિશેષમાં આ પછીનાં બીજાં બે પદ્યો પણ ઉપર્યુક્ત યમક-વિશેષથી અલંકૃત છે. વળી ૩૧મા પદ્યમાં આ પ્રકારના શબ્દાલંકારનું પ્રથમ દર્શન થયું હતું અને તેનું અંતિમ દર્શન આ પછીના ૬૪મા પદ્યમાં થશે એટલું નિવેદન કરવું અત્ર ઉચિત સમજાય છે.

✠ ✠ ✠ ✠

जैनवचसः प्रधानता—

यच्छृण्वतोऽत्र जगतोऽपि समाऽधिकाऽरं
बुद्धिर्भवत्यनुपतापि समाधिकारम् ।
तत् पावकं जयति जैनवचो रसादि-
भोगातिलोलकरणानवचोरसादि ॥ ६३ ॥

—वसन्त०

## टीका

यद् वचः श्रृण्वतः–आकर्णयतो जगतः समाऽपि–अनुत्कृष्टाऽपि बुद्धिः अधिका अरं भवति । तद् वचः अनुपतापि–उपतापस्य अकारि । समाधेः कर्तृ । पावकं–पवित्रम् । जयति जैनवचः । रसाद्यो ये भोगा–विषयास्तेष्वतिलम्पटानि करणानि–इन्द्रियाणि तान्येव अनवाः–चिरंतनाश्चोरास्तान् सादितुं–विध्वंसितुं शीलं यस्य तत् ॥ ६३ ॥

## अन्वयः

यद् अत्र श्रृण्वतः जगतः समा अपि बुद्धिः अधिका अरं भवति, तद् अन्-उपतापि, समाधि-कारं, पावकं, रस-आदि-भोग-अति-लोल-करण-अ-नव-चोर-सादि जैन-वचः जयति ।

## શબ્દાર્થ

श्रृण्वतः ( मू० श्रृण्वत् )=શ્રવણ કરનાર, સાંભળનાર.
जगतः ( मू० जगत् )=દુનિયાની.
समा ( मू० सम )=સાધારણ.
अधिका=અધિક.
बुद्धिः ( मू० बुद्धि )=મતિ.
उपताप=સંતાપ.
अनुपतापि=નહિ સંતાપ કરાવનારૂં.
समाधि=ઇન્દ્રિયોનો નિરોધ, સમાધિ.
समाधिकारं=સમાધિ કરનારૂં.
पावकं ( मू० पावक )=પવિત્ર કરનારૂં.
जैनवचः=જિનનું વચન, જૈન આગમ.
रस=રસ.
भोग=વિષય.
लोल=તૃષ્ણાવાળું, લંપટ.
करण=ઇન્દ્રિય.
नव=નવીન.
चोर=ચૌર, લૂટારો.
साद्=નાશ.
रसादिभोगातिलोलकरणानवचोरसादि=રસ, વિગેરે વિષયોને વિષે અત્યંત લંપટ એવી ઇન્દ્રિયરૂપ જૂના ચોરોનો નાશ કરનારૂં.

## શ્લોકાર્થ

*જૈન વચનની પ્રધાનતા—*

" જે ( વચન )નું શ્રવણ કરનારા જગત્‌ની સાધારણ બુદ્ધિ પણ સત્વર અધિક ( ઉત્કૃષ્ટ ) બને છે ( અર્થાત્ જે વચનનું શ્રવણ કરવાથી દુનિયાના મતિમન્દ મનુષ્યો પણ એકદમ બુદ્ધિશાળી બની જાય છે ), તે, સંતાપ નહિ કરાવનારૂં, સમાધિ આપનારૂં, પવિત્ર કરનારૂં તથા રસાદિક [1]વિષયોને વિષે અતિશય લંપટ એવી ઇન્દ્રિયોરૂપી લાંબા સમયના ચોરોનો નાશ કરનારૂં જિન-વચન જય પામે છે."—૬૩

* * * *

कालीदेव्याः प्रार्थना—

धत्ते गदाक्षमिह दृक्पतिताञ्जनस्य
कान्तिं च या गतवती पतितां जनस्य ।
आमोदलोलमुखरोपरिपातुकाली
पद्मो यदासनमसौ परिपातु 'काली' ॥ ६४ ॥ १६ ॥

—वसन्त०

---

१ આ વિષયો સંબંધી માહિતી માટે જુઓ ચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિના ૮૫મા પદ્યનું સ્પષ્ટીકરણ.

## टीका

या धत्ते गदाक्षं दृग्-दृष्टिस्तस्यां पतितं च तदञ्जनं च तस्य कान्तिं च या धत्ते। गतवती-प्राप्तवती । कां ? पतितां-स्वामितां जनस्य । पद्मः-कमलं यदासनं वर्तते । आमोदलोलाश्च ते मुखरा-ध्वनन्तश्च उपरि पतनशीला-उपरिपातुका अलिनो-भ्रमरा यत्र पद्मे सः ॥ ६४ ॥

## अन्वयः

या गदा-अक्षं दृश्-पतित-अञ्जनस्य कान्तिं च धत्ते, इह जनस्य पतितां (च) गतवती, यद्-आसनं आमोद-लोल-मुखर-उपरि-पातुक-अली पद्मः, असौ 'काली' परिपातु ।

## શબ્દાર્થ

गदाक्षं=ગદા અને જપ-માલાને.
दृश्=નેત્ર, દૃષ્ટિ.
पतित ( धा० पत् )=પડેલા.
दृक्पतिताञ्जनस्य=પડેલ કાજલની.
कान्तिं ( मू० कान्ति )=પ્રભાને.
गतवती ( धा० गम् )=પ્રાપ્ત કર્યું.
पतितां=સ્વામિત્વને, સ્વામીપણાને.
जनस्य ( मू० जन )=લોકના.
आमोद=સુવાસ, સુગંધ.
मुखर=શબ્દાયમાન, ગુંજારવ કરનારા.
उपरि=ઉપર.
पत्=પડવું.
अलिन्=ભ્રમર, ભમરો.
आमोदलोलमुखरोपरिपातुकाली=સુવાસને વિષે લંપટ તેમજ ગુંજારવ કરનારા તથા વળી ઉપર પડવાના સ્વભાવવાળા ભ્રમરો છે જેને વિષે એવા.
पद्मः ( मू० पद्म )=કમલ.
यदासनं=જેનું આસન.
असौ ( मू० अदस् )=એ.
परिपातु ( धा० पा )=પરિપાલન કરો.

## શ્લોકાર્થ

**કાલી દેવીને પ્રાર્થના—**

" જે (દેવી) ગદા અને જપ-માલાને ( હસ્તમાં ) રાખે છે તથા નેત્રમાં પડેલા ( અર્થાત્ આંજેલા ) કાજલની કાન્તિને ધારણ કરે છે ( અર્થાત્ જે કાજલસમાન શ્યામ છે) તેમજ વળી જેણે આ જગત્માં મનુષ્યનું સ્વામિત્વ પ્રાપ્ત કર્યું, તથા વળી સુવાસને વિષે આસક્ત તેમજ ( એથી કરીને તો ) ગુંજારવ કરનારા તથા વળી ( એક એકના ) ઉપર પડવાના સ્વભાવવાળા એવા ભ્રમરો છે જેને વિષે એવું કમલ જેનું આસન છે, તે કાલી ( દેવી ) ( હે મોક્ષાભિલાષી જનો ! તમારૂં ) પરિપાલન કરો. "—૬૪

## સ્પષ્ટીકરણ

**કાલી દેવીની સ્તુતિ પરત્વે વિચાર—**

આ દેવીનું સ્વરૂપ તો આપણે ૩૨મા પદ્યના સ્પષ્ટીકરણમાં જોઇ ગયા છીએ, એટલે એ સંબંધી ફરી ઉલ્લેખ કરવાનો બાકી રહેતો નથી. પરંતુ એકની એક દેવીની ફરીથી કેમ સ્તુતિ કરી એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. ફક્ત આ કવિરાજે તેમ કર્યું છે એમ નથી, પરંતુ તેમના પછી થયેલા શ્રીશોભન મુનીશ્વરે તેમજ મુનિ શ્રીમેરુવિજય કવિરાજે તથા વળી ઉપાધ્યાય શ્રી-યશોવિજય કવીશ્વરે પણ તેમ કર્યું છે (આ વાતની તેમણે રચેલી સ્તુતિ-ચતુર્વિંશ-

તિકાનાં, **ચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિ**નાં અને **ઐન્દ્ર-સ્તુતિ**નાં ૨૦મા અને ૮૪મા પદ્યો સાક્ષી પૂરે છે). આથી કરીને શું એમ માનવું કે આ ગતાનુગતિક પ્રથા છે કે એમાં કંઇ સબળ કારણ રહેલું છે?

આ સંબંધમાં એમ નિવેદન કરવામાં આવે કે કેટલીક વાર વિદ્યા-દેવીઓનાં તેમજ શાસન-દેવીઓનાં નામો એક હોય છે (જેમકે **કાલી, મહાકાલી, ગાન્ધારી, વૈરોટયા** અને **અચ્છુપ્તા**), તેમ અત્ર બનવાજોગ છે, તો તે વાત પણ યુક્તિ-યુક્ત નથી. એનું કારણ એ છે કે આઠમા તેમજ સોળમા જિનેશ્વરની શાસન-દેવીનાં નામ તો **જ્વાલા-ભ્રૃકુટી** અને **નિર્વાણી** છે (એવીજ રીતે એકવીસમા જિનેશ્વરની શાસન-દેવીનું નામ **ગાન્ધારી** છે). આ સંબંધમાં એમ પણ કહી શકાય તેમ નથી કે જેમ આ કવિરાજે વિદ્યા-દેવીની સ્તુતિ ક્રમ વાર કરી નથી, તેમ શાસન-દેવીના સંબંધમાં પણ બન્યું હોય; કારણ કે જે જિનેશ્વરની જે શાસન-દેવી હોય, તે દેવીની સ્તુતિને તેજ જિનેશ્વરના સ્તુતિ-કદમ્બકમાં સ્થાન મળી શકે એ દેખીતી વાત છે.

વળી એકજ દેવીની ફરીથી સ્તુતિ કરવારૂપ અપવાદ આ કાવ્યમાં **ચતુર્વિંશતિ-જિનાનન્દ-સ્તુતિ**ની જેમ એકજ વાર દષ્ટિગોચર થતો હોત, તો તે પ્રમાદને લીધે એમ બન્યું હોય એમ કદાચ મનાત. પરંતુ હવે પછીના ૬૮મા પદ્યમાં **મહાકાલી**ની બીજી વાર સ્તુતિ કર્યાની અને શ્રુત-દેવતાની ૭૬મા અને ૮૦મા પદ્યમાં બીજી અને ત્રીજી વાર સ્તુતિ કર્યાની તેમજ **અંબા** દેવીની ૮૮મા અને ૯૬મા પદ્યમાં એમ બે વાર સ્તુતિ કર્યાની વાત પણ ભૂલી જવા જેવી નથી.

આ ઉપરથી જોઇ શકાય છે કે આ કંઇ પ્રમાદને લીધે બન્યું હોય એમ નથી, ત્યારે શું એમ માનવું કે **કાલી** અને **મહાકાલી** એ બે વિદ્યા-દેવીઓ કવિરાજની ઇષ્ટ દેવીઓ કે પરમ ઉપકારક હશે તેથી એમ બન્યું હોય? પરંતુ એમ વાત અંગીકાર કરવામાં આવે તો પણ **શ્રીશોભન** સૂરિજીએ, **શ્રીમેરૂવિજય** મુનિજીએ તેમજ **શ્રીયશોવિજય** ઉપાધ્યાયજીએ પણ **કાલી** દેવીની ફરીથી સ્તુતિ કરી છે તેનું કેમ એ પ્રશ્ન ઉભો રહે છે. સાથે સાથે આ ત્રણે વિદ્વદ્-રત્નોએ કારણ વિના આ પ્રમાણે સ્તુતિ કરી એમ પણ માનવું સહેલું નથી. અત્ર એમ નિવેદન કરવામાં આવે કે 'સૂરિ-મંત્ર'માં **કાલી** અને **મહાકાલી** એ બે દેવીઓના સંબંધમાં વધારે વાર ઉલ્લેખ આવતો હોવાથી એ દેવીઓની બીજી વાર સ્તુતિ કરવામાં આવી છે તો કેમ? આ પ્રશ્નનો ખુલાસો પાઠક-મહાશયને પૂછતો હું વિરમું છું.



---

૧ શ્રુત-દેવતાની સ્તુતિ એકથી વધારે વાર કરવામાં આવે તેમાં અડચણ નહિ હોય, કેમકે **શ્રીપાલરાજા**ના રાસમાં પણ પ્રથમ તેમજ દ્વિતીય ખણ્ડના પ્રારંભમાં એમ બન્યું છે.

## १७ श्रीकुन्थुजिनस्तुतयः

अथ श्रीकुन्थुनाथस्य स्तुतिः—

हन्तुं महामोहतमोऽक्षमाणा-
मोजो नृणां योऽकृत मोक्षमाणा ।
यं चातिकृच्छ्राज्जनताऽऽप देवः
स्थाप्यात् स 'कुन्थुः' शिवतापदे वः ॥ ६५ ॥

—इन्द्रवज्रा

### टीका

महामोह एव तमस्तत् हन्तुं अक्षमाणां—असमर्थानामोजो—बलं योऽकृत—कृतवान् । मोक्षमाणा—मोक्तुकामा जनता यं कुन्थुं आप—प्राप्तवती अतिकृच्छ्रात्—अतिदुःखात् । स स्थाप्यात् शिवतायाः पदे ॥ ६५ ॥

### अन्वयः

यः महत्-मोह-तमः हन्तुं अ-क्षमाणां नृणां ओजः अकृत, मोक्षमाणा जनता यं च अति-कृच्छ्रात् आप, स 'कुन्थुः' देवः शिवता-पदे वः स्थाप्यात् ।

### શબ્દાર્થ

हन्तुं ( धा० हन् )=હણવાને, નાશ કરવાને.
तमस्=અંધકાર.
महामोहतमः=મહામોહરૂપ અંધકારને.
अक्षमाणां ( मू० अक्षम )=અસમર્થ.
ओजस्=બલ, જોર.
अकृत ( धा० कृ )=કરતા હવા.
मोक्षमाणा=મોક્ષની અભિલાષા રાખનારી, મુમુક્ષુ.
कृच्छ्र=સંકટ, કષ્ટ.
अतिकृच्छ्रात्=મહા મહેનતે.
आप ( धा० आप् )=પ્રાપ્ત કર્યા.
देवः ( मू० देव )=ઈશ્વર.
स्थाप्यात् ( धा० स्था )=સ્થાપો.
कुन्थुः ( मू० कुन्थु )=કુન્થુ ( નાથ ).
शिवता=કલ્યાણ.
पद=સ્થાન.
शिवतापदे=કલ્યાણના સ્થાનમાં.

### શ્લોકાર્થ

શ્રીકુન્થુનાથની સ્તુતિ—

"જે મહામોહરૂપી અંધકારનો નાશ કરવામાં અસમર્થ એવા જનોને બલ આપતા હવા, તેમજ મુમુક્ષુ લોકને મહા મહેનતે જેનો મેળાપ થયો, તે [1]કુન્થુ( નાથ ) ( હે ભાવિક જનો ! ) તમને કલ્યાણના સ્થાનમાં સ્થાપો."—૬૫

---

[1] આ તીર્થંકરના સંબંધી સ્થૂલ માહિતી માટે જુઓ સ્તુતિ-ચતુર્વિંશતિકા ( પૃ૦ ૧૯૮ ).

## સ્પષ્ટીકરણ

પદ્ય-મીમાંસા—

આ પદ્ય 'ઇન્દ્રવજ્રા' વૃત્તમાં રચાયેલું છે અને એનું લક્ષણ નીચે મુજબ આપવામાં આવે છે:—

" यस्यां त्रिषट्सप्तममक्षरं स्याद्
ह्रस्वं सुजङ्घे! नवमं च तद्वत्।
गत्या विलज्जीकृतहंसकान्ते!
तामिन्द्रवज्रां ब्रुवते कवीन्द्राः ॥ "—શ્રુત૦ શ્લો૦ ૨૦

આનો અર્થ એ છે કે—હે સુન્દર જંઘાવાળી (પ્રમદા)! જે વૃત્તમાં ત્રીજા, છઠ્ઠા અને સાતમા અક્ષરો હ્રસ્વ હોય અને તેની માફક નવમો અક્ષર પણ હ્રસ્વ હોય, તેને હે ગતિ વડે લજ્જાસ્પદ કરી છે હંસની પ્રભાને જેણે એવી (પદ્મિની)! કવીશ્વરો "ઇન્દ્રવજ્રા" કહે છે. આ વૃત્તના દરેક ચરણમાં ૧૧ અક્ષરો હોય છે અને વળી તેના પાંચમા તેમજ ત્યાર પછીના છઠ્ઠા અક્ષર ઉપર વિશ્રામ લઈ શકાય છે. એમાં त, त અને ज એમ ત્રણ ગણો હોય છે અને છેવટના બે અક્ષરો દીર્ઘ હોય છે. આ વાત ધ્યાનમાં આવે તેટલા માટે આ પદ્યનું પ્રથમ ચરણ વિચારીએ.

— — ⏑ — — ⏑ ⏑ — ⏑ — —
हन् तुम् म । हा मो ह । त मोऽक् प । मा णा
त त ज ग ग

પદ્ય-ચમત્કાર—

આ પદ્યમાં કંઇ નવીન પ્રકારના યમકના દર્શન થતા નથી. પરંતુ તૃતીય પદ્યમાં જે યમકનો આરંભ કરવામાં આવ્યો હતો, તેના અત્ર અન્તિમ દર્શન થાય છે.

* * * *

जिनदर्शनस्य प्रभावः—

संसाररूपः सुबृहन्नुदन्वा-
नलङ्घि पीडानिवहं नुदन् वा ।
यद्दर्शनात् प्रापि जनेन नाकः
स्तूयाज्जिनांस्तान् भुवने न ना कः? ॥ ६६ ॥

—उपजातिः

### टीका

संसारो रूपं यस्य स संसाररूपः सुबृहन्–सुमहान् उदन्वान्–समुद्रोऽलङ्घि । यद्दर्शनात् पीडौघं नुदन्–प्रेरयन् । वा चशब्दार्थे । नुदन् स्वर्गविशेषणम् । एवंविधः [सन्] नाकः–स्वर्गः प्रापि–प्राप्तवान् (प्तः) जनेन । तान् जिनान् को ना–पुरुषो न स्तूयात्? किन्तु स्तूयादेव ॥ ६६ ॥

### અન્વયઃ

यद्-दर्शनात् जनेन संसार-रूपः सु-बृहन् उदन्वान् अलङ्घि, पीडा-निवहं नुदन् नाकः वा प्रापि, तान् जिनान् भुवने कः ना न स्तूयात् ?।

### શબ્દાર્થ

संसार=(૧) ચોર્યાસી લાખ જીવ-યોનિમાં પરિભ્રમણ કરવું તે; (૨) ચોર્યાસી લાખ જીવ-યોનિ; (૩) કર્મબદ્ધ અવસ્થા.
रूप=રૂપ.
संसाररूपः=સંસારરૂપી.
सुबृहन् ( મૂ० सुबृहत् )=અતિશય મોટો.
उदन्वान् ( મૂ० उदन्वत् )=દરિયો, સાગર.
अलङ्घि ( ધા० लङ्घ् )=ઉલ્લંઘન કરાયો.
पीडा=દુઃખ.
निवह=સમૂહ.
पीडानिवहं=સંતાપના સમૂહને.
नुदन् ( મૂ० नुदत् )=પ્રેરણા કરતો, નાશ કરતો.
वा=અને.
दर्शन=દર્શન, જોવું તે.
यद्दर्शनात्=જેના દર્શનથી.
प्रापि ( ધા० आप् )=પ્રાપ્ત કરાયું.
जनेन ( મૂ० जन )=મનુષ્યથી.
नाकः ( મૂ० नाक )=સ્વર્ગ.
स्तूयात् ( ધા० स्तु )=સ્તવે, સ્તુતિ કરે.
जिनान् ( મૂ० जिन )=તીર્થંકરોને.
तान् ( મૂ० तद् )=તેમને.
भुवने ( મૂ० भुवन )=જગતને વિષે.
कः ( મૂ० किम् )=કયો.

### શ્લોકાર્થ

જિનેશ્વરોના દર્શનનો પ્રભાવ—

" જેના દર્શન ( માત્ર )થી મનુષ્ય સંસારરૂપી [1]મહાસાગર ઓળંગી જતા હવા તેમજ સંતાપના સમૂહને દૂર કરનારા એવા સ્વર્ગને ( પણ ) પ્રાપ્ત કરતા હવા, તે તીર્થંકરોની જગત્માં કયો માનવ સ્તુતિ નહિ કરે ? ( અર્થાત્ સર્વ જન કરેજ. ) "—૬૬

### સ્પષ્ટીકરણ

પદ્ય-મીમાંસા—

'પાદાંતસમચતુરક્ષરપુનરાવૃત્તિ' નામના યમકથી વિભૂષિત એવા આ પદ્યનાં દ્વિતીય સિવાયનાં સમસ્ત ચરણો 'ઇન્દ્રવજ્રા'માં રચાયેલાં છે, જ્યારે દ્વિતીય ચરણ 'ઉપેન્દ્રવજ્રા'માં રચવામાં આવ્યું છે. આવા સંમિશ્રિત વૃત્તને 'ઉપજાતિ' તરીકે ઓળખાવવામાં આવે છે. 'ઇન્દ્રવજ્રા'નું લક્ષણ તો આપણે ગત શ્લોકમાં જોઈ ગયા છીએ. વાસ્તે અત્ર **ઉપેન્દ્રવજ્રા** અને **ઉપજાતિ** પરત્વે વિચાર કરવામાં આવે છે.

" यदीन्द्रवज्राचरणेषु पूर्वे
भवन्ति वर्णा लघवः सुवर्णे ! ।
अमन्दमाद्यन्मदने ! तदानी-
मुपेन्द्रवज्रा कथिता कवीन्द्रैः ॥"—શ્રુત૦ શ્લો૦ ૨૧

---

૧ સંસારને મહાસાગર કહેવો તે યોગ્ય છે, એ વાત ઉપર સ્તુતિ-ચતુર્વિંશતિકા ( પૃ૦ ૧૪૭ ) પ્રકાશ પાડે છે.

અર્થાત્–હે સુન્દર વર્ણવાળી (વનિતા)! જો ઇન્દ્રવજ્રાનાં ચારે ચરણોનો પ્રથમ વર્ણ હ્રસ્વ હોય, તો તે વૃત્તને, વિપુલ તેમજ હર્ષકારી છે કંદર્પ જેનો એવી હે (યુવતિ)! કવીશ્વરો 'ઉપેન્દ્રવજ્રા' કહે છે.

ઉપજાતિના સંબંધમાં એમ કહેવામાં આવે છે કે—

"यत्र द्वयोरप्यनयोस्तु पादा
भवन्ति सीमन्तिनि! चन्द्रकान्ते!।
विद्वद्भिराद्यैः परिकीर्तिता सा
प्रयुज्यतामित्युपजातिरेषा॥"—શ્રુત૦ શ્લો૦ ૨૨

અર્થાત્–"હે સીમન્તિની (ઉત્તમ સેંથાવાળી સુન્દરી)! જે વૃત્તમાં ઇન્દ્રવજ્રાનાં તેમજ ઉપેન્દ્રવજ્રાનાં ચરણો હોય, તેને હે ચન્દ્રના જેવી પ્રભાવાળી (પ્રમદા)! પ્રાચીન વિદ્વાનોએ 'ઉપજાતિ' તરીકે ઓળખાવેલ છે, એમ તું જાણ."

આ ઉપરથી જોઇ શકાય છે કે 'ઇન્દ્રવજ્રા' અને 'ઉપેન્દ્રવજ્રા' મળીને 'ઉપજાતિ' છંદ થાય છે. 'ઇન્દ્રવજ્રા'માં કયા કયા ગણો છે, તે વાત આપણે ગત શ્લોકમાં વિચારી ગયા છીએ, એટલે અત્ર 'ઉપેન્દ્રવજ્રા' સંબંધી વિચાર કરવો બાકી રહે છે. 'ઉપેન્દ્રવજ્રા'ના સંબંધમાં કહ્યું છે કે—

"उपेन्द्रवज्रा जतजास्ततो गौ"

અર્થાત્–'ઉપેન્દ્રવજ્રા' છંદમાં ज, त અને ज એમ ત્રણ ગણો છે અને છેવટના બે અક્ષરો દીર્ઘ છે. આ વાત સ્પષ્ટ રીતે ધ્યાનમાં આવે એટલા માટે આ પદ્યનું દ્વિતીય ચરણ વિચારીએ.

⏑ – ⏑ – – ⏑ ⏑ – ⏑ – –
अ लङ्घ वि । पी डा नि । व हं तु । दन् वा ।
ज त ज ग ग

* * * *

जिनवाणीमाहात्म्यम्—

वज्राशनीं दुष्कृतपर्वतानां
निर्वाणदानात् कृतपर्वतानाम्।
जिनेन्द्रवाणीमवदातनिष्ठां
समाश्रयध्वं स्ववदातनिष्ठाम्॥ ९७॥

—ઉપ૦

टीका

दुष्कृतान्येव पर्वतास्तेषां विदारणे वज्राशनीम्। निर्वाणदानात्–मोक्षदानात् कृतं पर्वणां–गुरूत्सवानां तानो–विस्तारो यया सा ताम्। नास्यां वदन्ति परवादिन इत्यवदा,

अवदा चासौ अतनिष्ठा-वृहत्प्रमाणा च । सुष्ठु अवदातः-शोभनो निष्ठः-पर्यन्तो यस्याः सा ॥ ६७ ॥

### अन्वयः

दुष्कृत-पर्वतानां वज्र-अशनीं, निर्वाण-दानात् कृत-पर्व-तानां अ-वद-अ-तनिष्ठां सु-अवदात-निष्ठां जिन-इन्द्र-वाणीं समाश्रयध्वम् ॥

### શબ્દાર્થ

वज्राशनीं ( मू० वज्राशनी )=ઇન્દ્રના વજ્ર (તુલ્ય).
दुष्कृत=પાપ.
पर्वत=પર્વત, પહાડ.
दुष्कृतपर्वतानां=પાપરૂપ પર્વતોના.
निर्वाण=મોક્ષ, મુક્તિ.
दान=આપવું તે.
निर्वाणदानात्=મોક્ષના દાનથી.
पर्वन्=મહોત્સવ.
तान=વિસ્તાર.
कृतपर्वतानां=કર્યો છે મહોત્સવોનો વિસ્તાર જેણે એવી.
वाणी=દેશના.
जिनेन्द्रवाणीं=જિનવરની વાણીને.
अवद=નહિ બોલનારા છે (વાદીઓ) જેને વિષે એવી.
अतनिष्ठ=અનલ્પ, અતિશય વિસ્તારયુક્ત.
अवदातनिष्ठां=( વાદીઓને ) મૌન ધારણ કરાવનારી તેમજ અતિશય વિસ્તારવાળી.
समाश्रयध्वम् ( धा० श्रि )=તમે આશ્રય કરો.
अवदात=નિર્મલ.
निष्ठा=અન્ત, છેવટ.
स्ववदातनिष्ठां=સુનિર્મલ છે અન્ત જેનો એવી.

### શ્લોકાર્થ

**જિન-વાણીનું માહાત્મ્ય—**

" પાપરૂપ પર્વતોનું ( વિદારણ કરવામાં ) ઇન્દ્રના વજ્રતુલ્ય એવી, તથા વળી મુક્તિનું દાન દઇને કર્યો છે મહોત્સવોનો વિસ્તાર જેણે એવી, (વાદીઓને) મૌન ધારણ કરાવનારી તેમજ અતિશય પ્રમાણવાળી તેમજ વળી સુનિર્મલ છે અન્ત જેનો એવી જિનવરની વાણીનો ( હે સન્તો ! ) તમે આશ્રય લો. "—૬૭

### સ્પષ્ટીકરણ

**પદ્ય-મીમાંસા—**

આ પદ્યનાં પ્રથમનાં બે ચરણો 'ઇન્દ્રવજ્રા' વૃત્તમાં રચાયેલાં છે, જ્યારે અંતિમ બે ચરણો તો 'ઉપેન્દ્રવજ્રા' વૃત્તમાં રચવામાં આવ્યાં છે. આથી કરીને આ પદ્ય પણ 'ઉપજાતિ' વૃત્તમાં રચાયેલું છે, એમ કહી શકાય.

**પદ્ય-ચમત્કાર—**

આ પદ્યમાં પ્રથમ દૃષ્ટિ-ગોચર થતો યમક નજરે પડે છે. વિશેષમાં હવે પછી આ પ્રકારના યમકનાં આ કાવ્યમાં દર્શન થતા નથી, એ વાતનો અત્ર ઉલ્લેખ કરવો અનાવશ્યક નહિ ગણાય.

* * * *

महाकालीदेव्याः स्तुतिः—

घण्टेन्द्रशस्त्रं सफलाक्षमालं
नृस्था वहन्ती विमला क्षमाऽलम् ।
वरेषु वः पातु तमालकान्ता
देवी 'महाकाल्य'समालकान्ता ॥ ६८ ॥ १७ ॥

—उप०

## टीका

घण्टा च इन्द्रशस्त्रं–वज्रं च ततः समाहारः । फलं च अक्षमाला च ताभ्यां सह–सहितं यत् घण्टेन्द्रशस्त्रं (तत्) वहन्ती–धारयन्ती । मनुष्ये स्थिता । विगतमला । क्षमा–समर्था । वरेषु कर्तव्येषु । तमालस्येव कान्ता–मनोज्ञा । अलकाः–केशाः ॥ ६८ ॥

## अन्वयः

सह–फल–अक्ष–मालं घण्ट–इन्द्र–शस्त्रं वहन्ती, नृ–स्था, वि–मला, वरेषु अलं क्षमा, तमाल–कान्ता, अ–सम–अलक–अन्ता 'महाकाली' देवी वः पातु ।

## શબ્દાર્થ

शस्त्र=આયુધ, હથિયાર.
इन्द्रशस्त्र=ઇન્દ્રનું આયુધ, વજ્ર.
घण्टेन्द्रशस्त्रं=ઘણ્ટ અને વજ્રને.
सफलाक्षमालं=ફલ અને જપ-માલાથી યુક્ત.
वहन्ती ( धा० वह् )=વહન કરનારી, ધારણ કરનારી.
विमला ( मू० विमल )=જતો રહ્યો છે મળ જેમાંથી એવી, નિર્મલ.
क्षमा ( मू० क्षम )=સમર્થ.
वरेषु ( मू० वर )=ઉત્તમ (કાર્યોને વિષે).
कान्त=મનોજ્ઞ, મનોહર.
तमालकान्ता=તમાલ (વૃક્ષ)ના જેવી મનોહર.
देवी=દેવતા.
असम=(૧) સરખા નહિ તે, વક્ર; (૨) અસાધારણ.
अलक=કેશ, વાળ.
अन्त=છેડો.
असमालकान्ता=વક્ર અથવા અસાધારણ છે કેશના અન્ત જેના એવી.

## શ્લોકાર્થ

મહાકાલી દેવીની સ્તુતિ—

"ફલ તેમજ જપ-માલાથી યુક્ત એવાં ઘણ્ટ અને વજ્રને ધારણ કરનારી, મનુષ્યના ઉપર આરૂઢ થનારી, નિર્મલ, તથા વળી ઉત્તમ (કાર્યોને વિષે) સર્વથા સમર્થ, તમાલ (વૃક્ષ)ના જેવી મનોહર અને વક્ર [અથવા અનુપમ] છે કેશના અન્ત જેના એવી મહાકાલી દેવી (હે ભવ્યો!) તમારૂં રક્ષણ કરો."—૬૮

## સ્પષ્ટીકરણ

**પદ્ય-મીમાંસા—**

આપણે જોઇ ગયા તેમ ૬૫મું પદ્ય 'ઇન્દ્રવજ્રા' વૃત્તમાં અને ત્યાર પછીનાં બે પદ્યો 'ઉપજાતિ' વૃત્તમાં રચવામાં આવ્યાં છે, પરંતુ તેમાં કંઇક ફરક છે. એવીજ રીતે આ પદ્યના સંબંધમાં પણ સમજવું. અર્થાત્ આ પદ્યનાં પ્રથમ, દ્વિતીય અને ચતુર્થ ચરણો 'ઇન્દ્રવજ્રા'માં અને તૃતીય ચરણ 'ઉપેન્દ્રવજ્રા'માં રચાયેલ છે. આથી કરીને આ પદ્ય પણ 'ઉપજાતિ' વૃત્તમાં રચાયેલું છે એમ કહેવું ખોટું નહિ ગણાય.

અત્ર એ ધ્યાનમાં રાખવું કે એકંદર રીતે 'ઉપજાતિ'ના ચૌદ પ્રકારો છે. આ પ્રકારો ઇન્દ્રવજ્રા કે ઉપેન્દ્રવજ્રાના એકજ વૃત્તમાં કેટલાં ચરણો છે અને તે પ્રથમ, દ્વિતીય, તૃતીય કે ચતુર્થ ચરણરૂપ છે તેને લક્ષ્યમાં રાખી પાડવામાં આવ્યા છે. આ [1]ચૌદ પ્રકારોમાંના ત્રણ પ્રકારો તો આ તેમજ તેની પૂર્વેનાં બે પદ્યો ઉપરથી જોઇ શકાય છે.

**પદ્ય-ચમત્કાર—**

આ પદ્યના પદ્ય-ચમત્કારના સંબંધમાં એટલુંજ નિવેદન કરવું બસ છે કે છઠ્ઠા પદ્યમાં જે 'પાદાંતસમચતુરક્ષરપુનરાવૃત્તિ' નામનો યમક પ્રથમતઃ દૃષ્ટિ-ગોચર થયો હતો, તેના અત્ર અન્તિમ દર્શન થાય છે.



---

૧ ત્રણ ચરણો ઇન્દ્રવજ્રાનાં હોય અને એક ચરણ ઉપેન્દ્રવજ્રાનું હોય એવા ઉપજાતિ છંદના તેમજ ત્રણ ચરણો ઉપેન્દ્રવજ્રાનાં હોય અને બાકીનું એક ચરણ ઇન્દ્રવજ્રાનું હોય એવા પણ ઉપજાતિ છંદના ચાર પ્રકારો પડે છે. બે ચરણો ઇન્દ્રવજ્રાનાં અને બે ચરણો ઉપેન્દ્રવજ્રાનાં હોય એવા ઉપજાતિ છંદના છ પ્રકારો પડે છે. આ ઉપરથી જોઇ શકાય છે કે ઉપજાતિના બધા મળીને ૪+૪+૬=૧૪ પ્રકારો પડે છે.



## १८ श्रीअरजिनस्तुतयः

अथ श्रीअरनाथस्य स्तुतिः—

स्तुत तं येन निर्वृत्या–मरञ्जि नवरञ्जनाः ।
विहाय लक्ष्मीर्जगता–'मरं' जिनवरं जनाः ! ॥ ६९ ॥

–अनुष्टुप्

### टीका

स्तुत तम् । येन निर्वृत्यां–मोक्षेऽरञ्जि–रक्तम् । नवं–विविधप्रकारं रञ्जनं–चित्ताकर्षणं यासां ताः । विहाय–हित्वा । काः ? लक्ष्मीः जगताम् ॥ ६९ ॥

### अन्वयः

जगतां नव–रञ्जनाः लक्ष्मीः विहाय येन निर्वृत्यां अरञ्जि, तं 'अरं' जिनवरं (हे) जनाः ! स्तुत ।

### શબ્દાર્થ

स्तुत ( धा० स्तु )=તમે સ્તુતિ કરો, સ્તવો.
येन ( मू० यद् )=જે.
निर्वृत्यां ( मू० निर्वृति )=મુક્તિમાં, સિદ્ધિમાં.
अरञ्जि ( धा० रञ्ज् )=રક્ત બન્યા, રાગી થયા.
नव=નૂતન, નવનવા.
रञ्जन=પ્રીતિ ઉત્પન્ન કરનાર, ચિત્તાકર્ષણ.
नवरञ्जनाः=નવનવાં છે ચિત્તાકર્ષણો જેમાં એવી.
विहाय ( धा० हा )=ત્યજી દઇને.
लक्ष्मीः ( मू० लक्ष्मी )=ધનને, દોલતને.
जगतां ( मू० जगत् )=દુનિયાઓની.
अरं ( मू० अर )=અર( નાથ )ને.
जिनवरं ( मू० जिनवर )=જિનેશ્વરને.

### શ્લોકાર્થ

શ્રીઅરનાથની સ્તુતિ—

" નવનવાં ચિત્ત–આકર્ષણો છે જેમાં એવી દુનિયાઓની સંપત્તિઓનો ત્યાગ કરીને (અર્થાત્ [1]ચક્રવર્તીની લક્ષ્મીને પણ જલાંજલિ આપીને) જે મુક્તિ( રૂપી રમણી )ના રાગી બન્યા, તે [2]અર (નામના) જિનેશ્વરને હે મનુષ્યો ! તમે સ્તવો. "—૬૯

૧ ચક્રવર્તીની સ્થૂલ રૂપરેખા સ્તુતિ–ચતુર્વિંશતિકા ( પૃ૦ ૧૯૯–૨૦૦, ૨૦૯–૨૧૭ )માં આલેખવામાં આવી છે. એ સંબંધી વિશિષ્ટ માહિતી માટે તો જુઓ જમ્બૂદ્વીપ–પ્રજ્ઞપ્તિ, તૃતીય વક્ષસ્કાર.

૨ આ અઢારમા તીર્થંકર શ્રીઅરનાથ કે જેઓ સોળમા અને સત્તરમા તીર્થંકરોની જેમ ચક્રવર્તીની લક્ષ્મી પણ પ્રાપ્ત કરવાને ભાગ્યશાળી બન્યા હતા, તેમના જીવનની કંઇક રૂપરેખા સ્તુતિ–ચતુર્વિંશતિકા ( પૃ૦ ૨૦૮ ) ઉપરથી જોઇ શકાશે.

## સ્પષ્ટીકરણ

**પદ્ય-ચમત્કાર—**

૨૫મા પદ્યમાં જેમ દ્વિતીય અને ચતુર્થ ચરણોની સમાનતા દૃષ્ટિ-ગોચર થઇ હતી, તેમ આ પદ્યમાં તેમજ ત્યાર પછી પણ છેક ૯૨મા પદ્ય પર્યંત ચરણોની સમાનતારૂપી પદ્ય-ચમત્કાર નજરે પડે છે. આ સંપૂર્ણ કાવ્યમાં આ પ્રકારનો પદ્ય-ચમત્કાર પ્રધાન પદ ભોગવે છે; કેમકે આવા ચમત્કારથી અલંકૃત પદ્યોની સંખ્યા ૨૮ની છે, જ્યારે અન્ય પ્રકારના ચમત્કારથી વિભૂષિત પદ્યોની સંખ્યા વધારેમાં વધારે ૧૨ની જોવામાં આવે છે.

✻ ✻ ✻ ✻

**जिनकदम्बकस्य स्तुतिः—**

**त्रिलोकीं फलयन् पातु, सद्मनःपादपां स वः।**
**जिनौघो यस्य वन्द्याः श्री-सद्मनः पादपांसवः ॥ ७० ॥**

—अनुष्टुप्

## टीका

स जिनौघो वः पातु। त्रिलोकीं यः फलयन्-फलवतीं कुर्वन् सन्ति-शोभनानि मनांसि येषां त एव पादपा-वृक्षा यस्यां सा, त्रिलोकीविशेषणम्। तथा यस्य पादानां पांसवो-रेणवः। वन्द्या-वन्दनीयाः। श्रीसद्मनः-श्रीगृहस्य, यस्य(स्येत्यस्य) विशेषणम् ॥७०॥

## अन्वयः

यस्य श्री-सद्मनः पाद-पांसवः वन्द्याः, स जिन-ओघः सत्-मनस्-पादपां त्रि-लोकीं फलयन् वः पातु।

## શબ્દાર્થ

त्रिलोकीं ( मू० त्रिलोकी )=ત્રૈલોક્યને.
फलयन्=ફળવાન્ કરતો થકો.
पादप=વૃક્ષ, ઝાડ.
सद्मनःपादपां=સારા મન(વાળા મનુષ્યો)રૂપી વૃક્ષો છે જેને વિષે એવા.
जिनौघः ( मू० जिनौघ )=જિનોનો સમુદાય.
यस्य ( मू० यद् )=જેના.
वन्द्याः ( मू० वन्द्य )=પૂજનીય, વન્દનીય.
सद्मन्=ગૃહ.
श्रीसद्मनः=લક્ષ્મી છે ગૃહ જેનું એવાના.
पाद=ચરણ.
पांसु=રજ.
पादपांसवः=ચરણની રજો.

## શ્લોકાર્થ

**જિન-સમુદાયની સ્તુતિ—**

" લક્ષ્મી છે ગૃહ જેનું એવા જે ( જિન-સમૂહ )નાં ચરણની રજો ( રાજરાજેશ્વરોને પણ ) વન્દનીય છે, તે, શુભ ચિત્ત(વાળા મનુષ્યો )રૂપ વૃક્ષો છે જેને વિષે એવા ત્રૈલોક્યને ફળવાન્ કરતો થકો જિનોનો સમુદાય ( હે ભવિકો ! ) તમારૂં પરિપાલન કરો. "—૭૦

✻ ✻ ✻ ✻




निर्वाणकलिकायाम्—

"वैरोट्यां श्यामवर्णां अजगरवाहनां चतुर्भुजां खड्गोरगालङ्कृतदक्षिण-करां खेटकाहियुतवामकरां चेति ।"

 नि सा. प्रेस.

जिनवाक्स्तुतिः—

जैन्यव्याद् वाक् सतां दत्त-माननन्दा न वादिभिः ।
जय्या स्तुता च नीतीना-माननं दानवादिभिः ॥ ७१ ॥

—अनुष्टुप्

टीका

जैनी वाक् अव्यात्–रक्षतात् । सतां दत्तौ माननन्दौ–पूजासमृद्धी यया सा । न वादिभिः जय्या–जेतुं शक्या । दानवप्रमुखैर्देवैः स्तुता च । नीतीनां आननं–मुखं या ॥७१॥

अन्वयः

सतां दत्त-मान-नन्दा, वादिभिः न जय्या, दानव-आदिभिः स्तुता, नीतीनां च आननं जैनी वाग् अव्यात् ।

શબ્દાર્થ

जैनी=જિન-વિષયક.
अव्यात् ( धा० अव् )=રક્ષણ કરો.
सतां ( मू० सत् )=સજ્જનોને.
दत्त ( धा० दा )=અર્પણ કરેલ.
मान=પૂજા.
नन्द=(१) હર્ષ; (२) સમૃદ્ધિ.
दत्तमाननन्दा=અર્પણ કર્યાં છે પૂજા અને આનન્દ જેણે એવી.
वादिभिः ( मू० वादिन् )=વાદીઓ વડે.
जय्या ( मू० जय्य )=જીતી શકાય તેવી.
स्तुता ( धा० स्तु )=સ્તુતિ કરાયેલી.
नीतीनां ( मू० नीति )=નીતિઓના.
आननं ( मू० आनन )=મુખ.
दानवादिभिः=દાનવ વિગેરે દ્વારા.

શ્લોકાર્થ

જિન-વાણીની સ્તુતિ—

"સજ્જનોને અર્પણ કર્યાં છે પૂજા અને આનન્દ જેણે એવી, વાદીઓ વડે નહિ જીતી શકાય તેવી, દાનવ ( માનવ, સુર ) ઇત્યાદિક વડે સ્તુતિ કરાયેલી તેમજ નીતિઓના મુખરૂપ એવી જિનેશ્વર-વિષયક વાણી ( હે ભવ્યો ! તમારૂં ) રક્ષણ કરો."—૭૧

* * * *

वैरोट्यादेव्याः स्तुतिः—

श्यामा नागास्त्रपत्रा वो, 'वैरोट्या'ऽरं भयेऽवतु ।
शान्तोऽरातिर्यथाऽप्युग्र-वैरोऽव्यारम्भयेव तु ॥ ७२ ॥ १८ ॥

—अनुष्टुप्

टीका

श्यामवर्णा या । नागाः-सर्पा एव अस्त्रं पत्रं-वाहनं च यस्याः सा । वैरोट्या देवी ।

भये उत्पन्ने अवतु वः । शान्तः-प्रशान्तोऽरातिः-वैरी यया सा । अत्युग्रं वैरं यस्य सः । अत्या-गमनं तस्या आरम्भस्तस्मिन् । एवः अवधारणे । अत्र सन्धिरस्ति ॥ ७२ ॥

अन्वयः

यया अति-उग्र-वैरः अरातिः अत्या-आरम्भे एव तु शान्तः, (सा) श्यामा, नाग-अस्त्र-पत्त्रा 'वैरोट्या' अन्ने मः अरं अवतु ।

શબ્દાર્થ

श्यामा ( मू० श्याम )=કૃષ્ણવર્ણી.
नाग=સર્પ, સાપ.
अस्त्र=અસ્ત્ર.
नागास्त्रपत्त्रा=સર્પ છે અસ્ત્ર તેમજ વાહન જેનાં એવી.
वैरोट्या=વૈરોટ્યા ( દેવી ).
भये ( मू० भय )=ભયને વિષે.
शान्तः ( मू० शान्त )=શાંત કરેલ.
अरातिः ( मू० अराति )=શત્રુ.
उग्र=તીવ્ર.
वैर=દુશ્મનાવટ, અદાવત.
अत्युग्रवैरः=અત્યંત તીવ્ર વેર છે જેને વિષે એવો.
अत्या=ગમન.
आरम्भ=શરૂઆત.
अत्यारम्भे=ગમનની શરૂઆતમાં.
तु=વિશેષતાવાચક અવ્યય.

શ્લોકાર્થ

વૈરોટ્યા દેવીની સ્તુતિ—

" અત્યંત તીવ્ર વેરને ધારણ કરનારો એવો દુશ્મન (પણ) જેના વડે ગમનની શરૂઆતમાંજ (અર્થાત્ જેને આવતી જોઇનેજ) શાંત થઇ ગયો, તે શ્યામવર્ણી તેમજ વળી સર્પ છે આયુધ તેમજ વાહન જેનાં એવી વૈરોટ્યા (દેવી) (હે ભવ્યો!) તમારૂં ભયમાંથી સત્વર રક્ષણ કરો."—૭૨

સ્પષ્ટીકરણ

વૈરોટ્યા દેવીનું સ્વરૂપ—

'અન્યોન્યના વૈરની શાન્તિ માટે આગમન છે જેનું તે વૈરોટ્યા' એ વૈરોટ્યા શબ્દનો વ્યુત્પત્તિ-અર્થ છે. આ પણ એક વિદ્યા-દેવી છે. એના સંબંધમાં નિર્વાણ-કલિકામાં નીચે મુજબ ઉલ્લેખ છે:—

" तथा वैरोट्यां श्यामवर्णामजगरवाहनां चतुर्भुजां खड्गोरगालङ्कृतदक्षिणकरां खेटकाहियुतवामकरां चेति " અર્થાત્-વૈરોટ્યા દેવીનો વર્ણ શ્યામ છે અને અજગર એ એનું વાહન છે. વળી તેને ચાર હાથ છે. તેના જમણા બે હાથો ખડ્ગ અને સર્પથી વિભૂષિત છે, જ્યારે તેના ડાબા બે હાથ ઢાલ અને સર્પથી અલંકૃત છે.

આચાર-દિનકરમાં તો આ દેવીનું સ્વરૂપ નીચે મુજબ આપ્યું છે:—

" खड्गस्फुरत्स्फुरितवीर्यवदूर्ध्वहस्ता
सद्दन्दशूकवरदापरहस्तयुग्मा ।
सिंहासनाऽब्जमुदतारतुषारगौरा
वैरोट्ययाऽप्यभिधयाऽस्तु शिवाय देवी ॥-વસન્તતિલકા
—પદ્યાંક ૧૬૩

## १९ श्रीमल्लिजिनस्तुतयः

अथ श्रीमल्लिनाथस्य स्तुतिः—

करोतु नो 'मल्लि'जिनः, प्रियं गुरु चिरं हतिम् ।
द्विषां च तन्यात् सिद्धेश्च, प्रियङ्गुरुचिरंहतिम् ॥ ७३ ॥

—अनुष्टुप्

### टीका

करोतु नः—अस्माकम् । प्रियम्—इष्टम् । गुरु—बृहत् । चिरं—प्रभूतकालम् । द्विषां हतिं—विनाशं च करोतु । सिद्धेश्च अंहतिं—दानं तन्यात् । प्रियङ्गोरिव रुचिः—कान्तिर्यस्य सः ॥ ७३ ॥

### अन्वयः

प्रियङ्गु-रुचिः 'मल्लि'-जिनः नः गुरु चिरं प्रियं करोतु, द्विषां हतिं च सिद्धेः अंहतिं च तन्यात् ।

### શબ્દાર્થ

करोतु ( धा० कृ )=કરો.
जिन=તીર્થંકર.
मल्लिजिनः=મલ્લિ જિન.
प्रियं ( मू० प्रिय )=ઇષ્ટ.
चिरं ( मू० चिर )=ઘણા લાંબા સમય પર્યંતનું.
हतिं ( मू० हति )=વિનાશને.
द्विषां ( मू० द्विष् )=શત્રુઓના.
तन्यात् ( धा० तन् )=કરો.
सिद्धेः ( मू० सिद्धि )=મુક્તિનું.
प्रियङ्गु=વૃક્ષ-વિશેષ.
प्रियङ्गुरुचिः=પ્રિયંગુના જેવી છે કાન્તિ જેની.
अंहतिं ( मू० अंहति )=દાનને.

### શ્લોકાર્થ

શ્રીમલ્લિનાથની સ્તુતિ—

"પ્રિયંગુના જેવી છે કાન્તિ જેની એવા [1]મલ્લિ જિન અમારૂં લાંબા કાલ પર્યંત અતિશય અભીષ્ટ કરો, અમારા દુશ્મનોનો વિનાશ કરો અને અમને મુક્તિનું દાન દો."—૭૩

* * * *

---

૧ આ ઓગણીસમા તીર્થંકરનું સ્થૂલ સ્વરૂપ સ્તુતિ-ચતુર્વિંશતિકા ( પૃ૦ ૨૨૭ )માં આપવામાં આવ્યું છે.

जिनजन्ममहिमा—

जैनं जन्म श्रियं स्वर्ग–समग्रामं दधातु नः ।
क्षणदं मेरुशिरसः, समग्रामन्दधातुनः ॥ ७४ ॥

—अनुष्टुप्

## टीका

जैनं जन्म श्रियं दधातु नः । स्वर्गस्य समा ग्रामा यस्मिन् जन्मनि तत् । क्षणदम्–उत्सवदम् । मेरुशिरसः । समग्राः–संपूर्णा अमन्दाः–स्पष्टा धातवो–हिंगुलादयो यस्मिन्, मेरु( शिरसः )विशेषणम् ॥ ७४ ॥

## अन्वयः

समग्र–अ–मन्द्–धातुनः मेरु–शिरसः क्षण–दं, स्वर्ग–सम–ग्रामं जैनं जन्म नः श्रियं दधातु ।

## શબ્દાર્થ

जन्म ( मू० जन्मन् )=જન્મ, ઉત્પત્તિ.
श्रियं ( मू० श्री )=લક્ષ્મીને.
स्वर्ग=સ્વર્ગ.
ग्राम=ગામ.
स्वर्गसमग्रामं=સ્વર્ગસમાન થાય છે ગામો જેને વિષે એવા.
दधातु ( धा० धा )=ધારણ કરો.
क्षण=મહોત્સવ.
क्षणदं ( मू० क्षणद )=મહોત્સવ–દાયક.
शिरस्=શિખર.
मेरु=મેરૂ ( પર્વત ).
मेरुशिरसः=મેરૂના શિખરના.
समग्र=સંપૂર્ણ.
अमन्द=સ્પષ્ટ.
धातु=ધાતુ.
समग्रामन्दधातुनः=સંપૂર્ણ તેમજ સ્પષ્ટ છે ધાતુઓ જેને વિષે એવા.

## શ્લોકાર્થ

જિનેશ્વરોના જન્મ–મહિમા—

"સંપૂર્ણ તેમજ સ્પષ્ટ ( હિંગુલ વિગેરે ) ધાતુઓ છે જેને વિષે એવા મેરૂ–શિખરને ઉત્સવ–દાયક એવો તેમજ સ્વર્ગસમાન બને છે ગામો જેને વિષે ( અર્થાત્ જેનો ઉદય થતાં ) એવો જિન–વિષયક જન્મ અમારૂં કલ્યાણ કરો."—૭૪

* * * *

जिनवाण्याः स्वीकारः—

जिनस्य भारतीं तमो–वनागसङ्घनाशनीम् ।
उपेत हेतुमुन्नता–वनागसं घनाशनीम् ॥ ७५ ॥

—प्रमाणिका

## टीका

भारतीं उपेत–गच्छत । तम एव वनं तमोवनमेव अगाः–पर्वतास्तेषां सङ्घः–समुदायस्तस्य नाशनीम् । उन्नतिः–समृद्धिस्तस्यां हेतुं–कारणम् । न विद्यते आगः–अपराधो यस्याः सा, वाग्विशेषणम् । तमोवनागनाशकत्वात् घनाशनीम् ॥ ७५ ॥

## अन्वयः

जिनस्य तमस्–वन–अग–सङ्घ–नाशनीं, (अत एव) घन–अशनीं, उन्नतौ हेतुं अन्–आगसं भारतीं उपेत ।

## શબ્દાર્થ

जिनस्य ( मू० जिन )=તીર્થંકરની.
भारतीं ( मू० भारती )=વાણીને.
तमस्=અજ્ઞાન.
सङ्घ=સમુદાય.
नाशनीं ( मू० नाशन )=નાશ કરનારી.
तमोवनागसङ्घनाशनीं=અજ્ઞાનરૂપી વન તે રૂપી પર્વતોના સમુદાયનો વિનાશ કરનારી.
उपेत ( धा० इ )=તમે પ્રાપ્ત કરો.
हेतुं ( मू० हेतु )=કારણ( રૂપ ).
उन्नतौ ( मू० उन्नति )=સમૃદ્ધિને વિષે.
अनागसं=અવિદ્યમાન છે પાપ જેને વિષે એવી, દોષ–રહિત.
घनाशनीं ( मू० घनाशनी )=(૧) વજ્ર(સમાન); (૨) મેઘાગ્નિ( સમાન ).

## શ્લોકાર્થ

**જિન–વાણીનો સ્વીકાર—**

"અંધકારરૂપી વન તે રૂપી પર્વતોના [ અથવા અંધકારરૂપ વનો છે જેમાં એવા પર્વતોના ] સમુદાયનો વિનાશ કરનારી, અને ( એથી કરીને તો ) વજ્રના સમાન, વળી ઉન્નતિના કારણભૂત તથા વળી દોષ–રહિત એવી તીર્થંકરની વાણીનો ( હે ભવ્યો ! ) તમે સ્વીકાર કરો."—૭૫

## સ્પષ્ટીકરણ

**પદ્ય–વિચાર—**

આ પદ્ય '[1]પ્રમાણિકા' છંદમાં રચવામાં આવ્યું છે. **વૃત્તરત્નાકર** પ્રમાણે એનું લક્ષણ નીચે મુજબ છે:—

"प्रमाणिका जरौ लगौ"

અર્થાત્ આ પદ્યમાં જ અને ર એમ બે ગણો છે અને છેવટના બે અક્ષરો અનુક્રમે લઘુ અને ગુરુ છે. આ વાત ધ્યાનમાં આવે તેટલા માટે આ પદ્યનું પ્રથમ ચરણ વિચારીએ.

⏑ – ⏑ – ⏑ – ⏑ –
जि नस् य । भा र तीं । त मो ।
ज र ल ग

✽ ✽ ✽ ✽

૧ આવો છંદ આચાર–દિનકર ( પૃ૦ ૧૬૪ ) માં પણ દૃષ્ટિ–ગોચર થાય છે.

श्रुतदेवतायाः स्तुतिः—

**वाग्देवी वरदीभूत-पुस्तिकाऽऽपद्मलक्षितौ ।**
**आपोऽव्याद् बिभ्रती हस्तौ, पुस्तिकापद्मलक्षितौ ॥ ७६ ॥ १९ ॥**

—अनुष्टुप्

### टीका

वरदीभूतं पुस्तकं-लेप्यं प्रतिमा यस्याः सा । आपदेव मलं तस्य क्षितौ-विनाशे आपः-पानीयं या । पुस्तिका च पद्मं च ताभ्यां लक्षितौ हस्तौ बिभ्रती या ॥ ७६ ॥

### अन्वयः

वरदीभूत-पुस्तिका आपद्-मल-क्षितौ आपः, पुस्तिका-पद्म-लक्षितौ हस्तौ बिभ्रती वाच्-देवी अव्यात् ।

### શબ્દાર્થ

**वाग्देवी**=શ્રુત-દેવતા, સરસ્વતી.
**वर**=વરદાન.
**वरदीभूत**=વરદાન દેવું એ છે સ્વરૂપ જેનું તે.
**पुस्तिका**=ધાતુ, કાષ્ઠ વિગેરેની બનાવેલી વસ્તુ, લેપ્ય, પ્રતિમા.
**वरदीभूतपुस्तिका**=વરદાન દેનારી છે પ્રતિમા જેની એવી.
**क्षिति**=નાશ.
**आपद्मलक्षितौ**=વિપત્તિરૂપ મલનો નાશ કરવામાં.
**आपः** ( मू० आपस् )=જલ.
**बिभ्रती** ( धा० भृ )=ધારણ કરનારી.
**हस्तौ** ( मू० हस्त )=હાથને.
**पुस्तिका**=પોથી, પુસ્તક.
**लक्षित**=ચિહ્નિત.
**पुस्तिकापद्मलक्षितौ**=પુસ્તક અને પદ્મ વડે લક્ષિત.

### શ્લોકાર્થ

**શ્રુત-દેવતાની સ્તુતિ—**

" વરદાન દેનારી છે પ્રતિમા જેની એવી, વળી વિપત્તિરૂપ મલનો નાશ કરવામાં (અર્થાત્ તેનું પ્રક્ષાલન કરવામાં) જલસમાન તથા વળી પુસ્તક અને પદ્મ વડે લક્ષિત એવાં હાથને ધારણ કરનારી શ્રુત-દેવતા ( હે ભવ્યો ! તમારૂં ) રક્ષણ કરો."—૭૬

### સ્પષ્ટીકરણ

**શ્રુત-દેવતાની સ્તુતિ સંબંધી વિચાર—**

જેમ ચોથા પદ્યમાં શ્રુત-દેવતાની સ્તુતિ કરવામાં આવી હતી તેમ આ પદ્યમાં પણ (તેમજ વળી હવે પછીના ૮૦મા પદ્યમાં પણ) તેની કવિરાજે સ્તુતિ કરી છે, એ વાત ધ્યાનમાં લેવા જેવી છે. આ પ્રમાણે એક કાવ્યમાં ત્રણ વાર શા માટે શ્રુત-દેવતાની સ્તુતિ કરવામાં આવી હશે, એવો અત્ર પ્રશ્ન ઉદ્ભવે છે. એના ઉત્તર તરીકે એમ નિવેદન કરી શકાય કે જૂદા જૂદા તીર્થંકરોની દ્વાદશાંગીરૂપ શ્રુતની અધિષ્ઠાયિકા દેવી એક ન હોવાથી આમ વારંવાર સ્તુતિ કરવામાં આવી હશે.

## २० श्रीमुनिसुव्रतजिनस्तुतयः

श्रीमुनिसुव्रतनाथस्य स्तुतिः—

जयसि 'सुव्रत !' भव्यशिखण्डिना-
मरहितापघनाञ्जननीलताम् ।
दधदलं फलयंश्च समं भुवा-
ऽमरहितापघनां जननीलताम् ॥ ७७ ॥

—द्रुतविलम्बितम्

### टीका

भव्या एव शिखण्डिनो–मयूरास्तेषाम् । अरहितापश्चासौ घनश्च तस्यामन्त्रणम् । अञ्जनमिव नीलतां दधत् त्वं जयसि । भुवा–पृथ्व्या समम् । जननीलतां फलवतीं कुर्वन् । अमरेभ्यो हितानि अपघनानि–अङ्गानि यस्याः सा ताम् ॥ ७७ ॥

### अन्वयः

(हे) 'सुव्रत !' भव्य-शिखण्डिनां अ-रहित-आप-घन ! अञ्जन-नीलतां दधत्, भुवा समं अमर-हित-अपघनां जननी-लतां अलं फलयन् च (त्वं) जयसि ।

### શબ્દાર્થ

जयसि (धा० जि)=તું જય પામે છે.
सुव्रत ! (मू० सुव्रत)=હે સુવ્રત (નાથ), હે [1]મુનિ-સુવ્રત !
भव्यशिखण्डिनां=ભવ્યરૂપી મયૂરોના.
आप=જલનો સમૂહ.
अरहितापघन !=નથી રહિત જલના સમૂહથી એવા મેઘસમાન ! (સં०)
नीलता=કૃષ્ણતા, કાળાશ.
अञ्जननीलतां=કાજલના જેવી કાળાશને.
दधत् (धा० धा)=ધારણ કરતો થકો.
समं=સાથે સાથે, એકજ વખતે.
भुवा (मू० भू)=પૃથ્વીથી.
अपघन=અવયવ.
हित=કલ્યાણકારી.
अमरहितापघनां=દેવોને હિતકારી છે અવયવો જેનાં એવી.
जननीलतां=માતારૂપી વેલને.

---

૧ આ સંબંધમાં જુઓ પૃ० ૯૫.

### શ્લોકાર્થ

શ્રીમુનિસુવ્રતનાથની સ્તુતિ—

" હે [1]સુવ્રત (નાથ)! હે ભવ્ય (જીવ)રૂપ મયૂરને (આનંદ આપવામાં) જલથી પરિપૂર્ણ એવા મેઘસમાન! કાજલના જેવી કૃષ્ણતાને ધારણ કરતો તેમજ પૃથ્વી (ઉપરના જીવો)ની સાથે સાથે દેવોને (પણ) હિતકારી છે અવયવો જેનાં એવી માતારૂપી વેલને અત્યંત ફલવતી કરતો થકો તું જય પામે છે."—૭૭

* * * *

समग्रजिनवराणां स्तुतिः—

प्रतिजिनं क्रमवारिरुहाणि नः
सुखचितानि हितानि नवानि शम् ।
दधति रान्तु पदानि नखप्रभा-
सुखचितानि हि तानि नवानिशम् ॥ ७८ ॥

—द्रुत०

### टीका

जिनं जिनं प्रति क्रमाणामधो वारिरुहाणि अनिशं शं-सुखं रान्तु-ददतु । सुखेन चितानि हितानि-पथ्यानि नवानि-प्रत्यग्राणि दधति-धारयमाणानि । कानि ? पदानि । किंभूतानि ? नखानां प्रभया सुष्टु-अतीव खचितानि-रञ्जितानि । हिः पूरणे । तानि कियत्प्रमाणानि ? नव ॥ ७८ ॥

### अन्वयः

सुख-चितानि हितानि नख-प्रभा-सु-खचितानि पदानि दधति तानि नवानि नव प्रति-जिनं क्रम-वारिरुहाणि नः हि अनिशं शं रान्तु ।

### શબ્દાર્થ

प्रतिजिनं=પ્રત્યેક જિન પ્રતિ, દરેક તીર્થંકર પ્રતિ.
वारि=જલ.
रुह्=ઉગવું.
वारिरुह=કમલ.
क्रमवारिरुहाणि=ચરણોની (નીચે મૂકેલાં) કમલો.
चित (धा० चि)=ગોઠવેલ.
सुखचितानि=સુખે ગોઠવેલાં.
हितानि (मू० हित)=હિતકારક.
नवानि (मू० नव)=પ્રત્યગ્ર, તાજાં.
दधति (मू० दधत्)=ધારણ કરનારાં.
रान्तु (धा० रा)=આપો.
पदानि (मू० पद)=પગલાં.
नख=નખ.
खचित=વ્યાપ્ત.
नखप्रभासुखचितानि=નખની કાન્તિવડે અત્યંત વ્યાપ્ત.
हि=પાદપૂર્તિવાચક અવ્યય.
तानि (मू० तद्)=તે.
नव (मू० नवन्)=નવ.
अनिशं=પ્રતિદિન, સર્વદા.

---

૧ આ વીસમા તીર્થંકરની સ્થૂલ રૂપરેખા સ્તુતિ-ચતુર્વિંશતિકા (પૃ૦ ૨૩૯)માં આલેખવામાં આવી છે.

### શ્લોકાર્થ

સમગ્ર જિનેશ્વરોની સ્તુતિ—

"સુખે ગોઠવેલાં, તથા હિતકારક તેમજ નખની કાન્તિવડે અત્યંત વ્યાપ્ત એવાં પગલાંને ધારણ કરનારાં તે દરેક જિનનાં ચરણની નીચે (સ્થાપન કરાતાં) નવીન નવ કમલો આપણને સર્વદા સુખ સમર્પો."—૭૮

✻ ✻ ✻ ✻

जिनमतप्रशंसा—

जयति तत् समुदायमयं दृशा-
मतिकवी रमते परमे धने ।
महति यत्र विशालबलप्रभा-
मतिकवीरमते परमेधने ॥ ७९ ॥

—द्रुत०

### टीका

तन्मतं जयति सर्वमतानां निपातात् समु० । अतिकविः रमते । मतमेव धनं तस्मिन् । विशाला बलप्रभामतयो यस्य एवंविधश्चासौ वीरश्च तस्य मते । परम्—अत्यर्थं एधने—वर्धने ज्ञानादिभिः ॥ ७९ ॥

### अन्वयः

यत्र परमे धने महति परं एधने विशाल-बल-प्रभा-मति-क-वीर-मते अति-कविः रमते, तत् दृशां समुदाय-मयं (मतं) जयति ।

### શબ્દાર્થ

समुदाय=સંગ્રહ.
समुदायमयं=સંગ્રહરૂપ.
दृशां (मू० दृश्)=દૃષ્ટિઓના, દર્શનોના, મતોના.
कविः=(૧) કવિ, કાવ્ય રચનાર; (૨) પણ્ડિત.
अतिकविः=(૧) મહાકવિ, કવીશ્વર; (૨) મહાપણ્ડિત.
रमते (धा० रम्)=રમે છે.
परमे (मू० परम)=ઉત્કૃષ્ટ.
धने (मू० धन)=લક્ષ્મીને વિષે.
महति (मू० महत्)=વિશાળ, મોટા પ્રમાણવાળા.
यत्र=જ્યાં, જેને વિષે.
विशाल=વિસ્તીર્ણ.
बल=પરાક્રમ.
मति=બુદ્ધિ.
मत=દર્શન.
विशालबलप्रभामतिकवीरमते=વિશાળ છે પરાક્રમ, તેજ અને બુદ્ધિ જેનાં એવા જિનના મતને વિષે.
परं=અત્યંત.
एधने (मू० एधन)=વૃદ્ધિને વિષે.

## શ્લોકાર્થ

જિન-મતની પ્રશંસા—

" ઉત્કૃષ્ટ લક્ષ્મીરૂપ તથા મહાન્ એવા, તથા વળી (જ્ઞાનાદિક વડે) અત્યંત વૃદ્ધિ પામવારૂપ તેમજ વળી વિશાળ છે પરાક્રમ, તેજ અને બુદ્ધિ જેનાં એવા જે જિનના મતને વિષે કવિરાજ રમે છે, તે (વિવિધ) મતોના સંગ્રહરૂપ મત જયવંતો વર્તે છે. "—૭૯

## સ્પષ્ટીકરણ

મત-વિચાર—

આ પદ્યમાં પણ ૫૧મા પદ્યની જેમ વીર-મતનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આથી એ પ્રશ્ન ઉદ્ભવે છે કે સાધારણ રીતે સિદ્ધાન્તની સ્તુતિ કરતી વેળાએ અમુક તીર્થંકરનો સિદ્ધાન્ત (મત કે વચન) એવો નિર્દેશ કરવામાં આવતો નથી અને કદાચ તેમ થતું હોય તો પણ જે તીર્થંકરવિષયક સ્તુતિ-કદમ્બક હોય તે તીર્થંકરનું નામ આપવું જોઇએ અને નહિ કે અન્યનું; તો અત્ર શું કારણ છે? આના સમાધાનમાં નિવેદન કરવાનું કે અત્ર તેમજ ૫૧મા પદ્યમાં 'વીર' શબ્દનો 'ચોવીસમા તીર્થંકર' એવો અર્થ ન કરતાં તે શબ્દની 'विदारयति यत् कर्म' [1]ઇત્યાદિ નિરૂક્ત વિચારી તેનો તીર્થંકર, જિન એવો અર્થ કરવો. આવો અર્થ ૫૧મા પદ્યની ટીકામાં પણ દૃષ્ટિ-ગોચર થાય છે.

* * * *

श्रुतदेवतायाः स्तुतिः—

श्रुतनिधीशिनि! बुद्धिवनावली-
दवमनुत्तमसारचिता पदम्।
भवभियां मम देवि! हरादरा-
दवमनुत् तमसा रचितापदम् ॥ ८० ॥ २० ॥

—द्रुत०

## टीका

तमसा-अज्ञानेन रचितापदम्। भवभियां पदम्। बुद्धय एव वनं तस्य आवली तस्यां दवं यत्। अनुत्तमं-प्रधानं सारं-उत्कर्षस्ताभ्यां चिता-व्याप्ता सती। अवमं-पापं नुदतीति-नुत् ॥ ८० ॥

## अन्वयः

(हे) श्रुत-निधि-ईशिनि! देवि! अनुत्तम-सार-चिता अवम-नुत् बुद्धि-वन-आवली-दवं, तमसा रचित-आपदं भव-भियां पदं आदरात् हर।

---

૧ જુઓ વીર-ભક્તામર (પૃ૦ ૧૦).

## શબ્દાર્થ

निधि=ભંડાર.
ईशिनी=સ્વામિની.
श्रुतनिधीशिनि!=હે શ્રુતના ભંડારની સ્વામિની!
बुद्धि=મતિ.
बुद्धिवनावलीदवं=મતિરૂપી વનની શ્રેણિ પ્રતિ દાવાનલ(સમાન).
अनुत्तम= જેનાથી કોઇ શ્રેષ્ઠ નથી તે, સર્વોત્તમ.
सार=સાર, ઉત્કર્ષ.
अनुत्तमसारचिता=સર્વોત્તમ સાર વડે વ્યાપ્ત.
भवभियां=ભવ (-ભ્રમણ)ના ભયોના.
हर (धा० हृ)=હરી લે, નાશ કર.
आदरात् (मू० आदर)=ખંતથી.
नुद्=પ્રેરણા કરવી.
अघमनुत्=પાપને દૂર કરનારી.
तमसा (मू० तमस्)=અંધકાર વડે.
रचित (धा० रच्)=રચેલ, ઉત્પન્ન કરેલ.
रचितापदं=ખડી કરી છે આપત્તિઓ જેણે એવા.

## શ્લોકાર્થ

શ્રુત-દેવતાની સ્તુતિ—

"હે શ્રુતના ભંડારની સ્વામિની! હે (સરસ્વતી) દેવી! સર્વોત્તમ સાર વડે વ્યાપ્ત, તથા પાપને હાંકી કાઢનારી એવી તું, મતિરૂપ અરણ્યની શ્રેણિને (બાળીને ભસ્મીભૂત કરવામાં) દાવાનલસમાન એવા તેમજ (અજ્ઞાનરૂપી) અંધકાર વડે ખડી કરી છે આપદાઓ જેણે એવા ભવ (-ભ્રમણ)રૂપ ભયોના સ્થાનને આદરપૂર્વક હરી લે."—૮૦



## २१ श्रीनमिजिनस्तुतयः

अथ श्रीनमिनाथस्य स्तुतिः—

विपदां शमनं शरणं
याभि 'नमिं' दूयमानमनुजनतम् ।
सुखकुमुदौघविकाशे
यामिनमिन्दूयमानमनुजनतम् ॥ ८१ ॥

—गीतिः

### टीका

शरणं यामि—गच्छामि । दूयमानाश्च ते मनुजाश्च तैर्नतम् । सुखान्येव कुमुदानि तेषां ( ओघस्तस्य ) विकाशे इन्दूयमानं—चन्द्रायमाणम् । यामा—नियमा अस्य सन्तीति ( तं ) यामिनम् । जनताया योग्यं अनुजनतम् ॥ ८१ ॥

### अन्वयः

विपदां शमनं, दूयमान-मनुज-नतं, सुख-कुमुद-ओघ-विकाशे इन्दूयमानं, यामिनं अनुजनतं 'नमिं' शरणं यामि ।

### શબ્દાર્થ

विपदां ( मू० विपद् )=વિપત્તિઓના, કષ્ટોના.
शमनं ( मू० शमन )=નાશ ( રૂપ ).
यामि ( धा० या )=હું જાઉં છું.
नमिं ( मू० नमि )=નમિ ( નાથ )ને.
दूयमान ( धा० दु )=પીડાતો.
मनुज=માનવ, મનુષ્ય.
नत ( धा० नम् )=નમન કરાયેલ.
दूयमानमनुजनतं=પીડાતા મનુષ્યો વડે નમન કરાયેલા.
विकाश=વિકાસ, ખીલવણી.
सुखकुमुदौघविकाशे=સુખરૂપ કુમુદના સમુદાયનો વિકાસ કરવામાં.
यामिनं ( मू० यामिन् )=વ્રત-નિયમધારી પ્રતિ.
इन्दु=ચન્દ્ર.
इन्दूयमानं ( मू० इन्दूयमान )=ચન્દ્રની જેમ આચરણ કરનારા.
अनु=યોગ્યતાવાચક અવ્યય.
अनुजनतं=જન-સમાજને યોગ્ય.

### શ્લોકાર્થ

શ્રીનમિનાથની સ્તુતિ—

"વિપત્તિઓના વિનાશક, [1]દુઃખી જનો વડે નમન કરાયેલા, સુખરૂપ કુમુદના

[1] સરખાવો—" સુખમાં સોની, દુઃખમાં રામ."

સમુદાયને વિકસ્વર કરવામાં ચન્દ્રતુલ્ય, વ્રત-નિયમને ધારણ કરનારા તેમજ જન-સમાજને (સેવવા) યોગ્ય એવા [1]નમિ(નાથ)ને હું શરણે જાઉં છું." —૮૧

## સ્પષ્ટીકરણ

**પદ્ય-મીમાંસા—**

આ તેમજ ત્યાર પછીનાં ત્રણ પદ્યોનો પણ 'જાતિ'ની કોટિમાં અંતર્ભાવ થાય છે, કેમકે એનાં ચરણોની રચના માત્રા ઉપર આધાર રાખે છે. આર્યાની માફક આ પદ્યનાં પ્રથમ તેમજ તૃતીય ચરણમાં બાર બાર (૧૨) માત્રાઓ છે, જ્યારે આનાં દ્વિતીય અને ચતુર્થ ચરણોમાં અઢાર અઢાર (૧૮) માત્રાઓ છે. આથી કરીને આ પદ્ય **ગીતિ**ના નામથી ઓળખાય છે.

આ વાત ધ્યાનમાં ઉતરે તેટલા માટે આ પદ્યનાં પહેલાં બે ચરણો વિચારીએ:—

I I I S I I S I I S I I S S I I S S I S I I I I I S
वि प दां श म नं श र णं, या मि न मिं दू य मा न म नु ज न तम्

શ્રુત-બોધમાં 'ગીતિ'નું લક્ષણ નીચે મુજબ આપવામાં આવ્યું છે:—

"आर्यापूर्वार्धसमं, द्वितीयमपि यत्र भवति हंसगते ! ।
छन्दोविदस्तदानीं, गीतिं तामसृतवाणि ! भाषन्ते ॥"

અર્થાત્ હે હંસગામિની ! જે પદ્યનાં પૂર્વાર્ધ તેમજ ઉત્તરાર્ધ આર્યાના પૂર્વાર્ધના સમાન હોય, તે પદ્યને હે અમૃતસમાન (મધુર) વાણીવાળી (વનિતા) ! છન્દઃશાસ્ત્રના જાણકારો 'ગીતિ' કહે છે.

* * * *

**जिनेश्वराणां प्रार्थना—**

यैर्भव्यजनं त्रातुं
येते भवतोऽजिनास्थिरहिता ये ।
ईशा निदधतु सुस्था-
ये ते भवतो जिना स्थिरहिताये ॥ ८२ ॥

—गीतिः

## टीका

संसारात् भव्यजनं त्रातुं येते-प्रयत्नः कृतः । ये जिना अजिनं-चर्म अस्थि च ताभ्यां रहिता वर्तन्ते । सुस्थाये-शोभनस्थाने निदधतु-स्थापयन्तु । स्थिरहित-आयो-लाभो यस्मिन् ॥ ८२ ॥

### अन्वयः

यैः भवतः भव्य-जनं त्रातुं येते, ये (च) अजिन-अस्थि-रहिताः ईशाः, ते जिनाः स्थिर-हित-आये सु-स्थाये भवतः निदधतु ।

---

१ આ એકવીસમા તીર્થંકરના સંબંધી સ્થૂલ માહિતી સ્તુતિ-ચતુર્વિંશતિકા (પૃ० २४८)માંથી મળશે.

## શબ્દાર્થ

भव्यजनं=ભવ્ય જનને.
त्रातुं ( धा० त्रा )=બચાવવાને.
येते ( धा० यत् )=પ્રયત્ન કરાયો.
भवतः ( मू० भव )=સંસારથી.
अजिन=ચર્મ, ચામડું.
अस्थि=હાડકું.
अजिनास्थिरहिताः=ચામડા અને હાડકાંથી રહિત.
ईशाः ( मू० ईश )=ઈશ્વરો, મહાદેવો.
निदधतु ( धा० धा )=સ્થાપો.
स्थाय=સ્થાન.
सुस्थाये=શુભ સ્થાનમાં.
स्थिर=નિશ્ચળ, કાયમ.
स्थिरहितायें=કાયમનો કલ્યાણનો લાભ છે જેને વિષે એવા.

## શ્લોકાર્થ

જિનેશ્વરોને પ્રાર્થના—

"જેમણે ભવ્ય જનોનું ભવ (-ભ્રમણ)થી રક્ષણ કરવાને પ્રયત્ન કર્યો, તથા વળી જેઓ ચર્મ અને અસ્થિથી રહિત છે તેમજ ત્રૈલોક્યના સ્વામી છે, તે તીર્થંકરો કાયમનો કલ્યાણનો લાભ છે જેને વિષે એવા ( મુક્તિરૂપી ) શુભ સ્થાનમાં ( હે ભવ્યો! ) તમને સ્થાપો."—૮૨

## સ્પષ્ટીકરણ

ચર્મ અને અસ્થિથી રહિત એટલે શું?—

'[1]ઈશ' શબ્દનો અર્થ 'મહાદેવ' પણ થાય છે. આથી કરીને શું વૃષભના વાહનવાળા, પાર્વતી નામની અર્ધાંગનાને ડાબા અંકમાં અને ગણપતિને જમણા અંકમાં બેસાડનારા, હાથમાં ખટ્વાંગ, ત્રિશૂલ અને પિનાક રાખનારા, ગળામાં રૂણ્ડ ( ધડ )-માલા પહેરનારા, ભસ્મ લગાવેલા દેહને વ્યાઘ્ર-ચર્મથી આચ્છાદિત કરનારા, પાંચ મુખવાળા, ત્રણ લોચનોથી યુક્ત, લલાટને વિષે ચન્દ્ર રાખનારા, મસ્તક ઉપર ગંગાને ધારણ કરનારા, વિવિધ ભૂત-ગણોને વિકુર્વિત કરનારા તથા દિગમ્બરસ્વરૂપી તેમજ સૃષ્ટિનો સંહાર કરી પોતાના 'રૂદ્ર' એ નામને ચરિતાર્થ કરનારા એવા મહાદેવથી વૃષ (ધર્મ)ના પ્રરૂપક, સમ્યગ્ દર્શન, જ્ઞાન અને ચારિત્ર-રૂપી ત્રણ લોચનોથી યુક્ત, ભામંડલથી વિભૂષિત, ગણધરોથી અલંકૃત તથા ત્રૈલોક્યનો ઉદ્ધાર કરનારા નહિ કે સંહાર કરનારા એવા જિનેશ્વરની ભિન્નતા સૂચવવા 'ચર્મ અને અસ્થિથી રહિત તેમજ ભવ્ય જીવોનું ભવથી રક્ષણ કરનારા' એમ કહેવામાં આવ્યું છે. નિર્વાણ પ્રાપ્ત કર્યા બાદ જિનેશ્વરો દેહ-રહિત અને એથી કરીને ચર્મ અને અસ્થિથી પણ રહિત બને છે તેથી આમ કહ્યું છે એમ માનવું વધારે યુક્તિ-યુક્ત હોય એમ લાગતું નથી.

* * * *

---

૧ 'ઇશ'શબ્દના અર્થ સારૂ તેમજ 'મહાદેવ'ના સ્વરૂપ સારૂ વિચારો આ શ્લોકઃ—

"बिभ्रत् पाथः कपर्दे सुरनगरनदीमिन्दुलेखां ललाटे
नेत्रान्तः कालवह्निं गरलमपि गले व्याघ्रचर्माङ्गभागे ।
पञ्चास्यो वै त्रिनेत्रो वृषभगतिरतिर्वामभागार्धवामः
संदिश्यात् सम्पदं वः सह सकलगुणैरद्भुताकार ईशः" ॥–સ્રગ્ધરા

—સુભાષિતરત્નભાણ્ડાગાર, પૃ૦ ૯.

जिनशासनस्य विजयः—

जिनशासनं विजयते
विशदप्रतिभानवप्रभङ्गमवत् ।
त्रिजगद् भवकान्तारं
विशदप्रतिभानवप्रभं गमवत् ॥ ८३ ॥

—गीतिः

### टीका

विशदप्रतिभानानां-बुद्धिविशेषाणां वप्राः-केदारा भङ्गाश्च यस्मिन् । अवत् त्रिजगत् । विशत्-प्रविशत् । किं? संसारारण्यम् । अप्रतिस्पर्द्धिनी भा-दीप्तिर्यस्य नवा प्रभा यस्य तत्, समाहारः । गमाः-सदृशपाठा विद्यन्ते यस्मिन् तत् ॥ ८३ ॥

### अन्वयः

विशद्-प्रतिभान-वप्र-भङ्गं, भव-कान्तारं विशत् त्रि-जगत् अवत्, अप्रति-भा-नव-प्रभं, गम-वत् जिन-शासनं विजयते ।

### શબ્દાર્થ

**शासन**=શાસન, આજ્ઞા.
**जिनशासनं**=જૈન શાસન.
**विजयते** ( धा० जि )=જયવંતું વર્તે છે.
**प्रतिभान**=નિરંતર નૂતન વિકાસ પામતી બુદ્ધિ, પ્રતિભા.
**वप्र**=ક્યારો.
**भङ्ग**=જલનિર્ગમ, નહેર.
**विशदप्रतिभानवप्रभङ्गं**=નિર્મલ પ્રતિભાના ક્યારા તેમજ નહેરો છે જેને વિષે એવું.
**अवत्** ( धा० अव् )=રક્ષણ કરનારૂં, બચાવનારૂં.
**त्रिजगत्**=ત્રૈલોક્યને.
**भवकान्तारं**=સંસારરૂપી વનને.
**विशत्** ( धा० विश् )=પ્રવેશ કરતું.
**प्रति**=પ્રતિકૂલતાવાચક અવ્યય.
**भा**=તેજ.
**अप्रतिभानवप्रभं**=પ્રતિકૂલતારહિત છે તેજ તેમજ નવીન પ્રભા જેની એવું.
**गम**=[2]આલાપક, સદૃશ પાઠ, આલાવો.
**गमवत्**=આલાપકથી યુક્ત.

### શ્લોકાર્થ

જિન-શાસનનો વિજય—

" નિર્મલ પ્રતિભાના ક્યારાઓ અને નહેરો છે જેને વિષે એવા સંસારરૂપી અરણ્યમાં પ્રવેશ કરતા ત્રિભુવનનું રક્ષણ કરનારૂં, તથા વળી અસાધારણ છે તેજ તેમજ નૂતન પ્રભા જેની એવું તથા વળી આલાપકોથી યુક્ત એવું જૈન શાસન જયવંતું વર્તે છે. "—૮૩

---

१ अयं विग्रहश्चिन्तनीयः । भा च नवप्रभा चेत्यनयोः समाहारो भानवप्रभं, अप्रतिस्पर्द्धि भानवप्रभं यस्येति समासः, अन्यथा भाशब्दस्य ह्रस्वतापत्तिः ।

૨ આ સંબંધમાં જુઓ સ્તુતિ-ચતુર્વિંશતિકા ( પૃ૦ ૪૧ ).

## સ્પષ્ટીકરણ

**ભા અને પ્રભામાં શું ફેર?—**

એવો સહજ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે શું ભા અને પ્રભામાં કંઇ ફેર છે કે ભૂલથીજ આવો ઉલ્લેખ થઇ ગયો છે? આ પ્રશ્નનો વિચાર કરીએ તે પૂર્વે એ નિવેદન કરવું અસ્થાને નહિ ગણાય કે **જમ્બૂદ્વીપ-પ્રજ્ઞપ્તિ**ના ૪૩મા સૂત્રમાંના 'जएणं विजएणं' પાઠ ઉપરથી [1]'જય અને વિજયમાં ભિન્નતાનું સૂચન થાય છે.

આ ઉપરથી જોઇ શકાય છે કે ભા અને પ્રભામાં ફરક હોવો જોઇએ અને 'ગોબલીવર્દ' ન્યાય પ્રમાણે તે એ છે કે 'ભા' એટલે 'તેજ' અને 'પ્રભા' એટલે 'વિશિષ્ટ તેજ.'

❀ ❀ ❀ ❀

**अच्छुप्तादेव्याः स्तुतिः—**

**साऽच्छुप्ताऽव्याद् गौरी-**
**ह वाजिना याति या नमस्यन्ती ।**
**द्वैषमसिकार्मुकजिता-**
**ऽऽहवा जिनायातियानमस्यन्ती ॥ ८४ ॥ २१ ॥**

—गीतिः

### टीका

गौरी वर्णेन । वाजिना-अश्वेन याति-गच्छति । या नमस्यन्ती-नमस्कुर्वाणा जिनाय । द्वैषं अतियानं-अतिप्रयाणं या अस्यन्ती-क्षिपन्ती । असिकार्मुकाभ्यां जितः सङ्ग्रामो यया सा ॥ ८४ ॥

### अन्वयः

या असि-कार्मुक-जित-आहवा द्वैषं अति-यानं अस्यन्ती जिनाय नमस्यन्ती इह वाजिना याति, सा गौरी 'अच्छुप्ता' अव्यात् ।

### શબ્દાર્થ

अच्छुप्ता=અચ્છુપ્તા (દેવી).
वाजिना (मू० वाजिन्)=અશ્વ વડે, ઘોડા વડે.
याति (धा० या)=જાય છે.
नमस्यन्ती (धा० नम्)=પૂજતી, નમતી.
द्वैषं (मू० द्वैष)=શત્રુના સંબંધી.
कार्मुक=ધનુષ્ય.
आहव=સંગ્રામ, યુદ્ધ.
असिकार्मुकजिताहवा=ખડ્ગ અને ધનુષ્ય વડે જીત્યાં છે યુદ્ધો જેણે એવી.
जिनाय (मू० जिन)=તીર્થંકરને.
यान=પ્રયાણ.
अतियानं=મોટા પ્રયાણને.
अस्यन्ती (धा० अस्)=દૂર ફેંકતી.

---

१ જય અને વિજય વચ્ચે રહેલા તફાવતના સંબંધમાં જમ્બૂદ્વીપ-પ્રજ્ઞપ્તિની શ્રીહીરસૂરિકૃત વૃત્તિમાં નીચે મુજબ ઉલ્લેખ મળી આવે છે:—

" जयः सामान्यत उपद्रवादिविषयः, विजयः स एव विशिष्टतरः प्रबलपरदलमर्दनसमुद्भवः. "




निर्वाणकलिकायाम्—

"अच्छुप्तां तडिद्वर्णां तुरगवाहनां चतुर्भुजां खड्गबाणयुतदक्षिणकरां खेटकाहियुतवामकरां चेति।"

## શ્લોકાર્થ

**અચ્છુપ્તા દેવીની સ્તુતિ—**

"જેણે ખડ્ગ અને ધનુષ્ય વડે યુદ્ધોમાં જીત મેળવી છે તેમજ શત્રુ-વિષયક મહાપ્રયાણને દૂર ફેંકતી (અર્થાત્ તેનો નાશ કરી તેને સ્તબ્ધ કરતી) થકી જિનને નમતી એવી જે (દેવી) આ જગત્માં અશ્વ ઉપર સ્વારી કરે છે, તે ગૌરવર્ણી **અચ્છુપ્તા** (દેવી) (હે ભવ્યો! તમારૂં) રક્ષણ કરો."—૮૪

## સ્પષ્ટીકરણ

**અચ્છુપ્તા દેવીનું સ્વરૂપ—**

'પાપનો સ્પર્શ નથી જેને તે' 'અચ્છુપ્તા' એવા વ્યુત્પત્તિ-અર્થવાળી આ **અચ્છુપ્તા** પણ એક વિદ્યા-દેવી છે. **અચ્યુતા** એનું નામાન્તર હોય એમ લાગે છે. આ **અચ્છુપ્તા** દેવીનો વર્ણ સુવર્ણસમાન છે. તેના હાથમાં ધનુષ્ય, બાણ, ખડ્ગ અને ઢાલ (અથવા ભાથો) એ ચાર આયુધો છે. વિશેષમાં એને અશ્વનું વાહન છે. તેનું સ્વરૂપ **આચાર-દિનકર** પ્રમાણે નીચે મુજબ છે:—

"सव्यपाणिधृतकार्मुकस्फरा-
　　न्यस्फुरद्विशिखखड्गधारिणी ।
विद्युदाभतनुरश्ववाहना-
　　ऽच्छुतिका भगवती ददातु शम् ॥"–रथोद्धता
　　　　—પત્રાંક ૧૬૨.

**નિર્વાણ-કલિકા**માં પણ આ વિદ્યા-દેવી વિષે ઉલ્લેખ છે. ત્યાં કહ્યું છે કે—

"**तथा अच्छुप्तां तडिद्वर्णां तुरगवाहनां चतुर्भुजां खड्गबाणयुतदक्षिणकरां धनुःखेटकान्वितवामहस्तां चेति**" અર્થાત્ **અચ્છુપ્તા** દેવીનો વર્ણ વીજળીના જેવો છે અને ઘોડો એ એનું વાહન છે. વળી તેને ચાર હાથ છે. તેમાં તે જમણા બે હાથમાં ખડ્ગ અને બાણ રાખે છે, જ્યારે ડાબા બે હાથમાં ધનુષ્ય અને ખેટક ધારણ કરે છે.



## २२ श्रीनेमिजिनस्तुतयः

अथ श्रीनेमिनाथायाभ्यर्थना—

चिरपरिचितलक्ष्मीं प्रोज्झ्य सिद्धौ रतारा-
दमरसदृशमर्त्यावर्जितां देहि 'नेमे!'।
भवजलधिनिमज्जज्जन्तुनिर्व्याजबन्धो!
दमरसदृशमर्त्या वर्जितां देहिने मे ॥ ८५ ॥

—मालिनी

### टीका

देहो विद्यते यस्यासौ देही तस्मै। मे—मह्यम्। दमे—इन्द्रियदमे रसा—प्रधाना दृग्—दृष्टिः सम्यग्दर्शनं तां देहि। तां चिरपरिचितां लक्ष्मीं प्रोज्झ्य—त्यक्त्वा मोक्षे रत! आमन्त्रणम्। आरात्—दूरवर्तिनीम्। अमरैः सदृशाः—तुल्याः। के? वासुदेवादयो मर्त्यास्ते आवर्जिता—अनुकूलीकृता यया सा ताम्। भवजलधिनिमज्जज्जन्तूनां निर्व्याजो—मायारहितो बन्धुः हे०। अर्त्या वर्जितां—दुःखवर्जितां, दृष्टेर्विशेषणम्॥ ८५॥

### अन्वयः

आरात् अमर-सदृश-मर्त्य-आवर्जितां चिर-परिचित-लक्ष्मीं प्रोज्झ्य सिद्धौ रत! 'नेमे'! भव-जलधि-निमज्जत्-जन्तु-निर्व्याज-बन्धो! देहिने मे अर्त्या वर्जितां दम-रस-दृशं देहि।

### શબ્દાર્થ

चिर=લાંબા સમયની.
परिचित (धा० चि)=પરિચય પામેલી.
चिरपरिचितलक्ष्मीं=લાંબા સમયના પરિચય વાળી લક્ષ્મીને.
प्रोज्झ्य (धा० उज्झ्)=તજી દઇને, ત્યાગ કરીને.
रत! (मू० रत)=હે આસક્ત!
आरात्=દૂરથી.
सदृश=તુલ્ય, જેવા.
मर्त्य=માનવ.
आवर्जित (धा० वर्ज्)=અનુકૂલ કરેલ.
अमरसदृशमर्त्यावर्जितां=દેવતુલ્ય માનવોને અનુકૂલ કરેલ છે જેણે એવી.
देहि (धा० दा)=તું અર્પણ કર.
नेमे! (मू० नेमि)=હે નેમિ(નાથ)!
जलधि=સમુદ્ર.
निमज्जत् (धा० मस्ज्)=ડૂબતા.
जन्तु=જીવ, પ્રાણી.
निर्=અભાવવાચક અવ્યય.
व्याज=કપટ.
निर्व्याज=નિષ્કપટી, સાચા.
भवजलधिनिमज्जज्जन्तुनिर्व्याजबन्धो!=હે સંસારરૂપ સમુદ્રમાં ડૂબી જતા જીવોના નિષ્કપટી મિત્ર!
दम=ઇન્દ્રિય-દમન, સંયમ.
रस=પ્રધાન.
दमरसदृशं=દમનને વિષે પ્રધાન દૃષ્ટિને, સમ્યક્ત્વને.
अर्त्या (मू० अर्ति)=પીડાથી.
वर्जितां (मू० वर्जित)=રહિત.
देहिने (मू० देहिन्)=શરીરધારી.
मे (मू० अस्मद्)=મને.

## શ્લોકાર્થ

શ્રીનેમિનાથને પ્રાર્થના—

"દેવતુલ્ય માનવોને (અર્થાત્ [1]વાસુદેવાદિકોને) અનુકૂલ કરી લીધા છે જેણે એવી તેમજ લાંબા સમયના પરિચયવાળી લક્ષ્મીને દૂરથી તજી દઇને મુક્તિને વિષે આસક્ત બનેલા હે (બાવીસમા તીર્થંકર)! હે [2]નેમિ(નાથ)! હે સંસાર-સમુદ્રમાં ડૂબી જતા જીવોને (સહાય કરવામાં) નિષ્કપટી મિત્ર(સમાન)! દેહધારી એવા મને પીડાથી રહિત એવી (ઇન્દ્રિય-) દમનને વિષે પ્રધાન એવી દૃષ્ટિ (અર્થાત્ સમ્યક્ત્વ) નું અર્પણ કર."—૮૫

* * * *

जिनवराणां स्तुतिः—

विदधदिह यदाज्ञां निर्वृतौ शंमणीनां
सुखनिरतनुतानोऽनुत्तमास्तेऽमहान्तः ।
ददतु विपुलभद्रां द्राग् जिनेन्द्राः श्रियं स्वः-
सुखनिरतनुता नोऽनुत्तमास्ते महान्तः ॥ ८६ ॥

—मालिनी

## टीका

येषामाज्ञां विदधत्–कुर्वन् निर्वृतौ–मोक्षे शं–सुखं तदेव मणयस्तेषां सुखनिः–शोभनखनिः सन् । अतनुः–महान् तानो यस्य स बृहत्प्रमाणः सन् आस्ते–तिष्ठति । कथं? अनुत्तं–अप्रेरितम् । महानां–उत्सवानां अन्तो न विद्यते यस्य सः । स्वर्गसुखेषु निरता–आसक्ता इन्द्रादयस्तैर्नुताः । अनुत्तमाः–प्रधानाः । महान्तो–महापुरुषास्ते जिनेन्द्राः । नः–अस्मभ्यम् ॥ ८६ ॥

## अन्वयः

यद्–आज्ञां इह विदधत् (प्राणी) शं–मणीनां सु–खनिः (सन्) अ–तनु–तानः (सन्) निर्वृतौ अ–नुत्तं आस्ते, अ–मह–अन्तः (वर्तते च), ते स्वर्–सुख–निरत–नुताः अनुत्तमाः महान्तः जिनेन्द्राः नः विपुल–भद्रां श्रियं द्राक् ददतु ।

---

૧ આ સંબંધમાં જુઓ વીર–ભક્તામર (પૃ૦ ૫).

૨ આ તીર્થંકરની સ્થૂલ રૂપરેખા સ્તુતિ–ચતુર્વિંશતિકા (પૃ૦ ૨૫૮)માં આલેખવામાં આવી છે.

## શબ્દાર્થ

विदधत् ( धा० धा )=આચરણ કરનારો.
आज्ञा=શાસન, હુકમ.
यदाज्ञां=જેની આજ્ઞાને.
निर्वृतौ ( मू० निर्वृति )=મોક્ષને વિષે.
शंमणीनां ( मू० शं+मणि )=સુખરૂપ રત્નોની.
खनि=ખાણ.
सुखनि=શોભનીય ખાણ.
तनु=અલ્પ.
अतनुतानः=અનલ્પ છે વિસ્તાર જેનો એવો.
अनुत्तं=અપ્રેરિતપણે.
अमहान्तः=અવિદ્યમાન છે ઉત્સવોનો અંત જેને વિષે એવા.
विपुल=વિશાળ.
भद्र=કલ્યાણ.
विपुलभद्रां=વિશાળ છે કલ્યાણ જેમાં એવી.
जिनेन्द्राः ( मू० जिनेन्द्र )=જિનવરો.
स्वर्=સ્વર્ગ.
नि=અત્યંતવાચક અવ્યય.
रत=આસક્ત.
नुत ( धा० नु० )=સ્તુતિ કરાયેલ.
स्वःसुखनिरतनुताः=સ્વર્ગના સુખમાં અત્યંત આસક્ત એવા (દેવો) વડે સ્તુતિ કરાયેલા.
अनुत्तमाः ( मू० अनुत्तम )=સર્વોત્તમ.
महान्तः ( मू० महत् )=મોટા.

## શ્લોકાર્થ

જિનેશ્વરોની સ્તુતિ—

"જેમની આજ્ઞાનું અત્ર આચરણ કરનારો ( અર્થાત્ જેમના આદેશ પ્રમાણે વર્તન કરનારો પ્રાણી ) સુખરૂપ રત્નોની સુશોભિત ખાણ થયો થકો મોટા વિસ્તારવાળો ( અર્થાત્ ઓછામાં ઓછી બત્રીસ આંગળની અવગાહનાવાળો ) બની મોક્ષમાં અપ્રેરિતપણે રહે છે તેમજ અખંડિત મહોત્સવોને ભોગવે છે, તે, સ્વર્ગના સુખમાં રચી પચી રહેનારા ( સુરો ) વડે સ્તુતિ કરાયેલા એવા, વળી સર્વોત્તમ, તેમજ મહત્ત્વશાળી એવા જિનવરો અમને અત્યંત કલ્યાણકારી લક્ષ્મી સત્વર અર્પો."—૮૬

ꕥ ꕥ ꕥ ꕥ

जिनसिद्धान्तस्मरणम्—

कृतसुमतिबलर्द्धिध्वस्तरुग्मृत्युदोषं
परमममृतसमानं मानसं पातकान्तम् ।
प्रति दृढरुचि कृत्वा शासनं जैनचन्द्रं
परमममृतसमानं मानसं पात कान्तम् ॥ ८७ ॥

—मालिनी

## टीका

शासनं मानसं पात—रक्षत इति क्रिया । किं कृत्वा? मानसं—चित्तं प्रति दृढा रुचिर्यस्य तत् तीव्रेच्छं कृत्वा कृताः शोभना मतिबलऋद्धयो येन तत् एवंविधं च तत् ध्वस्तरुग्मृत्युदोषं च ततः कर्मधारयः । परमं—प्रधानं ऋतं—सत्यं च तत् परमत्रार्थं पातकानामन्तो यस्मिंस्तत् ॥ ८७ ॥

## अन्वयः

मानसं प्रति दृढ-रुचि कृत्वा, कृत-सुमति-वल-ऋद्धि-ध्वस्त-रुज्-मृत्यु-दोषं, अमृत-समानं, परं पातक-अन्तं, परमं ऋत-स-मानं कान्तं जैनचन्द्रं शासनं मानसं पात ।

## શબ્દાર્થ

ऋद्धि=સંપત્તિ.
ध्वस्त ( ધા० ध्वंस् )=નષ્ટ કરેલ.
मृत्यु=મરણ.
कृतसुमतिवलर्द्धिध्वस्तरुग्मृत्युदोषं=(અર્પણ) કર્યાં છે સુબુદ્ધિ સુપરાક્રમ અને સુસંપત્તિ જેણે એવા તેમજ નાશ કર્યો છે રોગ અને મરણરૂપ દોષોનો જેણે એવા.
अमृत=સુધા, અમૃત.
अमृतसमानं=અમૃતના જેવા.
मानसं ( મૂ० मानस )=મન.
पातक=પાપ.
पातकान्तं=પાપનો અન્ત છે જેને વિષે એવા.
दृढ=તીવ્ર.
रुचि=અભિલાષા, ઇચ્છા.
दृढरुचि=તીવ્ર અભિલાષાવાળું.
कृत्वा ( ધા० कृ )=કરીને.
शासनं ( મૂ० शासन )=શાસનને.
जैनचन्द्रं=જિન-ચન્દ્રના સંબંધી.
मान=સત્કાર, સંમાન.
ऋतसमानं=સત્ય તેમજ સંમાનયુક્ત.
मानसं ( મૂ० मानस )=માનસ ( સરોવર ).
पात ( ધા० पा )=તમે રક્ષણ કરો.
कान्तं ( મૂ० कान्त )=મનોહર.

## શ્લોકાર્થ

જિન-સિદ્ધાન્તનું સ્મરણ—

"( અર્પણ ) કર્યાં છે સુબુદ્ધિ, સુપરાક્રમ, અને સુસંપત્તિ જેણે એવા, તેમજ વિનાશ કર્યો છે રોગ અને મરણરૂપ દોષોનો [ અથવા રોગ, મરણ અને અપરાધનો ] જેણે એવા, વળી સુધાસમાન ( પ્રીતિકર ), તથા વળી પાપનો અત્યંત અંત આણનારા, તેમજ ઉત્કૃષ્ટ, [1]સત્ય તથા સંમાનયુક્ત અને વળી મનોહર એવા જિન-ચન્દ્રવિષયક શાસનરૂપી માનસ સરોવરનું ( હે ભવ્ય જનો ! ) તમે મનમાં તીવ્ર ઉત્કણ્ઠા ધારણ કરીને ( અર્થાત્ તીવ્ર અભિલાષાપૂર્વક ) રક્ષણ કરો.—૮૭

* * * *

अम्बादेव्याः स्तुतिः—

जिनवचसि कृतास्था संश्रिता कम्रमाम्रं
समुदितसुमनस्कं दिव्यसौदामनीरुक् ।
दिशतु सतत'मम्बा' भूतिपुष्पात्मकं नः
समुदितसुमनस्कं दिव्यसौ दाम नीरुक् ॥ ८८ ॥ २२ ॥

—मालिनी

१ સત્યના સંબંધી માહિતી માટે જુઓ સ્તુતિ-ચતુર્વિંશતિકા ( પૃ० ६९-७० ).

## टीका

असौ अम्बा देवता दिवि-देवलोके । भूतयः-समृद्धय एव पुष्पाणि आत्मा यस्य तत् । दाम-स्रक् । नः-अस्मभ्यं दिशतु । कम्रं-कमनीयं आम्रं-चूतं संश्रिता । समुदिता-एकीभूताः सुमनसः-पुष्पाणि यस्मिन् दाम्नि तत् । दिव्या सौदामनी-विद्युत् तद्वत् रुक्-दीप्तिर्यस्याः सा । समुदिताः-सहर्षाः सुमनसः-सम्यग्दृष्टयो यस्मिन् दामदाने तत्, इदं क्रियाविशेषणम् । अपगता रुजो-रोगा यस्माद् दाम्नस्तत् ॥ ८८ ॥

## અન્વયઃ

जिन-वचसि कृत-आस्था, कम्रं आम्रं संश्रिता, दिव्य-सौदामनी-रुक्, असौ 'अम्बा' समुदित-सुमनस्कं, दिवि भूति-पुष्प-आत्मकं, निर्-रुग् दाम स-मुदित-सु-मनस्कं नः सततं दिशतु ।

## શબ્દાર્થ

जिनवचसि=તીર્થંકરના વચનમાં.
आस्था=શ્રદ્ધા, આકીન.
कृतास्था=કરી છે શ્રદ્ધા જેણે એવી.
संश्रिता ( धा० श्रि )=આશ્રય કરેલી, આશ્રીને રહેલી.
कम्रं ( मू० कम्र )=મનોમોહક, કમનીય.
आम्रं ( मू० आम्र )=આમ્રને, આંબાને.
समुदित ( धा० इ )=એકત્રિત કરેલ.
सुमनस्=પુષ્પ, કુસુમ.
समुदितसुमनस्कं=એકત્રિત કરેલ છે કુસુમો જેને વિષે એવી.
सौदामनी=વિદ્યુત, વીજળી.
दिव्यसौदामनीरुक्=દિવ્ય વીજળીના જેવી પ્રભા છે જેની એવી.
दिशतु ( धा० दिश् )=અર્પો.
सततं=સર્વદા, હમેશાં.
अम्बा=અમ્બા ( દેવી ).
भूतिपुष्पात्मकं=આબાદીરૂપ ફૂલો છે જેનું એવી.
नः ( मू० अस्मद् )=અમને.
मुदित=હર્ષ.
समुदित=હર્ષિત.
सुमनस्=સમ્યગ્દૃષ્ટિ.
समुदितसुमनस्कं=સમ્યગ્દૃષ્ટિ હર્ષ પામે તેવી રીતે.
असौ ( मू० अदस् )=આ.
दाम ( मू० दामन् )=માલા.
नीरुक्=નષ્ટ થયો છે રોગ જેનાથી એવી.

## શ્લોકાર્થ

**અમ્બા દેવીની સ્તુતિ—**

"જિન-વચનને વિષે શ્રદ્ધાળુ એવી તથા મનોમોહક આમ્રનો આશ્રય લીધેલી, દિવ્ય વિદ્યુત્‌ના જેવી પ્રભા છે જેની એવી આ અમ્બા ( દેવી ) એકત્રિત થયેલાં છે પુષ્પો જેમાં એવી, તેમજ સ્વર્ગવિષયક અભ્યુદયરૂપ કુસુમો છે સ્વરૂપ જેનું એવી તથા વળી નષ્ટ થયા છે રોગો જેનાથી એવી માલા સમ્યગ્-દૃષ્ટિ આનંદ પામે તેવી રીતે અમને સર્વદા સમર્પો."—૮૮

## સ્પષ્ટીકરણ

**અમ્બા દેવીની સ્તુતિ પરત્વે વિચાર—**

અત્યાર સુધી તો કવિરાજે શ્રુત-દેવતા અને વિદ્યા-દેવીઓની સ્તુતિ કરી છે, પરંતુ આ પદ્યમાં તો તેમણે શાસન-દેવીની સ્તુતિ કરી છે, કેમકે 'અમ્બા' એ તો બાવીસમા તીર્થંકર




निर्वाणकलिकायाम्—

"तस्मिन्नेव तीर्थे समुत्पन्नां कूष्माण्डीं (अम्बिकां) देवीं कनकवर्णां सिंहवाहनां चतुर्भुजां मातुलिङ्गपाशयुक्तदक्षिणकरां पुत्राङ्कुशान्वितवामकरां चेति।"

नि. सा. प्रेस.

**શ્રીનેમિનાથ**ની શાસન-દેવીનું નામ છે. અત્ર પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે આ કાવ્યમાં સોળે સોળ વિદ્યા-દેવીઓની સ્તુતિ પૂર્ણ કરવાની વાત તો કોરે મૂકી એકાએક કવીશ્વરે શાસન-દેવતાની કેમ સ્તુતિ કરી છે?

**અમ્બા દેવીનું સ્વરૂપ—**

**અમ્બા** દેવીના સંબંધમાં ઘણે સ્થલે ઉલ્લેખ મળી આવે છે. **ઉજ્જયન્ત-સ્તવ**માં એના સંબંધમાં કહ્યું છે કે—

" सिंहयाना हेमवर्णा, सिद्धबुद्धसुतान्विता ।
कम्राम्रलुम्बिभृत्पाणि-रत्राम्वा सङ्घविघ्नहृत् । "

—૧૩ મું પદ્ય.

**આચાર-દિનકર**માં નીચે મુજબ ઉલ્લેખ છેઃ—

" सिंहारूढा कनकतनुरुग् वेदबाहुश्च वामे
हस्तद्वन्द्वेऽङ्कुशतनुभुवौ बिभ्रति दक्षिणेऽत्र ।
पाशाम्राली सकलजगतां रक्षणैकार्द्रचित्ता
देव्यम्बा नः प्रदिशतु समस्ताघविध्वंसमाशु ॥ "

**નિર્વાણ-કલિકા**માંથી પણ આ દેવીના સંબંધી માહિતી મળી શકે છે, પરંતુ ત્યાં આ દેવીનું નામ 'કૂષ્માણ્ડી' હોવાનો ઉલ્લેખ છે. આ રહ્યો તે ઉલ્લેખઃ—

" तस्मिन्नेव तीर्थे समुत्पन्नां कूष्माण्डीं देवीं कनकवर्णां सिंहवाहनां मातुलिङ्गपाशयुक्तदक्षिण-करां पुत्राङ्कुशान्वितवामकरां चेति. "

અર્થાત્-તેજ (બાવીસમા તીર્થંકરના) તીર્થને વિષે ઉત્પન્ન થયેલી **કૂષ્માણ્ડી** દેવીનો વર્ણ સુવર્ણના સમાન છે અને સિંહ એ એનું વાહન છે. એને ચાર હાથ છે. એના જમણા બે હાથ બીજોરા અને પાશથી અલંકૃત છે, જ્યારે એના ડાબા બે હાથ પુત્રો અને અંકુશ વડે વિભૂષિત છે. આ દેવીના પૂર્વ ભવની માહિતી **અમ્બિકાદેવીકલ્પ**માંથી મળી શકે તેમ હોવાથી અત્ર એ કલ્પ અનુવાદસહિત નીચે મુજબ આપવામાં આવે છેઃ—

## अम्बिकादेवीकल्पः

सिरिउज्जयंत(गिरि)सिहरसेहरं पणमिऊण नेमिजिणं ।
कोहंडिदेविकप्पं, लिहामि वुड्ढोवएसाओ ॥—अज्जा

अत्थि 'सुरट्ठा'विसये धणकणयसंपयजणसमिद्धं 'कोडीनारं' नाम नयरं । तत्थ 'सोमो' नाम रिद्धि-समिद्धो छक्कम्मपरायणो वेयागमपारगमो वंभणो हुत्था । तस्स घरिणी 'अंविणी' नाम महग्घसीलालंका-

---

૧ આ નામાન્તર છે એ વાતની **અમ્બિકાદેવીકલ્પ** પણ સાક્ષી પૂરે છે.

૨ छाया—

श्री'उज्जयन्त'(गिरि)शिखरशेखरं प्रणम्य 'नेमि'जिनम् ।
'कोहण्डि' देवीकल्पं लिखामि वृद्धोपदेशात् ॥

अस्ति 'सौराष्ट्र'विषये धनकनकसम्पदाजनसमृद्धं 'कोडीनारं' नाम नगरम् । तत्र 'सोमो' नाम ऋद्धिसमृद्धः षट्कर्मपरायणो वेदागमपारङ्गमो ब्राह्मणः आसीत् । तस्य गृहिणी 'अम्बिका' नाम महार्घशीलालङ्कारभूषितशरीरा

रभूसियसरीरा आसि। तेसिं विसयसुहमणुहवंताणं उप्पन्ना दुवे पुत्ता—पढमो सिद्धो बीओ बुद्धुत्ति। अन्नया समागए पिअरपक्खे भट्टसोमेणं निमंतिआ बंभणा सद्धदिणे। कत्थवि ते वेयमुच्चारन्ति, कत्थवि आढवन्ति पिण्डपयाणं, कत्थवि होमं करिंति वइसदेवं च। सम्पाडिआ सालि-दालि-वंजण-पक्कन्न-भेअ-खीर-खण्डपमुहा जेमणा। अंबि(अंबि)णीए अ सासुआ ण्हाणं काउं पयट्टा। तम्मि अवसरे एगो साहू मासोववासपारणए भिक्खट्ठा संपत्तो। तं पलोइत्ता हरिसभरनिब्भरपुलइअंगी उट्ठिआ अंबिणी। पडि-लाभिओ तीए मुणिवरो भत्तिबहुमाणपुव्वं अहापवित्तेहिं भत्तपाणेहिं। जाव गहिअभिक्खो साहू वलि-ओ ताव सासुआवि ण्हाऊण रसवईठाणमागया। न पिच्छइ पढमसिहं। तओ तीए कुविआए पुट्ठा वहुआ। तीए जहट्ठिए वुत्ते अंबाडिआ सा अज्जूए—हा पावे किमेयं तए कयं? अज्जवि देवया न पूइआ, अज्जवि न भुंजाविआ विप्पा, अज्जवि न भरिआइं पिंडाइं, अग्गसिहा तए किमत्थं साहुणो दिन्ना?। तओ तीए भणिओ सव्वोवि वइअरो सोमभट्टस्स। तेण संरुट्ठेण अप्पच्छंदिअत्ति निक्का-लिआ गिहाओ। सा परिभवदूमिआ सिद्धं करंगुलीए धरित्ता बुद्धं च कडीए चडावित्ता चलिआ नयराओ वाहिं। पंथे तिसाभिभूएहिं दारएहिं जलं मग्गिआ। जाव सा अंसुजलपुन्नलोअणा संवुत्ता ताव पुरओ ठिअं सुक्कसरोवरं तिस्सा अणग्घेणं सीलमाहप्पेणं तक्खणं जलपूरिअं जायं। पाइआ दोन्नि सीअलं नीरं। तओ छुहिएहिं भोअणं मग्गिआ वालएहिं। पुरओ सुक्कसहयारतरू तक्खणं फलिओ। दिन्नाइं फलाइं अंबिणीए तेसिं, जाया ते सुत्था। जाव सा चूअच्छायाए वीसमइ ताव जं जायं तं निसामेह—जं तीए वालयाइं पढमं जेमाविआ तेसिं भुत्तुतरं पत्तलीओ तीए वाहिं उज्झि-आओ आसि ताओ सीलमाहप्पाकंपिअमणाए सासणदेवयाए सोवन्नकच्चोलयरूवाओ कयाओ। जे अ उच्छिट्ठसित्थकणा भूमीए पडिआ ते मुत्तिआइं संपाइआइं। अग्गसिहा य सिहरेसु तहेव दंसिआ। एअमब्भुअं सासुए दट्ठूण निवेइअं 'सोम'विप्पस्स। सिद्धं(ट्ठं) च जहा—वच्छ! सुलक्खणा पइव्वया

---

आसीत्। तयोर्विषयसुखमनुभवतोः उत्पन्नौ द्वौ पुत्रौ—प्रथमः 'सिद्धः' द्वितीयो 'बुद्ध' इति। अन्यदा समागते पितृपक्षे 'सोम'भट्टेन निमन्त्रिताः ब्राह्मणाः श्राद्धदिने। कुत्रचित् ते वेदमुच्चारयन्ति, कुत्रचित् आरभन्ते पिण्डप्रदानं, कुत्रचित् होमं कुर्वन्ति वैश्वदेवं च। सम्पादितानि शालि-दालि-व्यञ्जन-पक्वान्न-भेद-क्षीर-खण्डप्रमुखानि जेमनानि। 'अम्बिका'-याश्च श्वश्रूः स्नानं कर्तुं प्रवृत्ता। तस्मिन्नवसरे एकः साधुः मासोपवासपारणके भिक्षार्थं संप्राप्तः। तं प्रलोक्य हर्षभर-निर्भरपुलकिताङ्गी उत्थिता 'अम्बिका'। प्रतिलाभितस्तया मुनिवरो भक्तिबहुमानपूर्वं यथाप्रवृत्तैर्भक्तपानैः। यावद् गृहीत-भिक्षः साधुः वलितः तावत् श्वश्रूरपि स्नात्वा रसवतीस्थानमागता। न प्रेक्षते प्रथमशिखाम्। ततस्तया कुपितया पृष्टा वधूः। तया यथास्थिते उक्ते तिरस्कृता सा आर्यया (श्वश्र्वा)—हा पापे! किमेतत् त्वया कृतं? अद्यापि देवता न पूजिता, अद्यापि न भोजिता विप्राः, अद्यापि न भरिताः पिण्डाः, अग्रशिखा त्वया किमर्थं साधवे दत्ता?। ततस्तया भणितः सर्वोऽपि व्यतिकरः 'सोम'भट्टस्य। तेन संरुष्टेन आत्मच्छंदिकेति निष्कासिता गृहात्, सा परिभवदूना 'सिद्धं' कराङ्गुल्यां धृत्वा 'बुद्धं' च कट्यां आरोप्य चलिता नगराद् वहिः। पथि तृषाभिभूताभ्यां दारकाभ्यां जलं मार्गिता। यावत् सा अश्रुजलपूर्णलोचना संवृत्ता, तावत् पुरतः स्थितं शुष्कसरोवरं तस्याः अनर्घेण शीलमाहात्म्येन तत्क्षणं जलपूरितं जातम्। पायितौ द्वौ शीतलं नीरम्। ततः क्षुधिताभ्यां भोजनं मार्गिता वालकाभ्याम्। पुरतः शुष्कसहकारतरुः तत्-क्षणं फलितः। दत्तानि फलानि अम्बिकया तयोः, जातौ तौ सुस्थौ। यावत् सा चूतच्छायायां विश्राम्यति तावद् यद् जातं तद् निशामयत—यत् तया वालकादयः प्रथमं जेमिताः, तेषां भुक्तोत्तरं पत्राल्यः तया वहिः उज्झिताः आसीरन्, ताः शीलमाहात्म्याकम्पितमनसा शासनदेवतया सौवर्णकच्चोलकरूपाः कृताः, (ये) उच्छिष्टसिक्थकणाः भूमौ पतिताः ते मौक्तिकानि संपादितानि अग्रशिखा च शिखरेषु दर्शिता। एतदद्भुतं श्वश्र्वा दृष्ट्वा निवेदितं 'सोम'विप्रस्य, दिष्टं च

य एसा वहू, ता पच्चाणेहि एअं कुलहरंति जणणीपेरिओ पच्छायावानलडज्झंतमाणसो गओ वहुयं वालेउं 'सोम'भट्टो। तीए पिट्ठओ आगच्छन्तं दिअवरं निअवरं दट्ठूण दिसाओ पलोइआओ। दिट्ठओ अग्गओ मग्गकूवओ। तओ जिणवरं मणे अणुसरिऊण सुपत्तदाणं अणुमोअंतीए अप्पा कूवंमि झंपाविओ। सुह-ज्झवसाणेण पाणे चइऊण उप्पन्ना कोहंडविमाणे सोहम्मकप्पहिट्ठे चउहिं जोअणेहिं अंवीअदेवी नाम महड्ढिआ देवी। विमाणनामेणं कोहंडीवि भन्नइ। 'सोम'भट्टेणवि तीसे महासईए कूवे पडणं दट्ठुं अप्पा तत्थेव झंपाविओ। सो अ मरिऊण तत्थेव जाओ देवो। आभिओगिअकम्मुणा सिंहरूवं विउ-व्वित्ता तीए चेव वाहणं जाओ। अन्ने भणंति—'अंविणी' 'रेवय'सिहराओ अप्पाणं झंपावित्ता तप्पिट्ठओ 'सोम'भट्टोवि तहेव मओ। सेसं तं चेव। सा य भगवई। चउब्भुआ दाहिणहत्थेसु अंवलुंबिं पासं च धारेइ, वामहत्थेसु पुण पुत्तं अंकुसं च धारेइ। उत्तत्तकणयसवण्णं च वण्णमुव्वहइ सरीरे। सिरि'नेमि'-नाहस्स सासणदेवयत्ति निवसइ 'रेवइ'गिरिसिहरे। मउड-कुंडल-मुत्ताहलहार-रयणकंकण-नेउराइस-व्वंगीणाभरणरमणिज्जा पूरेइ सम्मदिट्ठीण मणोरहे, निवारेइ विग्घसंघायं। तीए मंतमंडलाईणि आ-रोहित्ताणं भविआणं दीसंति अणेगरूवाओ रिद्धिसिद्धीओ, न पहवंति भूअ-पिसाय-साइणी-विसम-ग्गहा, संपज्जंति पुत्त-कलत्त-मित्त-धण-धन्न-रज्ज-सिरिओ त्ति।

अंविआमंता इमे—

वयवीअसकुलकुल—जलहरिहयअक्कंतपेआइं।
पणइणिवायावसिओ, अंविअदेवीइ अहमंतो ॥ १ ॥—अज्जा
धुवभुवणदेवि संवुद्धिपासअंकुसतिलोअपंचसरा।
णहसिहिकुलकलअज्झासियमायपरपणामपयं ॥ २ ॥ ,,
वागुब्भवं तिलोअं, पाससिणीहाउ तइअवन्नस्स।
कूहंडअंविआए, नमु त्ति आराहणामंतो ॥ ३ ॥ ,,

---

यथा—वत्स! सुलक्षणा पतिव्रता च एषा वधूः, तस्मात् प्रत्यानय एतां कुलगृहं इति जननीप्रेरितः पश्चात्तापानलदह्यमानमानसो गतो वधूकां वालयितुं 'सोम'भट्टः। तया पृष्ठतः आगच्छन्तं द्विजवरं निजवरं दृष्ट्वा दिशः प्रलोकिताः, दृष्टः अग्रतः मार्गकूपकः, ततो जिनवरं मनसि अनुस्मृत्य सुपात्रदानं अनुमोदयन्त्या आत्मा कूपे प्रक्षिप्तः। शुभाध्य-वसानेन प्राणान् त्यक्त्वा उत्पन्ना 'कोहण्ड'विमाने सौधर्मकल्पस्याधस्तात् चतुर्भिर्योजनैः 'अम्बिका'देवी नाम महर्द्धिका देवी। विमाननाम्ना कोहण्डी अपि भण्यते। 'सोम'भट्टेनापि तस्या महासत्याः कूपे पतनं दृष्ट्वा आत्मा तत्रैव संक्षिप्तः। स च मृत्वा तत्रैव जातो देवः, आभियोगिककर्मणा सिंहरूपं विकुर्व्य तस्या एव वाहनं जातः। अन्ये भणन्ति— 'अम्बिका' 'रैवत'शिखरात् आत्मानं क्षिप्त्वा तत्पृष्ठतः 'सोम'भट्टोऽपि तथैव मृतः, शेषं तदेव। सा च भगवती चतुर्भुजा दक्षिणहस्तयोः आम्रलुम्बि पाशं च धारयति, वामहस्तयोः पुनः पुत्रं अंकुशं च धारयति, उत्तप्तकनकसवर्णं च वर्णमुद्वहति शरीरे, श्री'नेमि'नाथस्य शासनदेवता इति निवसति 'रेवत'गिरिशि-खरे, मुकुट-कुण्डल-मुक्ताफलहार-रत्नकङ्कण-नूपुरादिसर्वाङ्गीणाभरणरमणीया पूरयति सम्यग्दृष्टीनां मनोरथान्, निवा-रयति विघ्नसंघातम्। तया मन्त्रमण्डलादीनि आरुह्य भव्यानां दीयन्ते अनेकरूपा ऋद्धिसिद्ध्यः, न प्रभवन्ति भूतपि-शाचशाकिनीविषमग्रहाः, संपद्यन्ते पुत्रकलत्रमित्रधनधान्यराज्यश्रिय इति। अम्बिकामन्त्रा इमे (आम्नायाभावात् अन्यप्रत्यभावाच्च न प्रतिसंस्कृताः)।

एवं अन्नेऽवि अंबादेवीमंता अप्पपररक्खाविसया सुमरणाजुग्गा मग्गखेमाइगोअरा य बहवो चिट्ठंति । ते अ तहा मंडलाणि अ इत्थ न भणिआणि गंथवित्थरभएणंति गुरुमुहाओ नायव्वाणि ।

एअं अंबियदेवी—कप्पं अविअप्पचित्तवित्तीणं ।
वायंतसुणंताणं, पुज्जंति समीहिआ अत्था ॥ १ ॥

## ॥ इति अम्बिकादेवीकल्पः ॥

## અમ્બિકાદેવીકલ્પનો અનુવાદ.

શ્રીઉજ્જયન્ત (ગિરનાર) ગિરિના શિખર ઉપર મુકુટસમાન **નેમિનાથ** તીર્થંકરને પ્રણામ કરીને વૃદ્ધના ઉપદેશથી **કોહણ્ડિ** (અંબા) દેવીનો કલ્પ લખું છું. **સૌરાષ્ટ્ર** દેશમાં ધન, સુવર્ણ ઇત્યાદિ સંપત્તિ તેમજ જનો વડે સમૃદ્ધ એવું 'કોડીનાર' નામનું નગર છે. ત્યાં ઋદ્ધિશાળી, છ કર્મમાં તત્પર અને વેદ-શાસ્ત્રનો જાણકાર એવો **સોમ** નામનો બ્રાહ્મણ રહેતો હતો. મહામૂલ્યવાળા શીલરૂપી અલંકારથી અલંકૃત એવા દેહવાળી તેને **અંબિકા** નામની પત્ની હતી. આ દંપતીને વિષયસુખ ભોગવતાં અનુક્રમે **સિદ્ધ** અને **બુદ્ધ** એ નામના બે પુત્રો થયા. અન્યદા [1]પિતૃ-પક્ષ આવ્યું એટલે શ્રાદ્ધને દિને **સોમભટ્ટે** બ્રાહ્મણોને આમન્ત્રણ આપ્યું. કોઇક સ્થલે તેઓ વેદનું ઉચ્ચારણ કરતા હતા, તો કોઇક સ્થલે તેઓ પિણ્ડ આપવાનો આરંભ કરતા હતા, તો કોઇક સ્થલે હોમ તેમજ અગ્નિ કરતા હતા. શાલિ (ભાત), દાળ, શાક, અનેક જાતનાં પકવાન્ન, ખીર, ખાંડ વિગેરે જમણો તૈયાર કરવામાં આવ્યાં હતાં. રસોઇ તૈયાર થઇ એટલે **અંબિકાની** સાસુ સ્નાન કરવા ગઇ. એ સમયે એક સાધુ એક મહિનાના ઉપવાસના પારણા માટે ભિક્ષાર્થે ત્યાં આવી પહોંચ્યા. તેને જોઇને હર્ષના સમૂહ વડે રોમાંચિત થયેલા દેહવાળી **અંબિકા** ઊભી થઇ અને તેણે ભક્તિ અને બહુમાનપૂર્વક શુદ્ધ ભોજન અને પાન વડે તે મુનિવરને પ્રતિલાભિત કર્યા. ભિક્ષા ગ્રહણ કરીને તે સાધુ ચાલ્યા ગયા, એટલે આ **અંબિકાની** સાસુ સ્નાન કરીને રસોડામાં આવી પહોંચી, પરંતુ ત્યાં (ભોજનના ઉપરની તરીરૂપ) અગ્રશિખા તેના જોવામાં આવી નહિ. તેથી તે ગુસ્સે થઇને પોતાની વહુને તેનું કારણ પૂછવા લાગી. ખરી હકીકત તેણે તેને કહી એટલે તેની સાસુએ તેનો તિરસ્કાર કરતાં કહ્યું કે—"અરે પાપિણી! આ તેં શું કર્યું? હજી દેવોની પૂજા તો થઇ નથી, બ્રાહ્મણોને ભોજન પણ કરાવ્યું નથી, પિણ્ડો પણ ભર્યા નથી, તો પછી તેં અગ્રશિખા સાધુને કેમ આપી?" ત્યાર બાદ તેણે આ સર્વ વૃત્તાન્ત પોતાના પુત્ર **સોમભટ્ટને** નિવેદન કર્યો. તે કોપાયમાન થયો અને પોતાની પત્નીને સ્વચ્છંદી માનીને તેને ઘરમાંથી કાઢી મૂકી. આ સ્ત્રી પરાભવથી પીડિત થતાં તે પોતાના **સિદ્ધ** પુત્રને આંગળીએ લઇને અને બીજા પુત્ર **બુદ્ધને** કેડે બેસાડીને નગરની બહાર ચાલી નીકળી. માર્ગમાં તેના બે પુત્રો તૃષાતુર થયા એટલે તેમણે જલ માંગ્યું. આ સાંભળીને તે સ્ત્રીની આંખમાં પાણી ભરાઇ આવ્યાં. પરંતુ તત્કાલ તેની સામે રહેલું સુકું સરોવર તેના અમૂલ્ય શીલના પ્રભાવથી જલપૂર્ણ બની ગયું.

---

एवं अन्येऽपि अम्बिकादेवीमन्त्रा आत्मपररक्षाविषयाः स्मरणयोग्याः मार्गक्षेमादिगोचराश्च बहवः तिष्ठन्ति (सन्ति) ते च तथा मण्डलानि च अत्र न भणितानि ग्रन्थविस्तारभयेनेति गुरुमुखाद् ज्ञातव्यानि ।

एतं अम्बिकादेवीकल्पं अविकल्पचित्तवृत्तीनां ।
वाचयतां (च) शृण्वतां पूर्यन्ते समीहिता अर्थाः ॥ १ ॥

॥ इति अम्बिकादेवीकल्पः ॥

[1] 'પિતૃ-પક્ષ' એટલે ભાદ્રપદ (ભાદરવા) માસનો કૃષ્ણ પક્ષ; લોકોમાં આને 'સરાધિયા' કહેવામાં આવે છે.

એટલે તેણે પોતાના પુત્રોને તેના શીતલ જલનું પાન કરાવ્યું. ત્યાર બાદ ક્ષુધાતુર થયેલા એવા તે બાળકોએ ભોજન માંગ્યું, એટલે તત્કાલ સામે રહેલા સુકા આંબાના ઝાડ ઉપર ફળ આવ્યાં. **અંબિકા**એ તે ફળો લઇને બાળકોને આપ્યાં એટલે તેઓ સ્વસ્થ થયા. ત્યાર પછી તેઓ આંબાના ઝાડની છાયા નીચે આરામ લેવા લાગ્યાં. એટલામાં ત્યાં (સાસરામાં) એવો બનાવ બન્યો કે આ સ્ત્રીએ પોતાના બાળકોને પ્રથમ જમાડી તેનું ઉચ્છિષ્ટ તેમજ પત્રાવલી જે બહાર ફેંકી દીધાં હતાં, તેના આ સ્ત્રીના શીલના પ્રભાવથી આશ્ચર્યાંકિત બનેલા શાસન-દેવતાએ સુવર્ણના કચોળા બનાવી દીધા અને જે ઉચ્છિષ્ટ સિક્થ કણો ભૂમિ ઉપર પડેલા હતા, તેના મુક્તાફળ બનાવી દીધાં અને અગ્ર-શિખા તો શિખરો જેવી દેખાય તેમ વિકુર્વી. આ પ્રમાણેનો અદ્ભુત બનાવ **અંબિકા**ની સાસુએ જોયો એટલે તેણે પોતાના પુત્ર **સોમભટ્ટ**ને તે વાત નિવેદન કરી અને કહ્યું કે-"હે વત્સ! આ વહુ તો સુલક્ષણી અને પતિવ્રતા છે, વાસ્તે તું એને આપણે ઘેર પાછી લઇ આવ." આ પ્રમાણે પોતાની માતાના વચનથી પ્રેરાયેલો તેમજ પશ્ચાત્તાપરૂપી અગ્નિથી સંતપ્ત મનવાળો તે **સોમભટ્ટ** પોતાની પત્નીને પાછી વાળવા નીકળ્યો. પોતાના વર **સોમભટ્ટ** બ્રાહ્મણને પાછળ આવતો જોઇને **અંબિકા**એ દિશાઓ તરફ નજર ફેંકી. તેમ કરતાં અગ્રે એક માર્ગ-કૂપ તેના જોવામાં આવ્યો. જિનેશ્વરનું મનમાં ધ્યાન ધરીને સુપાત્ર-દાનનું અનુમોદન કરતી તેણે તે કૂપ (કુવા)માં ઝંપાપાત કર્યો. શુભ અધ્યવસાયપૂર્વક મરણ પામીને તે **સૌધર્મ** કલ્પથી ચાર યોજન નીચે આવેલા **કોહણ્ડ** વિમાનમાં **અંબિકા** નામની મહર્દ્ધિકા દેવી તરીકે ઉત્પન્ન થઇ. એ વિમાનનું નામ 'કોહણ્ડી' હોવાથી એને **કોહણ્ડી** પણ કહેવામાં આવે છે. **સોમભટ્ટે** પોતાની પત્ની મહા-સતીને કૂવામાં પડેલી જોઇને પોતે પણ તેમાં પડતું મેલ્યું. તે પણ મરીને તે વિમાનમાં આભિ-યોગિક દેવ તરીકે ઉત્પન્ન થયો. પોતાના કર્માનુસાર સિંહરૂપ વિકુર્વીને તે **અંબિકા** દેવીનો વાહન થઇ રહ્યો (આ સંબંધમાં મત-ભેદ છે, કેમકે કેટલાક કહે છે કે **રૈવત (ગિરનાર)** ગિરિ ઉપરથી **અંબિકા**એ ઝંપલાવ્યું હતું અને તેની પાછળ તેના પતિએ પણ તેમ કર્યું હતું).

આ ભગવતી **અંબિકા** દેવીને ચાર હાથ છે. તે જમણા બે હાથમાં આંબાની લટકતી ડાળ અને પાશ ધારણ કરે છે, જ્યારે ડાબા બે હાથમાં પુત્ર અને અંકુશ રાખે છે. તેના શરીરનો વર્ણ તપાવેલા સુવર્ણના જેવો છે. વળી તે **નેમિનાથ**ની શાસન-દેવી થઇને **ગિરનાર** ગિરિના શિખર ઉપર વસે છે. મુકુટ, કુણ્ડળ, મોતીનો હાર, રત્નનાં કંકણ, ઝાંઝર ઇત્યાદિ આભૂષણોથી વિભૂષિત તે દેવી સમ્યગ્-દૃષ્ટિઓના મનોરથોને પૂર્ણ કરે છે, વિઘ્ન-સમુદાયનો વિનાશ કરે છે અને વળી મંત્ર-મંડલાદિકનું આરોહણ કરીને ભવ્ય પ્રાણીઓને તે અનેક પ્રકા-રની ઋદ્ધિ તેમજ સિદ્ધિ સમર્પે છે. એના પ્રભાવથી ભૂત, પિશાચ, શાકિની તેમજ દુષ્ટ ગ્રહ ઉપદ્રવ કરી શકતા નથી એટલુંજ નહિ, પણ પુત્ર, પત્ની, મિત્ર, ધન, ધાન્ય અને રાજ્ય-લક્ષ્મી પ્રાપ્ત થાય છે. **અંબિકા** દેવીના મન્ત્રો મૂળમાં આપ્યા મુજબ છે (શુદ્ધ પ્રત ન મળવાથી તેમજ આમ્નાય ન હોવાથી મંત્રનો ઉદ્ધાર કર્યો નથી.)

આ પ્રમાણે બીજા પણ **અંબિકા** દેવીના મંત્રો છે અને તે પણ આત્મ-રક્ષા તથા પર-રક્ષા કરવામાં સમર્થ છે તેમજ સ્મરણ કરવા લાયક છે તેમજ માર્ગમાં શાન્તિદાયક છે. એ મન્ત્રો તેમજ મણ્ડલો ગ્રન્થ-ગૌરવના ભયથી અત્ર આપ્યાં નથી, પરંતુ તે ગુરૂમુખથી જાણી લેવાં.

આ **અંબિકાદેવીકલ્પ**ને સ્થિર ચિત્તપૂર્વક વાંચનારાના તેમજ સાંભળનારાના મનો-રથો પૂર્ણ થાય છે.

અમ્બિકાદેવીકલ્પ સમાપ્ત.

## २३ श्रीपार्श्वजिनस्तुतयः

अथ श्रीपार्श्वनाथाय प्रणामः—

नमामि जिन'पार्श्व' ! ते शमितविग्रहं विग्रहं
महानिघनमेरुके वरद ! शान्त ! कृत्स्नापितम् ।
शुभैस्त्रिभुवनश्रियाः सुरवरैरनीचैस्तरा-
महानिघनमेरुकेऽवरदशान्तकृत् ! स्नापितम् ॥ ८९ ॥

—पृथ्वी

### टीका

ते-तव विग्रहं नमामि । शमं नीता विग्रहाः-कलहा येन तत् । महान्तो निघाः-समारोहपरिणाहा नमेरवो-वृक्षविशेषा यत्र तस्मिन् । मेरोः के-शिरसि । अहानयो-हानिरहिता घना यत्र तस्मिन् स्नापितम् । कैः ? सुरवरैः-इन्द्रैः । अनीचैस्तराम् । त्रिजगल्लक्ष्म्याः शुभैः-पुण्यैः आपितं-लब्धम् । अवरा-अशोभना दशा-अवस्था तस्या अन्तं करोतीति कृत् तस्यामन्त्रणम् ॥ ८९ ॥

### अन्वयः

(हे) जिन-'पार्श्व' ! वरद ! शान्त ! कृत्स्न ! अ-वर-दशा-अन्त-कृत् ! ते शमित-विग्रहं, महा-निघ-नमेरुके, अ-हानि-घन-मेरु-के अ-नीचैः-तरां सुर-वरैः स्नापितं, त्रि-भुवन-श्रियाः शुभैः आपितं विग्रहं नमामि ।

### શબ્દાર્થ

पार्श्व=પાર્શ્વ (નાથ), ત્રેવીસમા તીર્થંકર.
जिनपार्श्व !=હે પાર્શ્વ જિન !
ते (मू० युष्मद्)=તારા.
विग्रह=કલહ, લડાઇ.
शमितविग्रहं=શાંત થયા છે કલહ જેનાથી એવા.
विग्रहं (मू० विग्रह)=દેહને, શરીરને.
निघ=જેની ઊંચાઇ, લંબાઇ સરખી હોય તે.
नमेरु=એક જાતનું ઝાડ, દિવ્ય વૃક્ષ.
महानिघनमेरुके=અત્યંત નિઘ છે નમેરૂ વૃક્ષો જેને વિષે એવા.
वरद ! (मू० वरद)=હે વરદાન દેનારા !
शान्त ! (मू० शान्त)=હે શાન્ત !
कृत्स्न ! (मू० कृत्स्न)=હે સંપૂર્ણ !
आपितं (मू० आप्)=પ્રાપ્ત થયેલા.
शुभैः (मू० शुभ)=પુણ્યો વડે.
त्रि=ત્રણ.
त्रिभुवनश्रियाः=ત્રૈલોક્યની લક્ષ્મીના.
सुरवरैः (मू० सुरवर)=ઇન્દ્રો દ્વારા.
नीच=અધમ.
अनीचैस्तरां=શ્રેષ્ઠ.
हानि=હાનિ.
क=મસ્તક, શિખર.
अहानिघनमेरुके=હાનિથી રહિત છે મેઘ જેને વિષે એવા મેરૂના શિખર ઉપર.
दशा=અવસ્થા.
अवरदशान्तकृत् !=હે નીચ અવસ્થાનો અંત આણનારા !
स्नापितं (मू० स्नापित)=સ્નાન કરાવેલા.

## શ્લોકાર્થ

**શ્રીપાર્શ્વનાથને પ્રણામ—**

"હે [1]પાર્શ્વ જિનેશ્વર! હે વરદાનને દેનારા (વામા-નન્દન)! હે શાન્ત (તીર્થંકર)! હે (સર્વ ગુણોએ કરીને) સંપૂર્ણ (સ્વામિન્)! હે અશુભ અવસ્થાનો અંત આણનારા (યોગિરાજ)! શાંત થયા છે કલહ જેનાથી એવા, તથા વળી સર્વથા સરખી ઊંચાઇ લંબાઇવાળા નમેરૂ વૃક્ષો છે જેને વિષે એવા તેમજ (જલની) હાનિથી રહિત (અર્થાત્ જલથી પરિપૂર્ણ) એવા મેઘ છે જેને વિષે એવા મેરૂ(પર્વત)ના શિખર ઉપર અત્યુત્તમ ઇન્દ્રો દ્વારા સ્નાન કરાવેલા (અર્થાત્ જલાભિષેક કરાયેલા) તેમજ ત્રૈલોક્યની લક્ષ્મીનાં પુણ્યો વડે પ્રાપ્ત થયેલા એવા તારા દેહને હું પ્રણામ કરૂં છું."—૮૯

* * * *

**जिनपतिभ्यः प्रार्थना—**

सुखौघजलमण्डपां दुरितघर्मभृद्भ्यो हिता
शुभव्यजनकामिताङ्कुशलसत्पताकारिणः ।
जिनेन्द्रचरणेन्द्वः प्रवितरन्तु लक्ष्मीं सदाऽऽ-
शु भव्यजनकामितां कुशलसत्पताकारिणः ॥ ९० ॥

—पृथ्वी

## टीका

लक्ष्मीं ददतु । आशु—शीघ्रम् । सुखौघ एव जलमण्डपो—मज्जनमण्डपो यस्याः सा ताम् । दुरितान्येव घर्मस्तं धारयन्ति ये तेभ्यो हितां—श्रेयस्करीम् । शोभनं व्यजनकं—तालवृन्तं यस्याः सा । इतानि—प्राप्तानि अङ्कुशलसत्पताका अरीणि—चक्राणि यैस्ते चरणविशेषणम् । भव्यजनैः कामितां—वाञ्छितां लक्ष्मीम् । कुशलाः—साधवस्तान् सता—शोभनप्रकारेण पान्ति—रक्षन्ति ये ते कुशलसत्पाः, तेषां भावः कु०सत्पता, तां कुर्वन्ति ये ते ॥९०॥

## अन्वयः

इत-अङ्कुश-लसत्-पताका-अरिणः, कुशल-सत्-प-ता-कारिणः जिन-इन्द्र-चरण-इन्दवः सुख-ओघ-जल-मण्डपां, दुरित-घर्म-भृद्भ्यः हितां, शुभ-व्यजनकां, भव्य-जन-कामितां लक्ष्मीं सदा आशु प्रवितरन्तु ।

---

૧ આ ત્રેવીસમા તીર્થંકરના સંબંધી સ્થૂલ માહિતી માટે જુઓ સ્તુતિ-ચતુર્વિંશતિકા (પૃ૦ ૨૭૦).

## શબ્દાર્થ

मण्डप=માંડવો.
जल=પાણી.
सुखौघजलमण्डपां=સુખ-સમૂહરૂપી જલમણ્ડપ છે જેનો એવી.
दुरितघर्मभृद्भ्यः=પાપરૂપ તાપને ધારણ કરનારાને.
हितां ( मू० हिता )=હિતકારી, કલ્યાણકારી.
शुभव्यजनकां=સુશોભિત પંખાવાળી.
इत ( धा० इ )=પ્રાપ્ત થયેલ.
पताका=ધ્વજા, વાવટો.
इताङ्कुशलसत्पताकारिणः=પ્રાપ્ત થયાં છે અંકુશ, દેદીપ્યમાન ધ્વજા તેમજ ચક્ર જેમને એવા.
जिनेन्द्रचरणेन्दवः=જિનવરના ચરણરૂપી ચન્દ્રમાઓ.
प्रवितरन्तु ( धा० तृ )=અર્પો, વિતરણ કરો.
लक्ष्मीं ( मू० लक्ष्मी )=લક્ષ્મીને.
आशु=જલદી.
कामित=વાંછિત, અભીષ્ટ.
भव्यजनकामितां=ભવ્ય જનોએ વાંછેલી.
कुशल=સજ્જન, સાધુ.
कुशलसत्पताकारिणः=સજ્જનોનું રૂડી રીતે રક્ષણ કરવા રૂપ ભાવને ઉત્પન્ન કરનારા.

## શ્લોકાર્થ

જિનપતિઓને પ્રાર્થના—

"પ્રાપ્ત થયાં છે અંકુશ, દેદીપ્યમાન ધ્વજા અને ચક્ર જેમને એવા તથા સજ્જનોનું રૂડી રીતે રક્ષણ કરનારા એવા જિનવરનાં ચરણરૂપ ચન્દ્રો સુખ-સમૂહરૂપ જલ-મણ્ડપ (અર્થાત્ સ્નાન-ગૃહ) વાળી એવી, અને વળી (એથી કરીને તો) પાપરૂપ તાપથી તપ્ત થયેલાને હિતકારી તેમજ સુશોભિત પંખાવાળી એવી તેમજ વળી ભવ્ય-જનોએ વાંછેલી એવી લક્ષ્મી (હે ભવ્યો! તમને) સદા શીઘ્ર સમર્પો."—૯૦

卐 卐 卐 卐

जिनमतस्वरूपम्—

अशक्यनुतिकं हरेरपि भवाद्रिनिर्धा( र्दा )रणे
स्वरूपममलङ्घनं मनसि किन्नरैरश्चितम् ।
नयैर्जिनपतेर्मतं जन ! शिवस्पृहश्चेदिति-
स्वरूपममलं घनं मनसि किं न रैरं चितम् ? ॥ ९१ ॥

—पृथ्वी

## टीका

हे जन ! शिवस्पृहश्चेत् त्वमसि ततो जिनमतं किं न मनसि ?—किं नाभ्यस( स्य )सि ? । हरेरपि—इन्द्रस्यापि अशक्या नुतिः—स्तुतिर्यस्य तत् । भवाद्रिनिर्धा( र्दा )रणे—विद्रावणे । स्वरूपमं—वज्रोपमम् । नैव लङ्घितुं शक्यते परवादिभिः तदलङ्घनम् । मनसि किन्नरैर्व्यन्तरविशेषैरश्चितम् । नयैश्चितं—व्याप्तम् । इतिस्वरूपं यस्य अनन्तरोक्तरूपं घनं—सुपिलं प्रत्यक्षादिभिः रा—द्रव्यं तद् ददातीति रैरम् ॥ ९१ ॥

अन्वयः

(हे) जन! चेत् (त्वं) शिव-स्पृहः (असि), (तर्हि) हरेः अपि अ-शक्य-नुतिकं, भव-अद्रि-निर्दारणे स्वरु-उपमं, अ-लङ्घनं, रै-रं, नयैः चितं, अमलं, घनं, किन्नरैः मनसि अञ्चितं इति-स्वरूपं जिन-पतेः मतं किं न मनसि?।

## શબ્દાર્થ

अशक्य=અસંભવિત.
नुति=સ્તુતિ.
अशक्यनुतिकं=અસંભવિત છે સ્તુતિ જેની એવા.
हरेः (मू० हरि)=ઇન્દ્રને.
निर्दारण=ભેદવું.
भवाद्रिनिर्दारणे=સંસારરૂપ પર્વતને ભેદવામાં.
स्वरु=ઇન્દ્રનું વજ્ર.
उपमा=ઉપમાન, સરખાપણું.
स्वरूपमं=ઇન્દ્રના વજ્રની ઉપમા છે જેને એવા.
लङ्घन=ઓળંગવું તે.
अलङ्घनं=અલંઘનીય.
मनसि (मू० मनस्)=ચિત્તમાં, મનમાં.
किन्नरैः (मू० किन्नर)=કિન્નરો વડે.
अञ्चितं (मू० अञ्चित)=પૂજિત.
नयैः (मू० नय)=નયો વડે.
पति=સ્વામી, નાથ.
जिनपतेः (मू० जिनपति)=જિનેશ્વરના.
जन! (मू० जन)=હે લોક!
स्पृहा=ઇચ્છા, અભિલાષા.
शिवस्पृहः=મોક્ષની અભિલાષા છે જેને એવો.
चेत्=જો.
स्वरूप=સ્વભાવ.
इतिस्वरूपं=આ પ્રમાણેનું સ્વરૂપ છે જેનું એવા.
मनसि (धा० मन्)=તું અભ્યાસ કરે છે.
किं=કેમ.
रै=લક્ષ્મી.
रा=આપવું.
रैरं (मू० रैर)=લક્ષ્મીને સમર્પણ કરનારા.
चितं (धा० चि)=વ્યાપ્ત.

## શ્લોકાર્થ

જૈન સિદ્ધાન્તનું સ્વરૂપ—

"હે માનવ! જો તું મોક્ષની અભિલાષા રાખતો હોય, તો ઇન્દ્રને પણ અશક્ય છે સ્તુતિ (કરવી) જેની એવા, વળી સંસારરૂપ પર્વતનું વિદારણ કરવામાં ઇન્દ્રના વજ્રના સમાન, તથા વળી (કુવાદીઓને પણ) અલંઘનીય, લક્ષ્મીને સમર્પણ કરનારા, (નૈગમ આદિ વિવિધ) નયો વડે વ્યાપ્ત, (પરસ્પર વિરોધાદિ દોષો નહિ હોવાને લીધે) નિર્મલ, (પ્રત્યક્ષાદિ પ્રમાણો વડે) ગહન તેમજ વળી [1]કિન્નરો વડે મનમાં વન્દન કરાયેલા એવા સ્વરૂપવાળા જિનેશ્વરના સિદ્ધાન્તનો તું કેમ અભ્યાસ કરતો નથી?"—૯૧

卐 卐 卐 卐

यक्षराजस्य स्तुतिः—

जिनार्चनरतः श्रितो मदकलं न तुल्यस्त्वदं
द्विपं न मनसा धनै रतिसमानयक्षीजनः।
जयत्यखिलयक्षराट् प्रथितकीर्तिरत्युन्नमद्-
विपन्नमनसाधनैररतिसमानयक्षीजनः ॥ ९२ ॥ २३ ॥

—पृथ्वी

१ 'કિન્નર' એ વ્યન્તર જાતિના દેવોનો એક પેટા-વિભાગ છે.

## टीका

श्रितो द्विपं–हस्तिनम् । मदेन कलं–मनोहरम् । मनसा–चेतसा न नैव तुल्यस्यदं? किन्तु मनसा तुल्यः स्यदो–वेगो यस्य तम् । अत्युन्नमन्त्यो–महत्यो विपदस्तासां नमने साधनैः–समर्थैः धनैः प्रथिता–विस्तृता कीर्तिर्यस्य सः । रतिसमानो यक्षीजनो यस्य सः । अतिक्रान्तानि समाः–तुल्या देवा अनयाः क्षीजनानि–अव्यक्तशब्दा येन सः ॥ ९२ ॥

## अन्वयः

जिन–अर्चन–रतः, मद–कलं, मनसा न न तुल्य–स्यदं द्विपं श्रितः, रति–समान–यक्षी–जनः, अति–उन्नमत्–विपद्–नमन–साधनैः धनैः प्रथित–कीर्तिः, अति–सम–अनय–क्षीजनः अखिल–यक्षराट् जयति ।

## શબ્દાર્થ

अर्चन=પૂજન, પૂજા.
रत ( धा० रम् )=રાગી.
जिनार्चनरतः=જિન–પૂજાનો રાગી.
श्रितः ( धा० श्रि )=આશ્રય લીધેલ.
मद=મદ, હાથીના કુંભસ્થલ પાસેથી ઝરતું જળ.
कल=મનોહર.
मदकलं=મદ વડે મનોહર.
स्यद=વેગ.
तुल्यस्यदं=સમાન છે વેગ જેનો એવા.
द्विपं ( मू० द्विप )=કુંજર, હાથી.
मनसा ( मू० मनस् )=મનની સાથે.
धनैः ( मू० धन )=લક્ષ્મી વડે, દોલત વડે.
रति=કંદર્પની પત્ની.
यक्षी=યક્ષની પત્ની.
यक्षीजनः=યક્ષનો સ્ત્રી–વર્ગ.
रतिसमानयक्षीजनः=રતિના સમાન છે યક્ષનો સ્ત્રી–વર્ગ જેનો એવો.
यक्ष=એક જાતનો વ્યન્તર દેવ.
अखिलयक्षराट्=સમસ્ત યક્ષોનો રાજા.
प्रथित ( धा० प्रथ् )=(૧) પ્રસિદ્ધ થયેલ; (૨) વિસ્તાર પામેલ.
कीर्ति=યશ, આબરૂ.
प्रथितकीर्तिः=પ્રસિદ્ધ થયો છે અથવા વિસ્તાર પામ્યો છે યશ જેનો એવો.
उन्नमत् ( धा० नम् )=ઉદય પામતી.
नमन=નમાવી દેવું તે.
साधन=ઉપાય.
अत्युन्नमद्विपन्नमनसाधनैः=અતિશય ઉદય પામતી આપત્તિઓનો નાશ કરવામાં સાધનભૂત.
अति=ઉલ્લંઘનવાચક અવ્યય.
अनय=અનીતિ.
क्षीजन=અવ્યક્ત શબ્દ.
अतिसमानयक्षीजनः=અતિક્રમણ કર્યું છે સમાન (દેવતાઓ)નું, અનીતિઓનું અને અવ્યક્ત શબ્દોનું જેણે એવો.

## શ્લોકાર્થ

યક્ષરાજની સ્તુતિ—

"જિન–પૂજાનો રાગી, વળી મદથી મનોહર તેમજ વળી મનની સાથે બરોબરી કરનારા વેગને નહિ ધારણ કરનારો એમ નહિ ( અર્થાત્ ચિત્તના જેવા વેગવાળા ) એવા કુંજર ઉપર આરૂઢ થનારો, તથા વળી રતિસમાન છે યક્ષીજન જેનો એવો, તેમજ અતિ ઉગ્ર આપત્તિઓનો વિનાશ કરવામાં સાધનભૂત એવી લક્ષ્મી વડે પ્રસિદ્ધ થયો

છે [ અથવા વિસ્તાર પામ્યો છે ] યશ જેનો એવો તેમજ અતિક્રમણ કર્યું છે સમાન (દેવોનું), અનીતિઓનું અને અવ્યક્ત શબ્દનું જેણે એવો સમસ્ત યક્ષનો રાજા વિજયી વર્તે છે."—૯૨

## સ્પષ્ટીકરણ

યક્ષરાજનું સ્વરૂપ—

આ યક્ષરાજ કંઇ **શ્રીપાર્શ્વનાથ**ના શાસન-દેવ હોય તેમ લાગતું નથી. કેમકે તે યક્ષને તો **પાર્શ્વ** અથવા **વામન**ના નામથી ઓળખવામાં આવે છે અને તેનું વાહન તો કૂર્મ (કાચબો) છે. અન્ય કોઇ તીર્થંકરના યક્ષના સંબંધી અત્ર સ્તુતિ કરવામાં આવી હોય, એ વાત તો બનવા જોગ નથી. તો પછી સ્તુતિ-**ચતુર્વિંશતિકા**ના ૭૬મા પદ્યની કવિવર **ધનપાલ** પ્રમુખ વિદ્વાનોએ લખેલી ટીકાનુસાર આ યક્ષરાજનું નામ [1]'**કપર્દી**' હોવું જોઇએ.



૧ આ યક્ષરાજના સ્વરૂપ સારૂ જુઓ **સ્તુતિ-ચતુર્વિંશતિકા** (પૃ૦ ૨૩૫-૨૩૭).

## २४ श्रीवीरजिनस्तुतयः

अथ श्रीवीरनाथस्य स्तुतिः—

न त्वा नत्वाऽपवर्गप्रगुणगुरुगुणव्रातमुद्भूतमुद् भू-
रंहोरंहोभवानां भवति घनभयाभोगदानां गदानाम् ।
नन्ताऽनन्ताज्ञमेवं वदति यमघनं भासुराणां सुराणां
पाता पातात् स 'वीरः' कृततमलिनज्ञानितान्तं नितान्तम् ॥९३॥

—स्रग्धरा (७, ७, ७)

### टीका

स वीरः पातात् । भासुराणां सुराणां पाता-इन्द्रो यं वीरं एवं वदति । कथं? त्वा-भवन्तं नत्वा नन्ता-नम्रशीलः पुरुषः गदानां-रोगाणां भूः-अवस्थानं न भवति । अपवर्गं प्रति ऋजूनां गुरुगुणानां व्रातो यस्य तम् । उद्भूता मुद्-हर्षो यस्य सः, नन्ताविशेषणम् । अंहः-पापं तस्य रंहो-वेगस्तस्मिन् भवानां-उत्पन्नानाम् । घनभयस्याभोगो-विस्तारः तं ददतीति घ०दाः तेषाम् । अनन्ता आज्ञा यस्य स तम् । कृतस्ततमलिनज्ञानितायाः अन्तः-पर्यन्तो यस्मिन् क्षणे तत् क्रियाविशेषणम् ॥ ९३ ॥

### अन्वयः

अपवर्ग-प्रगुण-गुरु-गुण-व्रातं, अनन्त-आज्ञं अन्-अघं त्वा नत्वा उद्भूत-मुद् नन्ता अंहस्-रंहस्-भवानां घन-भय-आभोग-दानां गदानां भूः न भवति एवं यं (वीरं) भासुराणां सुराणां पाता वदति स 'वीरः' कृत-तत-मलिन-ज्ञानिता-अन्तं नितान्तं पातात् ।

### શબ્દાર્થ

त्वा (मू० युष्मद्)=તને.
प्रगुण=સરળતાવાળું, સરલ.
व्रात=સમૂહ.
अपवर्गप्रगुणगुरुगुणव्रातं=મોક્ષ પ્રતિ સરલ તેમજ મહાન્ એવા ગુણોના સમૂહરૂપ.
उद्भूत (धा० भू)=ઉત્પન્ન થયેલ.
मुद्=હર્ષ.
उद्भूतमुद्=ઉત્પન્ન થયો છે હર્ષ જેને વિષે એવો.
भूः (मू० भू)=સ્થાન, ભૂમિ.
रंहस्=વેગ.
भव=ઉત્પત્તિ.
अंहोरंहोभवानां=પાપરૂપ વેગને વિષે ઉત્પન્ન થયેલા.
आभोग=વિસ્તાર.
घनभयाभोगदानां=અત્યંત ભયના વિસ્તારને આપવાવાળા.
गदानां (मू० गद)=રોગોના.
नन्ता (मू० नन्तृ)=નમન કરનાર.
अनन्त=નિઃસીમ, અપાર.

आज्ञा=આદેશ.
अनन्ताज्ञं=અનન્ત છે આજ્ઞાઓ જેની એવા.
एवं=આ પ્રકારે.
वदति ( ધા० वद् )=કહે છે.
अनघं=અવિદ્યમાન છે પાપ જેને વિષે એવા, પાપ-રહિત.
भासुराणां ( મૂ० भासुर )=દેદીપ્યમાન.
सुराणां ( મૂ० सुर )=દેવતાઓનો.
पाता ( મૂ० पातृ )=પાલક.
पातात् ( ધા० पा )=રક્ષણ કરો.
वीरः ( મૂ० वीर )=વીર (ભગવાન્).
मलिन=મેલું.
ज्ञानिता=જ્ઞાનિપણું.
कृततततमलिनज्ञानितान्तं=કર્યો છે વિસ્તારવાળા તેમજ મલિન જ્ઞાનીપણાનો નાશ જેમાં એવી રીતે.
नितान्तं=અત્યન્ત.

## શ્લોકાર્થ

**શ્રીવીરપ્રભુની સ્તુતિ—**

"મોક્ષ (મેળવવામાં સાધનભૂત એવા) સરલ તેમજ મહાન્ ગુણોના સમુદાય-રૂપ, વળી અનન્ત છે આજ્ઞા જેની એવા (અર્થાત્ શ્રદ્ધા કરવા યોગ્ય અનન્ત પદાર્થોનું જ્ઞાન કરાવનારા) તેમજ પાપ-રહિત એવા તને નમસ્કાર કરવાથી, ઉત્પન્ન થયો છે હર્ષ જેને એવો નમન કરનારો (પ્રાણી) પાપરૂપ વેગને વિષે ઉત્પન્ન થયેલા તેમજ અત્યંત ભયનો વિસ્તાર કરનારા એવા રોગોનું સ્થાન થતો નથી, એમ જેને ઉદ્દેશીને દેદીપ્યમાન દેવોનો પાલક બોલે છે, તે [1]વીર (ભગવાન્) વિસ્તારવાળા મલિન જ્ઞાનીપ-ણાનો નાશ કરવા પૂર્વક (હે ભવ્યો! તમારું) અત્યન્ત રક્ષણ કરો."—૯૩

## સ્પષ્ટીકરણ

**પદ્ય-મીમાંસા—**

આ તેમજ ત્યાર પછીનાં ત્રણ પદ્યો સાધારણ રીતે મોટા ગણાતાં અને આ કાવ્યનાં બીજાં પદ્યોની અપેક્ષાએ તો સૌથી મોટા ગણી શકાય તેવા 'સ્રગ્ધરા' વૃત્તમાં રચાયેલાં છે. આ વૃત્તનું લક્ષણ એ છે કે—

"चत्वारो यत्र वर्णाः प्रथममलघवः षष्ठकः सप्तमोऽपि
द्वौ तद्वत् षोडशाद्यौ मृगमदमुदिते ! षोडशान्त्यौ तथाऽन्त्यौ ।
रम्भास्तम्भोरुकान्ते ! मुनिमुनिमुनिभिर्दृश्यते चेद् विरामो
बाले ! वन्द्यैः कवीन्द्रैः सुतनु ! निगदिता स्रग्धरा सा प्रसिद्धा ॥"

—શ્રુત૦ શ્લો૦ ૪૨

આ ઉપરથી જોઈ શકાય છે કે—હે કસ્તૂરીની સુવાસથી પ્રસન્ન થયેલી (પ્રમદા)! જે વૃત્તમાં પ્રથમના ચાર વર્ણો તેમજ છઠ્ઠા અને સાતમા વર્ણો અને તેવી રીતે સોળમાની પૂર્વેના બે (અર્થાત્ ચૌદમા અને પંદરમા) વર્ણો તથા સોળમાની પછીના બે (અર્થાત્ સત્તરમા અને અઢારમા) વર્ણો તેમજ છેવટના બે (અર્થાત્ વીસમા અને એકવીસમા) વર્ણો દીર્ઘ હોય અને જો તેમાં હે કદલીના સ્તમ્ભના સમાન જંઘાવાળી (તરૂણી)! સાતમે, ચૌદમે અને એકવીસમે અક્ષરે યતિ યાને વિશ્રામ-સ્થાન હોય, તો હે બાલા! હે સુન્દરી! તે વૃત્તને પૂજનીય કવિરાજો 'સ્રગ્ધરા' એવા પ્રસિદ્ધ નામથી ઓળખાવે છે.

---

[1] આ પ્રભુના ટુંક ચરિત્ર માટે જુઓ **વીર-ભક્તામર**, તથા સ્તુતિ-ચતુર્વિંશતિકા (પૃ૦ ૨૮૪).

આ એકવીસ અક્ષરના સમવૃત્તમાં म, र, भ, न, य, य અને य એમ સાત ગણો છે. આથી કરીને તો એનું લક્ષણ વૃત્તરત્નાકરમાં એમ પણ બાંધવામાં આવ્યું છે કે—

"म्रभ्नैर्यानां त्रयेण त्रिमुनियतियुता स्रग्धरा कीर्तितेयम्"

આ વાત ધ્યાનમાં આવે તેટલા માટે આ પદ્યના પ્રથમ ચરણ તરફ દૃષ્ટિપાત કરવો ઉચિત સમજાય છે.

– – – – ⏑ – – ⏑ ⏑ ⏑ ⏑ ⏑ ⏑ – – ⏑ – – ⏑ – –

नत् वा नत्। वा प वर्। गपू र गु। ण गु रु। गु णव् रा। त मुद् भू। त मुद् भू।

म र भ न य य य

પદ્ય-ચમત્કાર—

આ પદ્યમાંના પ્રથમ ચરણમાં જેમ પ્રથમના બે અક્ષરોની તેમજ અન્તના ત્રણ અક્ષરોની પુનરાવૃત્તિ દૃષ્ટિ-ગોચર થાય છે, તે હકીકત બાકીનાં ચરણો પૈકી પણ જોઇ શકાય છે. વિશેષમાં આ પછીનાં ત્રણ પદ્યો પણ આ પ્રકારના શબ્દાલંકારથી શોભે છે એ વાત ભૂલવા જેવી નથી.

## સ્પષ્ટીકરણ

મલિન જ્ઞાન—

આ પદ્યમાં 'મલિન જ્ઞાનીપણાનો નાશ' એમ જે ઉલ્લેખ કરવામાં આવ્યો છે તેમાં મલિન જ્ઞાનથી શું સમજવું એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. આ પ્રશ્નનો ઉત્તર બે રીતે સંભવી શકે છે, કેમકે એક તો મલિન જ્ઞાનનો અર્થ અજ્ઞાન થાય છે અને બીજો અર્થ [1]છદ્મસ્થનું જ્ઞાન થાય છે. તેમાં અજ્ઞાનના ત્રણ પ્રકારો છે—(૧) મત્યજ્ઞાન, (૨) શ્રુતાજ્ઞાન અને (૩) વિભંગ-જ્ઞાન. સામાન્ય રીતે એવો કોઇ સંસારી જીવ નથી કે જેને મતિ અને શ્રુત ન હોય. મતિ અને શ્રુત જ્ઞાનો પરત્વેની વિપરીતતા તે મત્યજ્ઞાન અને શ્રુતાજ્ઞાન કહેવાય છે. [2]અવધિજ્ઞાનનો અસત્ય પ્રકાશ તે વિભંગજ્ઞાન છે. એ ધ્યાનમાં રાખવું કે સમ્યક્ત્વ પ્રાપ્ત ન થાય ત્યાં સુધીનું જ્ઞાન તે ખરૂં જ્ઞાન નથી પણ તેને શાસ્ત્રકાર અજ્ઞાન કહે છે.

મલિન જ્ઞાનનો અર્થ છદ્મસ્થનું જ્ઞાન (અર્થાત્ વધારેમાં વધારે બારમા [3]ગુણસ્થાનક સુધી આરૂઢ થયેલાનું નહિ કે એ ગુણસ્થાનકથી આગળ વધેલાનું જ્ઞાન) એમ કરવાથી એ સમજી શકાય છે કે મલિન જ્ઞાનથી મતિ-જ્ઞાન, શ્રુત-જ્ઞાન, અવધિ-જ્ઞાન અને મનઃપર્યય-જ્ઞાન સમજવાં, કેમકે આ જ્ઞાનોનો પ્રાદુર્ભાવ જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી નહિ કે આત્યન્તિક ક્ષયથી થતો હોવાથી તે જ્ઞાનવાળો જીવ જ્ઞાનાવરણીય કર્મરૂપી મલથી યુક્ત હોવાને લીધે તેનું જ્ઞાન મલિન છે. નિર્મલ જ્ઞાન તો કેવલજ્ઞાન જ છે, કેમકે તે જ્ઞાન પ્રાપ્ત થાય

---

૧ छादयतीति छद्म-कर्माभिधीयते, छद्मनि तिष्ठतीति छद्मस्थः।

૨ નરકમાં પણ કેટલાક જીવોને શુદ્ધ અવધિજ્ઞાન હોઇ શકે છે અને આ હકીકત ઉપાન્ત્ય ભવમાં જે તીર્થંકરો પહેલી, બીજી કે ત્રીજી નરકમાં (આ સિવાયની બાકીની ચાર નરકોમાં આગલેજ ભવે તીર્થંકર તરીકે ઉત્પન્ન થનાર જીવ હોઇ શકે નહિ) હોય, તેને તો લાગૂ પડે છેજ.

૩ 'ગુણસ્થાનક' એ જૈનોનો પારિભાષિક શબ્દ છે. 'ગુણસ્થાન' એટલે આત્મિક 'ગુણોના વિકાસનું સ્થલ.' આનો વિકાસ ક્રમશઃ થાય છે. આત્માનો સંપૂર્ણ વિકાસ ચૌદમે સ્થાનકે થાય છે. આ ચૌદ સ્થાનકની માહિતી માટે જુઓ શ્રીમાન્ રત્નશેખરકૃત 'ગુણસ્થાન-ક્રમારોહ,' શ્રીહરિભદ્રસૂરિકૃત 'યોગ-દૃષ્ટિસમુચ્ચય,' શ્રીવિનયવિજયજીકૃત 'લોકપ્રકાશ' અને શ્રીનેમિચન્દ્રસૂરિકૃત 'પ્રવચન-સારોદ્ધાર.'

તે પૂર્વે આત્મા સ્વપ્રદેશમાંથી પોતાના અનાદિકાળના શત્રુરૂપ જ્ઞાનાવરણીય કર્મને સદાને માટે દેશવટો દે છે અને આ પ્રમાણે આ શત્રુ દેશપાર થતાં આત્મા સર્વજ્ઞ બને છે.

આ ઉપરથી તો એમ સૂચન થાય છે કે કેવલજ્ઞાન પ્રાપ્ત થયા બાદ મતિજ્ઞાનાદિક ચાર જ્ઞાનોનો સદ્ભાવ સંભવતો નથી. આ વાતને વાચકવર્ય **શ્રીઉમાસ્વાતિ** પણ ટેકો આપે છે, કેમકે **તત્ત્વાર્થાધિગમસૂત્ર**ના પ્રથમ અધ્યાયના ૩૧મા સૂત્ર દ્વારા તેઓ કહે છે કે—

"एकादीनि भाज्यानि युगपदेकस्मिन्ना चतुर्भ्यः"

આ સંબંધમાં મત-ભેદ જોવામાં આવે છે અને તે એ છે કે જેમ સૂર્યનો પ્રકાશ થતાં તારા નક્ષત્રાદિકની પ્રભા તેમાં સમાઇ જાય છે, પરંતુ તેથી કંઇ તેનો નાશ થયેલો ગણાય નહિ, તેવી રીતે અથવા તો જેમ સર્વજ્ઞ થયા બાદ પાંચ દ્રવ્યેન્દ્રિયો રહેવા છતાં પણ જેમ સર્વજ્ઞ ભાવેન્દ્રિયથી સર્વ કાર્ય કરે છે તેમ કેવલજ્ઞાન પ્રાપ્ત થયા બાદ પણ બાકીનાં ચાર જ્ઞાનો સંભવે છે; પછી ભલે તે અકિંચિત્કર રહે.

જો કે આ પ્રમાણે વિચાર કરતાં પાંચે જ્ઞાનોનો સદ્ભાવ સંભવી શકે છે છતાં પણ એ ભૂલી જવું જોઇએ નહિ કે ક્ષાયિકભાવમાં વિચરનારા સર્વજ્ઞને ક્ષાયોપશમિક ભાવથી ઉત્પન્ન થતાં જ્ઞાનો કેમ સંભવે એ પ્રશ્ન જેવો ને તેવોજ ખડો રહે છે તેનું શું?

આ સંબંધમાં અત્ર વિશેષ ઉહાપોહ ન કરતાં તેના જિજ્ઞાસુને ઉપર્યુક્ત સૂત્ર ઉપરના ભાષ્ય અને ટીકા તેમજ **વિશેષાવશ્યક** વિગેરે ગ્રન્થો તરફ દૃષ્ટિપાત કરવા ભલામણ કરવામાં આવે છે.

* * * *

जिनेश्वराणां स्तुतिः—

**येऽमेये मेरुमूर्धन्यतुलफलविधासत्तरूपात्तरूपाः**
**सस्नुः सस्नुत्यजीर्यद्दृषदि सुरजलैः प्रास्तमोहास्तमोहाः ।**
**जातौ जातौजसस्ते द्युतिचितिजितसत्कुन्ददन्ता ददन्ता-**
**मध्यामध्यानगम्याः प्रशममिह जिनाः पापदानां पदानाम् ॥ ९४ ॥**

—स्रग्०

टीका

ये जिना जातौ—जन्मनि मेरुमूर्धनि सुरजलैः सस्नुः—स्नपितवन्तः । पापदानां पदानां—स्थानानां प्रशमं ददतु—प्रयच्छन्तु । अमेये—निष्प्रमाणे । किंभूता जिनाः? अतुलफलानां विधानं विधा तस्यां सत्तरूणां—शोभनतरूणां संबन्धि उपात्तं—प्राप्तं रूपं यैस्ते । सस्नुत्यो—जलैः प्रस्रवणाः अजीर्यन्त्यः प्रत्यग्राः दृषदः—शिला यस्मिन् मेरौ । प्रास्तो मोहो यैस्ते । तमो जहति ये ते तमोहाः । जातं ओजो—बलं येषां ते । द्युतेः चितिः (द्युति०)

जिनवचनविचारः—

दोषो दोषोरुसिन्धुप्रतरणविधिषु न्यायशस्या यशस्याः
प्राद्ुः प्रादुष्कृतार्थाः कृतनतिषु जयं सम्पराये परा ये ।
ते शान्तेशां नखांशुच्छुरितसुरशिरोराजिनानाजिनाना-
मारामा राद्धिलक्ष्म्या वचनविधिलवा वो दिशन्तां दिशं ताम् ९५

—स्रग्०

## टीका

वो—युष्मभ्यं वचनविधिलवा दिशं—अवस्थां ददताम् । दोषा एव उरुसिन्धुः—बृहन्नदी तस्याः प्रतरणविधयस्तेषु दोषो—बाहवो ये, वचनविधिलवविशेषणम् । न्यायेन शस्याः—स्तुत्याः । यशसि हिता यशस्या ये । कृता नतिर्यैस्ते तेषु । प्राद्ुः—धृतवन्तो ये । कं? जयम् । क्व? सम्पराये—सङ्ग्रामे । प्रादुष्कृताः—प्रकाशीकृताः अर्था यैस्ते । पराः—प्रधाना ये । शान्ता ईशा-जिनादयो यस्यां दिशि सा ताम् । नखानां अंशवो—दीप्तयस्तैः छुरिताः—चिताः सुरशिरोराजयः—पङ्क्तयो यैस्ते एवंविधाश्च नानाजिनाश्च तेषाम् । वचनविधिलवाः निर्वृतिलक्ष्म्या आरामा इत्यर्थः ॥ ९५ ॥

## अन्वयः

ये दोष-उरु-सिन्धु-प्रतरण-विधिषु दोषः, न्याय-शस्याः, यशस्याः, कृत-नतिषु सम्पराये जयं प्राद्ुः, ते प्रादुष्कृत-अर्थाः पराः राद्धि-लक्ष्म्याः आरामाः, नख-अंशु-छुरित-सुर-शिरस्-राजि-नाना-जिनानां वचन-विधि-लवाः वः तां शान्त-ईशां दिशं दिशन्ताम् ।

## શબ્દાર્થ

दोषः ( मू० दोस् )=હસ્તો.
सिन्धु=નદી.
प्रतरण=તરવું તે.
विधि=ક્રિયા.
दोषोरुसिन्धुप्रतरणविधिषु=અપરાધરૂપી વિશાળ નદીને તરી જવાની ક્રિયામાં.
न्याय=ન્યાય, નીતિ.
न्यायशस्याः=ન્યાયે કરીને પ્રશંસા-પાત્ર.
यशस्याः ( मू० यशस्य )=કીર્તિના સાધનરૂપ.
प्राद्ुः ( धा० दा )=ધારણ કર્યો.
प्रादुष्कृत ( धा० कृ )=પ્રકાશિત કરેલ.
अर्थ=પદાર્થ.
प्रादुष्कृतार्थाः=પ્રકાશિત કર્યા છે પદાર્થો જેમણે એવા.
कृतनतिषु ( मू० कृतनति )=કર્યો છે પ્રણામ જેમણે એવાને વિષે.
जयं ( मू० जय )=વિજયને, ફત્તેહને.
सम्पराये ( मू० सम्पराय )=સંગ્રામને વિષે.
पराः ( मू० पर )=ઉત્તમ.
शान्त ( धा० शम् )=શાંત.
ईश=ઈશ્વર, તીર્થંકર.
शान्तेशां=શાન્ત છે ઈશ્વરો જ્યાં તે.
अंशु=કિરણ.
छुरित=વ્યાપ્ત.
शिरस्=શીર્ષ, મસ્તક.

**जिन**=તીર્થંકર.
**नखांशुच्छुरितसुरशिरोराजिनानाजिनानां**=નખનાં કિરણોથી વ્યાપ્ત કરી છે દેવોના મસ્તકોની શ્રેણિને જેમણે એવા વિવિધ તીર્થંકરોના.
**आरामाः** (મૂ૦ आराम)=ઉદ્યાનો, વાટિકાઓ, બગીચાઓ.
**राद्धि**=સિદ્ધિ, નિર્વૃતિ.
**राद्धिलक्ष्म्याः**=સિદ્ધિરૂપી સંપત્તિની.
**वचन**=વચન, વાણી.
**लव**=લેશ, ભાગ.
**वचनविधिलवाः**=વચનની વિધિના અંશો.
**दिशन्तां** ( મૂ૦ दिश् )=અર્પો, બતાવો.
**दिशं** (મૂ૦ दिश् )=દિશાને.

## શ્લોકાર્થ

જિન-વચનનો વિચાર—

"જે ( વાક્યો ) અપરાધરૂપ મહાનદીને તરી જવામાં હસ્ત ( સમાન ) છે ( અર્થાત્ તે કાર્યમાં અવલમ્બનરૂપ છે), વળી જે ન્યાયે કરીને પ્રશંસનીય છે તેમજ કીર્તિના સાધનરૂપ છે, તથા વળી પ્રણામ કર્યો છે જેમણે એવા ( જનો )ને સંગ્રામમાં જેણે વિજય અર્પણ કર્યો છે, તે, પ્રકાશિત કર્યા છે પદાર્થો જેણે એવા તથા ઉત્તમ તેમજ નિર્વૃતિરૂપી લક્ષ્મીની વાટિકારૂપ એવા, નખની દ્યુતિ વડે વ્યાપ્ત કરી છે જેમણે સુરોના શીર્ષની શ્રેણિને એવા વિવિધ તીર્થંકરોના વચનની વિધિના અંશો તે દિશા કે જ્યાં ઈશ્વરો શાંત (વીતરાગ) છે તે બતાવો."—૯૫

* * * *

अम्बादेव्याः स्तुतिः—

सिंहेऽसिं हेलयाऽलं जयति खरनखैर्वीतनिष्ठेऽतनिष्ठे
शुक्ले शुक्क्लेशनाशं दिशति शुभकृतौ पण्डितेऽखण्डिते खम् ।
याते या तेजसाऽऽढ्या तडिदिव जलदे भाति धीराऽतिधीरा-
पत्याऽऽपत्यापनीयान्मुदितसमपराद्ध्योधमं बाध'मम्बा'॥९६॥२४॥

—स्रग्०

बाधं-पीडां अम्बा देवता अपनीयात् । समा-मध्यमाः पराद्ध्या-उत्तमा अधमा-निकृष्टाः, मुदिताः समपराद्ध्याधमा यस्मिन् बाधापनयने तत्, क्रियाविशेषणमिदम् । या सिंहे आरूढा । असिं-खड्गं हेलया जयति-अभिभवति । कैः ? खरनखैः । वीता निष्ठाः-क्लेशाः यस्य स तस्मिन् । अतनिष्ठे-बृहत्प्रमाणे । शुक्ले-धवले । शुचः-शोकाश्च क्लेशाश्च तेषां नाशं या दिशति । कस्यां ? शुभकृतौ । पण्डिते-निपुणे केनचिदप्यखण्डिते । खं-आकाशं याते । एवंविशिष्टे सिंहेऽवस्थिता भाति तेजसाऽऽढ्या । कथं ? तडिदिव जलदे-विद्युदिव मेघे । धीरा-सत्त्ववती । अतीव धीरे अपत्ये यस्याः सा । आपत्य-आगत्य । बाधमपनीयादिति संबन्धः ॥ ९६ ॥

॥ इति बप्पभट्टिसूरिकृतचतुर्विंशतिकाटीका ॥

## अन्वयः

या तेजसा आढ्या वीत-निष्ठे अतनिष्ठे शुक्ले पण्डिते अ-खण्डिते खं याते सिंहे (अवस्थिता) जलदे तडित् इव भाति, खर-नखैः असिं हेलया अलं जयति, शुभ-कृतौ शुच्-क्लेश-नाशं दिशति, सा धीरा अति-धीर-अपत्या 'अम्बा' आपत्य वाधं मुदित-सम-परार्ध्य-अधमं अपनीयात्।

## શબ્દાર્થ

**सिंहे** (मू० सिंह)=સિંહના ઉપર.
**हेलया** (मू० हेला)=લીલાપૂર્વક.
**खर**=તીક્ષ્ણ.
**खरनखैः**=તીક્ષ્ણ નખો વડે.
**वीत** (धा० इ)=વિશેષતઃ ગયેલ.
**निष्ठा**=ક્લેશ.
**वीतनिष्ठे**=નષ્ટ થયો છે ક્લેશ જેનો એવી.
**अतनिष्ठे** (मु० तनिष्ठ)=મોટા માપવાળા.
**शुक्ले** (मू० शुक्ल)=શ્વેત, ધવલ.
**शुच्**=શોક.
**क्लेश**=ખેદ.
**शुक्क्लेशनाशं**=શોક અને ખેદના વિનાશને.
**दिशति** (धा० दिश्)=આપે છે.
**कृति**=કાર્ય.
**शुभकृतौ**=શુભ કાર્યમાં.
**पण्डिते** (मू० पण्डित)=ચાલાક.
**अखण्डिते** (मू० अखण्डित)=અખણ્ડિત.
**खं** (मू० ख)=આકાશ.
**याते** (मू० यात)=ગયેલ.
**तेजसा** (मू० तेजस्)=તેજ વડે.
**आढ्या** (मू० आढ्य)=યુક્ત, વિશિષ્ટ.
**तडित्**=વીજળી.
**जलदे** (मू० जलद)=મેઘને વિષે.
**भाति** (धा० भा)=શોભે છે.
**धीरा** (मू० धीर)=બળવાળી.
**अपत्य**=બાળક.
**अतिधीरापत्या**=અત્યંત ધીર છે બાળક જેનાં એવી.
**आपत्य** (धा० पत्)=આવીને.
**अपनीयात्** (धा० नी)=દૂર કરો.
**परार्ध्य**=શ્રેષ્ઠ, ઉત્કૃષ્ટ.
**अधम**=નીચ, નિકૃષ્ટ.
**मुदित** (धा० मुद्)=હર્ષિત.
**मुदितसमपरार्ध्याधमं**=સાધારણ, ઉત્તમ તેમજ અધમ (વર્ગો) ખુશી થાય તેવી રીતે.
**वाधं** (मू० वाध)=પીડાને.

## શ્લોકાર્થ

**અમ્બા દેવીની સ્તુતિ—**

"જે તેજ વડે યુક્ત છે તથા વળી નષ્ટ થયો છે ક્લેશ જેનો એવા તથા મહાન્ (અત્યંત પ્રૌઢ) તેમજ શ્વેત અને ચતુર તથા કોઇથી પણ પરાભવ નહિ પામેલ એવા આકાશમાં ગયેલા સિંહ ઉપર, જેમ મેઘને વિષે સૌદામિની શોભે છે, તેમ જે શોભે છે, તેમજ વળી જે તીક્ષ્ણ નખો વડે તરવારને લીલાપૂર્વક સર્વથા પરાજિત કરે છે, તથા વળી શુભ કાર્યને વિષે જે શોક અને ખેદનો વિનાશ કરે છે, તે સત્ત્વવાળી તેમજ અત્યંત ધીર બાળકવાળી અમ્બા (દેવી) (અત્ર) આવીને (હે ભવ્યો! તમારી) પીડાને મધ્યમ, ઉત્તમ તેમજ અધમ (વર્ગો) રાજી થાય તેવી રીતે દૂર કરો."—૯૬

## સ્પષ્ટીકરણ

**મનુષ્યોનું વર્ગીકરણ—**

જૈન શાસ્ત્રમાં જે અધમતમ, અધમ, વિમધ્યમ, મધ્યમ, ઉત્તમ અને ઉત્તમોત્તમ એમ મનુષ્યના છ પ્રકાર પાડવામાં આવ્યા છે (આ સંબંધી માહિતી માટે જુઓ **મહાનિશીથ,**

**તત્ત્વાર્થાધિગમસૂત્રની સંબંધકારિકા અને શ્રીક્ષેમંકરકૃત ષટ્પુરુષચરિત્ર**), તેનો સામાન્યતઃ ઉપર્યુક્ત ત્રણ પ્રકારોમાં અંતર્ભાવ થઇ શકતો હોવાથી અત્ર તેવો નિર્દેશ કરવામાં આવ્યો છે.

આ વાતની શ્રીમાન્ **યશોવિજયજી**એ રચેલી **માર્ગદ્વાત્રિંશિકા**નાં નિમ્ન-લિખિત પદ્યો સાક્ષી પૂરે છે એટલું જ નહિ, પરંતુ તેના સ્વરૂપ ઉપર પણ પ્રકાશ પાડે છે.

" गुणी च गुणरागी च, गुणद्वेषी च साधुषु ।
श्रूयन्ते व्यक्तमुत्कृष्ट-मध्यमाधमबुद्धयः ॥
ते च चारित्रसम्यक्त्व-मिथ्यादर्शनभूमयः ।
अतो द्वयोः प्रकृत्यैव, वर्तितव्यं यथाबलम् ॥ "

અર્થાત્—(૧) ગુણવાન્, (૨) ગુણાનુરાગી અને (૩) સાધુ જનોના ગુણના દ્વેષી એવા ત્રણ પ્રકારના મનુષ્યો સ્પષ્ટ રીતે સંભળાય છે. આ ત્રણને 'ઉત્તમ' 'મધ્યમ' અને 'અધમ' સમજવા. વળી તેઓ ચારિત્ર, સમ્યક્ત્વ અને મિથ્યાદર્શનની ભૂમિ ઉપર રહેલા છે (અર્થાત્ તેઓ અનુક્રમે ચારિત્રવાન્, સમ્યક્ત્વધારી અને મિથ્યાદૃષ્ટિ છે). વાસ્તે વિવેકી જને પ્રથમના બે પ્રકારના પંથમાં યથાશક્તિ વર્તન કરવું (એટલે કે ગુણ પ્રાપ્ત કરવા કમર કસવી અને વળી અન્યોના ગુણોનું અનુમોદન તો અવશ્ય કરવુંજ).



## शब्द–कोषः

### अ

अंशु (पुं० )=કિરણ.
अंस (पुं० )=ખભો.
अंहति (स्त्री० )=દાન.
अंहस् (न० )=પાપ.
अक्ष (न० )=ઇન્દ્રિય.
अक्ष (पुं० )=રૂદ્રાક્ષ.
अक्षम (वि० )=અસમર્થ.
अखण्डित (वि० )=સંપૂર્ણ.
अखिल (वि० )=સમસ્ત, સર્વ.
अग (पुं० )=પર્વત.
अगम (वि० )=દુર્ગમ.
अग्रिम (वि० )=મુખ્ય.
अघ (न० )=પાપ.
अङ्कित (वि० )=લક્ષિત.
अङ्कुश (पुं० )=હાથીને ઠીક ચલાવવાની આંકડ.
अङ्ग (न० )=દેહ.
अङ्घ्रि (पुं० )=ચરણ.
अचर (वि० )=સ્થાવર, સ્થિર રહેનાર.
अच्छुप्ता (स्त्री० )=અચ્છુપ્તા (વિદ્યા–દેવી).
अज (वि० )=જન્મ–રહિત.
अजित (पुं० )=જૈનોના દ્વિતીય તીર્થંકર.
अजित (वि० )=નહિ જીતેલ.
अजिन (न० )=ચામડું.
अजेय (वि० )=નહિ જીતાય એવો.
अञ्च् (१०, उ० गतिपूजनयोः )=(૧) જવું; (૨) પૂજવું.
अञ्जन (न० )=કાજળ.
अञ्जसा (अ० )=સત્વર, જલદી.
अट्या (स्त्री० )=ગમન.
अति (अ० )=(૧) અતિશયવાચક અવ્યય; (૨) ઉલ્લંઘનવાચક અવ્યય.
अतिशय (पुं० )=અધિકપણું.
अतीव (अ० )=અત્યંત, ઘણુંજ.
अतुल (वि० )=પુષ્કળ.
अत्र (अ० )=આહિંઆ.
अदस् (स० )=એ.
अद्रि (पुं० )=પર્વત.
अधम (वि० )=નીચ.
अधिक (वि० )=અધિક.
अध्याम (वि० )=સ્પષ્ટ.
अनङ्ग (पुं० )=કામદેવ.
अनन्त (वि० )=પાર વિનાના.
अनन्तजित् (पुं० )=જૈનોના ચૌદમા તીર્થંકર.
अनागस् (वि० )=અપરાધ વિનાનું.
अनाविल (वि० )=નિર્મળ.
अनिशम् (अ० )=સર્વદા.
अनु (अ० )=યોગ્યતાવાચક અવ્યય.
अनुत्तम (वि० )=સર્વોત્તમ.
अनुपम (वि० )=અસાધારણ, નિરૂપમ.
अनेक (वि० )=એક કરતાં વધારે.
अन्त (पुं० )=(૧) નાશ; (૨) છેડો.
अन्तक (वि० )=વિનાશક.
अन्तर (वि० )=આન્તરિક.
अन्ध (वि० )=આંધળો.
अन्वय (पुं० )=સંતતિ, પ્રવાહ.
अप् (स्त्री० )=જળ.
अप (अ० )=દૂરવાચક અવ્યય.
अपघन (पुं० )=અવયવ.
अपत्य (न० )=બાળક.
अपर (वि० )=અન્ય.
अपवर्ग (पुं० )=મોક્ષ, નિર્વાણ.
अपि (अ० )=પણ.
अप्रतिचक्रा (स्त्री० )=અપ્રતિચક્રા (વિદ્યા–દેવી).
अब्ज (न० )=કમળ.
अब्धि (पुं० )=સમુદ્ર.
अभिद्रोह (पुं० )=અપકાર.
अभिनन्दन (पुं० )=જૈનોના ચોથા તીર્થંકર.
अभिनन्दन (वि० )=આનંદ આપનાર.
अभिषेक (पुं० )=અભિષેક.
अभ्यधिक (वि० )=સંપર્ણ.

अमत ( वि० )=નહિ માનેલ.
अमन्द ( वि० )=સ્પષ્ટ.
अमर ( पुं० )=દેવ.
अमर्त्य ( पुं० )=દેવ.
अमल ( वि० )=મેલ વગરનું.
अमृत ( न० )=અમૃત.
अमेय ( वि० )=નહિ માપી શકાય તેવો.
अम्बा ( स्त्री० )=અમ્બા ( શાસન-દેવી ).
अम्बु ( न० )=જળ.
अम्बुज ( न० )=કમળ.
अम्बुद ( पुं० )=મેઘ.
अम्बुधर ( पुं० )=મેઘ.
अम्भोज ( न० )=કમળ.
अर ( पुं० )=જૈનોના અઢારમા તીર્થંકર.
अरम् ( अ० )=જલદી.
अराति ( पुं० )=શત્રુ, દુશ્મન.
अरि ( पुं० )=(૧) દુશ્મન; (૨) પૈડું.
अर्क ( पुं० )=સૂર્ય.
अर्गल ( न० )=ભોગળ.
अर्च् ( १०, ऊ० पूजायाम् )=પૂજવું.
अर्चन ( न० )=પૂજા.
अर्चा ( स्त्री० )=(૧) પૂજા; (૨) શરીર.
अर्ति ( स्त्री० )=પીડા.
अर्थ=પદાર્થ.
अर्पक ( वि० )=આપનાર.
अर्यमन् ( पुं० )=સૂર્ય.
अलक ( पुं० )=વાળ, કેશ.
अलम् ( अ० )=અત્યંતતાવાચક અવ્યય.
अलङ्घ्न ( वि० )=નહિ ઓળંગવા લાયક.
अलिन् ( पुं० )=ભ્રમરો.
अलीक ( वि० )=અસત્ય.
अव् ( १, प० रक्षण-गति-कान्ति-प्रीति०वृद्धिषु )=રક્ષણ કરવું.
अवदात ( वि० )=નિર્મળ.
अवन ( न० )=રક્ષણ, બચાવ.
अवम ( न० )=પાપ.
अवान ( वि० )=નહિ કરમાઇ ગયેલું, તાજું.
अव्याहत ( वि० )=નિર્બાધિત.
अशक्य ( वि० )=અસંભવિત.
अशुभ ( वि० )=ખરાબ.
अस् ( २, प० भुवि )=હોવું, થવું.
अस् ( ४, प० क्षेपणे )=ફેંકવું.
अस ( पुं० )=ફેંકવું તે.
असत् ( वि० )=ખરાબ.
असम ( वि० )=નિરૂપમ.
असमान ( वि० )=નિરૂપમ.
असङ्गता ( स्त्री० )=નિઃસંગતા.
असि ( पुं० )=તરવાર.
असु ( पुं० )=પ્રાણ.
असुमत् ( वि० )=પ્રાણી.
अस्त्र ( न० )=અસ્ત્ર.
अस्थि ( न० )=હાડકું.
अस्मद् ( स० )=પ્રથમ પુરૂષવાચક સર્વનામ.
अहित ( पुं० )=શત્રુ.
अहो ( अ० )=અહો.

## आ

आ ( अ० )=મર્યાદાવાચક અવ્યય.
आगम ( पुं० )=સિદ્ધાન્ત.
आगस् ( न० )=પાપ.
आजि ( स्त्री० )=લડાઇ.
आज्ञा ( स्त्री० )=આદેશ.
आढ्य ( वि० )=યુક્ત.
आत्मन् ( पुं० )=જીવ.
आदर ( पुं० )=ખંત.
आदि ( वि० )=શરૂઆત.
आधि ( स्त्री० )=માનસિક પીડા.
आनक ( पुं० )=દુંદુભિ, નગારૂં.
आनन ( न० )=મુખ.
आनन्द ( पुं० )=આનન્દ, હર્ષ.
आप् ( ५, प० व्याप्तौ )=મેળવવું.
आप ( न० )=જલનો સમૂહ.
आपद् ( स्त्री० )=કષ્ટ.
आपस् ( न० )=જળ.
आभा ( स्त्री० )=(૧) કાન્તિ; (૨) મળતાપણું.
आभोग ( पुं० )=વિસ્તાર.
आमर ( वि० )=દેવ-સંબંધી.
आमोद ( पुं० )=સુગંધ.
आम्र ( पुं० )=આંબો.
आय ( पुं० )=લાભ.

**आयति** ( स्त्री० )=ભવિષ્યકાળ.
**आरम्भ** ( पुं० )=શરૂઆત.
**आरात्** ( अ० )=દૂરથી.
**आराम** ( पुं० )=બાગ.
**आर्त** ( स्त्री० )=પીડિત.
**आर्हती** ( स्त्री० )=તીર્થંકરના સંબંધી.
**आलय** ( पुं० )=ગૃહ.
**आलि** ( स्त्री० )=શ્રેણિ, હાર.
**आवली** ( स्त्री० )=પંક્તિ.
**आशय** ( पुं० )=આશ્રય, આધાર.
**आशु** ( अ० )=જલદી.
**आस्** ( २, आ० उपवेशने )=બેસવું.
**आसन** ( न० )=આસન.
**आस्था** ( स्त्री० )=શ્રદ્ધા, આકીન.
**आहव** ( न० )=લડાઇ.

## इ

**इ** ( २, प० गतौ )=જવું; उदि=ઉગવું.
**इति** ( अ० )=એમ.
**इन्दु** ( पुं० )=ચન્દ્ર.
**इन्द्र** ( पुं० )=(૧) સુરપતિ; (૨) મુખ્ય.
**इव** ( अ० )=જેમ.
**इह** ( अ० )=અહિંઆં.

## ई

**ईक्ष्** ( १, आ० दर्शने )=જોવું.
**ईड्** ( २, आ० स्तुतौ )=સ્તુતિ કરવી.
**ईति** ( स्त्री० )=ઉપદ્રવ.
**ईप्सित** ( वि० )=મેળવવા ઇચ્છેલ.
**ईरण** ( न० )=પ્રેરણ.
**ईश** (पुं०)=(૧) સ્વામી; (૨) મહાદેવ; (૩) તીર્થંકર.
**ईशिनी** ( स्त्री० )=સ્વામિની.
**ईश्वर** ( पुं० )=નાથ.
**ईहित** ( न० )=ચેષ્ટિત.

## उ

**उग्र** ( वि० )=તીવ્ર.
**उचित** ( वि० )=યોગ્ય.
**उच्चैस्** ( अ० )=ઉચ્ચ પ્રકારે.
**उज्ज्वल** ( वि० )=ઉજળું.
**उज्झ्** ( ६, प० उत्सर्गे )=છોડી દેવું.
**उत्कर** ( पुं० )=ઢગલો.
**उत्तम** ( वि० )=શ્રેષ્ઠ.
**उत्तारक** ( वि० )=તારનાર.
**उदक** ( न० )=જળ.
**उदधि** ( पुं० )=સમુદ્ર.
**उदन्वत्** ( पुं० )=દરિયો.
**उदय** ( पुं० )=ઉદય.
**उदर** ( न० )=મધ્ય ભાગ.
**उदित**=(૧) ઉગેલ; (૨) કથેલ.
**उदार** ( वि० )=મુખ્ય.
**उद्भव** ( पुं० )=ઉત્પત્તિ.
**उन्नति** ( स्त्री० )=સમૃદ્ધિ.
**उपताप** ( पुं० )=સંતાપ.
**उपमा** ( स्त्री० )=સરખામણી.
**उपमान** ( न० )=ઉપમા.
**उपरि** ( अ० )=ઉપર.
**उपलम्भ** ( पुं० )=આક્ષેપ.
**उपाय** ( पुं० )=ઉપાય.
**उरु** ( वि० )=વિશાળ.

## ऋ

**ऋजिम**=સરલતા.
**ऋण** ( न० )=દેવું.
**ऋत** ( न० )=સત્ય.
**ऋत** ( वि० )=અભ્યાસ કરવા લાયક.
**ऋद्धि** ( स्त्री० )=સંપત્તિ, વૈભવ.

## ए

**एकधा** ( अ० )=એક રીતે.
**एधन** ( न० )=વૃદ્ધિ.
**एनस्** ( न० )=પાપ.
**एव** ( अ० )=જ.
**एवम्** ( अ० )=આવી રીતે.

## ओ

**ओघ** ( पुं० )=સમૂહ.
**ओजस्** ( न० )=બળ.

## क

**क** ( न० )=(૧) જલ; (૨) મસ્તક.
**कज** ( न० )=કમલ.
**कण** ( पुं० )=અંશ.
**कथञ्चित्** ( अ० )=મહા મહેનતે.

कनक ( न० )=સોનું.
कमल ( न० )=કમળ.
कम्प्र ( वि० )=અસ્થિર.
कम्र ( वि० )=મનોહર.
कर ( पुं० )=કિરણ.
कर ( वि० )=કરનાર.
करण ( न० )=ઇન્દ્રિય.
कराल ( वि० )=ઊંચા.
कल ( वि० )=મનોહર.
कलश ( पुं० )=કળશ.
कलुष ( न० )=પાપ.
कवि ( पुं० )=(૧) કાવ્ય રચનાર; (૨) પંડિત.
कस् ( १, प० गतौ )=જવું; विकस्=વિકાસ પામવું.
कानन ( न० )=વન.
कान्त ( वि० )=મનોહર.
कान्ता ( स्त्री० )=સ્ત્રી.
कान्तार ( न० )=વન.
कान्ति ( स्त्री० )=પ્રભા, તેજ.
काम ( पुं० )=કંદર્પ, મદન.
कामित ( वि० )=વાંછિત, ઇચ્છેલો.
काय ( पुं०, न० )=દેહ.
कार ( वि० )=કરનાર.
कारिन् ( वि० )=કરનાર.
कार्मुक ( न० )=ધનુષ્ય.
काल ( पुं० )=યમ.
काली ( स्त्री० )=કાલી ( વિદ્યા-દેવી ).
किन्नर ( पुं० )=એક જાતનો વ્યંતર દેવ.
किम् ( अ० )=શા માટે.
किम् ( स० )=કોણ.
कीर्ति ( स्त्री० )=આબરૂ.
कु ( अ० )=ખરાબવાચક શબ્દ.
कुण्डिका ( स्त्री० )=(૧) કમણ્ડળુ; (૨) દાહ કરનારી.
कुन्त ( पुं० )=ભાલો.
कुन्थु ( पुं० )=જૈનોના સત્તરમા તીર્થંકર.
कुन्द ( न० )=મોગરાનું ફુલ.
कुमत ( न० )=દુષ્ટ સિદ્ધાન્ત.
कुमुद ( न० )=ચન્દ્રવિકાસી કમલ.
कुल ( न० )=સમુદાય.
कुवादिन् ( वि० )=ખોટા તર્ક ઉઠાવનાર.
कुश ( न० )=જળ.
कुशल ( वि० )=ચતુર.
कुशेशय ( न० )=કમળ.
कुसुम ( न० )=પુષ્પ, ફૂલ.
कुसुमबाण ( पुं० )=કામદેવ.
कूप ( पुं० )=કુવો.
कृ ( ८, ऊ० करणे )=કરવું.
कृच्छ्र ( न० ) કષ્ટ.
कृत् ( वि० )=કરનાર.
कृतान्त ( पुं० )=(૧) યમ; (૨) સિદ્ધાન્ત.
कृति ( स्त्री० )=કાર્ય.
कृत्स्न ( वि० )=સંપૂર્ણ.
कृश ( वि० )=અલ્પ.
कृशानु ( पुं० )=અગ્નિ.
केवल ( न० )=કેવલજ્ઞાન.
कोकनद ( पुं० )=રક્ત કમળ, રાતું પોયણું.
कोप ( पुं० )=ક્રોધ, ગુસ્સો.
कोमल ( वि० )=કોમળ.
क्रम ( पुं० )=ચરણ.
क्लेश ( पुं० )=ખેદ.
क्षण ( पुं० )=(૧) મહોત્સવ; (૨) પળ.
क्षम ( वि० )=સમર્થ.
क्षमा ( स्त्री० )=માફી.
क्षय ( पुं० )=નાશ.
क्षामता ( स्त्री० )=ક્ષીણપણું.
क्षिति ( स्त्री० )=નાશ.
क्ष्वीजन ( न० )=અવ્યક્ત શબ્દ.

### ख

ख ( न० )=આકાશ.
खचित ( वि० )=વ્યાપ્ત.
खण्डिका ( स्त्री० )=નાશ કરનારી.
खनि ( स्त्री० )=ખાણ.
खर ( वि० )=તીક્ષ્ણ.
ख्याति ( स्त्री० )=કીર્તિ, આબરૂ.

### ग

गण ( पुं० )=સમુદાય.
गद् ( १, प० व्यक्तायां वाचि )=કહેવું.
गद ( पुं० )=રોગ.
गदा ( स्त्री० )=ગદા.
गभीर ( वि० )=ઉંડી.
गम् ( १, प० गतौ )=જવું.

गम ( पुं० )=સમાન પાઠ, આલાપક.
गम्य ( वि० )=મેળવી શકાય તેવો.
गरुड ( पुं० )=ગરૂડ.
गर्भ ( पुं० )=મધ્ય ભાગ.
गल् ( १, प० भक्षणे स्रावे च )=પડવું.
गान्धारी ( स्त्री० )=ગાન્ધારી (વિદ્યા-દેવી).
गिर् ( स्त्री० )=વાણી.
गिरि ( पुं० )=પર્વત.
गीर्वाणता ( स्त्री० )=દેવપણું.
गुण ( पुं० )=ગુણ.
गुपिल ( वि० )=ગહન.
गुरु ( वि० )=મોટું.
गृह ( न० )=ઘર.
गो ( स्त्री० )=વાણી.
गोधा ( स्त्री० )=એક જાતનો સાપ, ઘો.
गौर ( वि० )=ધોળું.
गौरी ( स्त्री० )=ગૌરી (વિદ્યા-દેવી).
ग्राम ( पुं० )=ગામ.

घ

घण्टा ( स्त्री० )=ઘંટ.
घन ( पुं० )=મેઘ.
घन ( वि० )=ગાઢ.
घनाशनी ( स्त्री० )=વજ્ર.
घर्म ( पुं० )=તાપ.
घस्मर ( वि० )=ભક્ષણશીલ.
घातक ( वि० )=હણનાર.

च

च ( अ० )=અને.
चन्द्र ( पुं० )=ચન્દ્ર.
चन्द्रप्रभ ( पुं० )=જૈનોના આઠમા તીર્થંકર.
चमू ( स्त्री० )=લશ્કર, ફોજ.
चर ( वि० )=હાલતું ચાલતું.
चरण ( न० )=પગ.
चामर ( पुं०, न० )=ચામર.
चारु ( वि० )=મનોહર.
चि ( ५, ऊ० चयने )=એકઠું કરવું.
चिति ( स्त्री० )=સમુદાય.
चित्त ( न० )=મન.
चिर ( वि० )=લાંબા કાળનું.

चिरम् ( अ० )=લાંબા કાળ સુધી.
चेत् ( अ० )=જો.
चेतस् ( न० )=મન.
चोर ( पुं० )=ચોર.
च्यु ( १, आ० गतौ )=પડવું.

छ

छद ( पुं० )=પત્ર, પાંદડું.
छवि ( स्त्री० )=શોભા.
छिद् ( ७, ऊ० द्वैधीकरणे )=કાપવું.
छुरित ( वि० )=વ્યાપ્ત.

ज

जगत् ( स्त्री० )=દુનિયા.
जन् ( ४, आ० प्रादुर्भावे )=ઉત્પન્ન થવું.
जन ( पुं० )=લોક.
जनता ( स्त्री० )=લોક.
जननी ( स्त्री० )=માતા.
जन्म ( न० )=જન્મ.
जन्मन् ( न० )=જન્મ.
जन्तु ( पुं० )=જીવ.
जय ( पुं० )=જીત.
जय्य ( वि० )=જીતી શકાય એવો.
जल ( न० )=પાણી.
जलद ( पुं० )=મેઘ.
जलधि ( पुं० )=સમુદ્ર.
जात ( न० )=સમૂહ.
जाति ( स्त्री० )=જન્મ.
जाल ( न० )=સમૂહ.
जि ( १, प० जये )=જીતવું.
जिन ( पुं० )=(૧) તીર્થંકર; (૨) સામાન્યકેવલી.
जीव ( पुं० )=જીવ, પ્રાણી.
जुष् ( ६, आ० प्रीतिसेवनयोः )=સેવવું.
जेय ( वि० )=જીતવા લાયક.
जैन ( वि० )=જિન-સંબંધી.
ज्यायस् ( वि० )=વધારે મોટું.
ज्वल् ( १, प० दीप्तौ )=બળવું.
ज्वलन ( न० )=અગ્નિ.
ज्ञानिता ( स्त्री० )=જ્ઞાનિપણું.

## त

तडित् ( स्त्री० )=વીજળી.
तत ( वि० )=વિસ્તીર્ણ.
तत्त्व ( न० )=સાર.
तद् ( स० )=તે.
तन् ( ८, ऊ० विस्तारे )=વિસ્તાર કરવો.
तनिष्ठ ( वि० )=અત્યન્ત અલ્પ.
तनु ( स्त्री० )=દેહ.
तनु ( वि० )=અલ્પ.
तमस् ( न० )=(१) અંધકાર; (२) અજ્ઞાન.
तमाल ( न० )=તમાલ વૃક્ષ.
तरु ( पुं० )=વૃક્ષ, ઝાડ.
तरुण ( वि० )=નૂતન.
तल ( न० )=તળિયું.
तान ( न० )=વિસ્તાર.
ताप ( पुं० )=સંતાપ.
तापनीय ( न० )=સોનું.
तामरस ( न० )=કમળ.
तामस ( वि० )=અજ્ઞાન સંબંધી.
तार ( वि० )=તરી જનાર.
तिमिर ( न० )=અંધકાર.
तीर्थ ( न० )=(१) ચતુર્વિધ સંઘ; (२) દ્વાદશાંગી; (३) પ્રથમ ગણધર.
तीर्थकृत् ( पुं० )=તીર્થંકર.
तु ( अ० )=પણ; (२) વિશેષતાસૂચક શબ્દ.
तुल् ( १०, ऊ० उन्माने )=તોલવું.
तुल्य ( वि० )=સમાન.
तृष् ( स्त्री० )=તરસ.
तृषा ( स्त्री० )=તરસ.
तॄ ( १, प० प्लवनतरणयोः )=તરવું. प्रवितॄ=અર્પણ કરવું.
तेजस् ( न० )=પ્રભા, તેજ.
तेजिन् ( वि० )=તેજસ્વી.
तोष ( पुं० )=હર્ષ.
त्यज् ( १, प० हानौ )=તજી દેવું.
त्रय ( न० )=ત્રણનો સમુદાય.
त्रस ( पुं० )=દ્વીન્દ્રિયાદિક જીવો.
त्राण ( न० )=રક્ષણ.
त्रि ( वि० )=ત્રણ.
त्रिक ( न० )=ત્રણનો સમુદાય.
त्रितय ( न० )=ત્રણનો સમુદાય.
त्रिदश ( पुं० )=સુર.
त्रिदशप ( पुं० )=સુર-પતિ.
त्रिभुवन ( न० )=ત્રૈલોક્ય.
त्रिलोकी ( स्त्री० )=ત્રિભુવન.
त्रै ( १, आ० पालने )=રક્ષણ કરવું.

## द

दक्ष ( वि० )=ચતુર.
दद् ( १, आ० दाने )=આપવું.
दन्त ( पुं० )=દાંત.
दम ( पुं० )=ઉપશમ, ઇન્દ્રિય-સંયમ.
दया ( स्त्री० )=કરૂણા.
दर्पक ( पुं० )=મદન.
दर्शन ( न० )=દર્શન, અવલોકન.
दल ( न० )=પત્ર.
दव ( पुं० )=દાવાનલ.
दशा ( स्त्री० )=સ્થિતિ, અવસ્થા.
दह् ( १, प० भस्मीकरणे )=બળવું.
दहन ( न० )=બાળવું તે.
दा ( १, प० दाने )=આપવું.
दा ( ३, ऊ० दाने )=આપવું.
दान ( न० )=દાન.
दानव ( पुं० )=અસુર.
दामन् ( न० )=(१) દોરડું; (२) માલા.
दार ( पुं० )=નારી, સ્ત્રી.
दारिद्र्य ( न० )=દરિદ્રતા, ગરીબાઇ.
दारु ( न० )=કાષ્ઠ, લાકડું.
दिविज ( पुं० )=દેવ.
दिव् ( स्त्री० )=સ્વર્ગ.
दिव्य ( वि० )=સ્વર્ગ સંબંધી, સ્વર્ગીય.
दिश् (६, ऊ० अतिसर्जने )=આપવું.
दिश् ( स्त्री० )=દિશા.
दीन ( वि० )=ગરીબ.
दु ( ५, प० उपतापे )=પીડા કરવી.
दुःख ( न० )=પીડા.
दुरित ( न० )=પાપ.
दुर्लभ ( वि० )=દુર્લભ.
दुष्कृत ( न० )=પાપ.

दृढ ( वि० )=મજબૂત.
दृश् ( स्त्री० )=(૧) દૃષ્ટિ; (૨) નેત્ર; (૩) મત.
दृषद् ( स्त्री० )=પત્થર.
देव ( पुं० )=(૧) અમર, સુર; (૨) પરમેશ્વર.
देवता ( स्त्री० )=(૧) દેવી; (૨) દેવ.
देवी ( स्त्री० )=દેવી.
देहिन् ( पुं० )=પ્રાણી.
द्वैप ( वि० )=શત્રુ સંબંધી.
दो ( ४, प० अवखण्डने )=ખણ્ડન કરવું.
दोस् ( न० )=હાથ.
दोष ( पुं० )=દૂષણ.
द्युति ( स्त्री० )=પ્રકાશ.
द्राक् ( अ० )=ઝટ.
द्रुम ( पुं० )=ઝાડ.
द्विप ( पुं० )=હાથી.
द्विष् ( पुं० )=શત્રુ.

ध

धन ( न० )=પૈસો.
धनु ( पुं० )=ધનુષ્ય.
धरण (पुं०)=દક્ષિણ દિશામાં વસતા નાગકુમારોનો ઇન્દ્ર.
धर्म ( पुं० )=જૈનોના પંદરમા તીર્થંકર.
धव ( पुं० )=પતિ.
धा ( ३, ऊ० धारणपोषणयोर्दाने च )=ધારણ કરવું.
धातु ( पुं० )=ધાતુ.
धान्य ( न० )=અનાજ.
धामन् ( न० )=ગૃહ.
धारा ( स्त्री० )=ધારા.
धी ( स्त्री० )=મતિ.
धीर ( वि० )=બળવાન્.
धु ( ५, ऊ० कम्पने )=હલાવવું.
धृ ( १, ऊ० धारणे )=ધારણ કરવું.
धौत ( वि० )=ધોયલું.
ध्यान ( न० )=ધ્યાન.
ध्वंस् ( १, आ० अवस्रंसने गतौ च)=નાશ કરવો.
ध्वन् ( १, प० शब्दे )=અવાજ થવો.
ध्वस्ति ( स्त्री० )=નાશ.

न

न ( अ० )=નહિ.
नख ( पुं०, न० )=નખ.
नति ( स्त्री० )=પ્રણામ.
नन्तृ ( वि० )=નમન કરનાર.
नन्द् ( १, प० समृद्धौ )=ખુશી થવું.
नन्द ( पुं० )=(૧) હર્ષ; (૨) સમૃદ્ધિ.
नभस् ( न० )=આકાશ.
नम् ( १, प० प्रह्वत्वे शब्दे च )=પ્રણામ કરવો.
नमन( न० )=નમાવી દેવું તે.
नमस् ( अ० )=નમસ્કાર.
नमि ( पुं० )=જૈનોના એકવીસમા તીર્થંકર.
नमेरु ( पुं० )=એક જાતનું દિવ્ય વૃક્ષ.
नम्र ( वि० )=નમસ્કાર કરનારા.
नय ( पुं० )=(૧) એકદેશીય યથાર્થ અભિપ્રાય; (૨) નીતિ.
नर ( पुं० )=મનુષ્ય.
नव ( वि० )=નવીન.
नवन् ( वि० )=નવ.
नश् ( ४, प० अदर्शने )=નાશ થવો.
नहि ( अ० )=નહિ.
नाक ( पुं० )=સ્વર્ગ.
नाग ( पुं० )=સાપ.
नाना ( वि० )=વિવિધ.
नाभेय ( पुं० )=નાભિ (નરેશ)ના નન્દન, જૈનોના પ્રથમ તીર્થંકર.
नाम ( पुं० )=પ્રણામ.
नामन् ( न० )=નામ.
नाश ( पुं० )=અંત, વિનાશ.
नाशन ( वि० )=નાશ કરનાર.
नि ( अ० )=અત્યંતતાવાચક અવ્યય.
निघ ( वि० )=સરખી ઊંચાઇ અને લંબાઇવાળું.
निज ( वि० )=પોતાનું.
नित्यम् ( अ० )=સર્વદા.
निधन ( न० )=નાશ.
निधि ( पुं० )=ભંડાર.
निभ ( वि० )=સમાન.
नियतम् ( अ० )=ખરેખર.
निर् ( अ० )=અભાવવાચક અવ્યય.
निर्दारण ( न० )=ભેદવું તે.
निर्वाण ( न० )=(૧) મોક્ષ; (૨) વિનાશ.
निर्वृति ( स्त्री० )=(૧) મુક્તિ, સિદ્ધિ; (૨) નાશ.
निर्व्याज ( वि० )=નિષ્કપટી.

**निवह** ( पुं० )=સમુદાય.
**निशा** ( स्त्री० )=રાત્રિ.
**निशान्त** ( न० )=ગૃહ.
**निष्ठा** ( स्त्री० )=(૧) છેવટ; (૨) ક્લેશ.
**नी** ( १, ऊ० प्रापणे )=દોરવવું, લઇ જવું.
**नीच** ( वि० )=અધમ.
**नीति** ( स्त्री० )=નીતિ.
**नील** ( वि० )=શ્યામ.
**नीलता** ( स्त्री० )=કાળાશ.
**नु** ( २, प० स्तुतौ )=સ્તુતિ કરવી.
**नुति** ( स्त्री० )=સ્તુતિ.
**नुद्** ( ६, ऊ० प्रेरणे )=પ્રેરણા કરવી.
**नू** ( ६, प० स्तुतौ )=સ્તુતિ કરવી.
**नृ** ( पुं० )=મનુષ્ય.
**नेमि** ( पुं० )=જૈનોના બાવીસમા તીર્થંકર.
**नो** ( अ० )=નહિ.
**नौ** ( स्त्री० )=વહાણ.
**न्याय** ( पुं० )=નીતિ.

## प

**पटु** ( वि० )=ચાલાક.
**पट्ट** ( न० )=(૧) પીઠ; (૨) રાજ–સિંહાસન; (૩) ઢાલ; (૪) ઉત્તરીય વસ્ત્ર.
**पण्डित** ( पुं )=હોંશીયાર.
**पत्** ( १, प० गतौ )=પડવું.
**पत्** ( १०, ऊ० गतौ )=જવું.
**पतन** ( न० )=પડવું તે.
**पताका** ( स्त्री० )=ધ્વજ, વાવટો.
**पति** ( पुं० )=સ્વામી, નાથ.
**पतिता** ( स्त्री० )=સ્વામીપણું.
**पत्र** ( न० )=(૧) પાંખડી; (૨) વાહન.
**पद** ( न० )=(૧) સ્થાન; (૨) વાક્યનો એક ભાગ; (૩) ચરણ.
**पद्धति** ( स्त्री० )=માર્ગ.
**पद्म** ( पुं० न० )=કમળ.
**पद्मप्रभ** ( पुं० )=જૈનોના છઠ્ઠા તીર્થંકર.
**पर** ( वि० )=(૧) તત્પર; (૨) અન્ય; (૩) ઉત્તમ.
**परम्** ( अ० )=અત્યંત.
**परम** ( वि० )=ઉત્તમ.
**परमेश्वर** ( पुं० )=ઈશ્વર.
**पराग** ( पुं० )=ધૂળ.
**परार्ध्य** ( वि० )=ઉત્તમ.
**परिचित** ( वि० )=પરિચયવાળું.
**परिदाहिन्** ( वि० )=બાળનાર.
**परिपूज्य** ( वि० )=પૂજવા લાયક.
**परिपूर्ण** ( वि० )=પૂરી દીધેલ.
**पर्वत** ( पुं० )=પહાડ.
**पर्वन्** ( न० )=મહોત્સવ.
**पवि** ( पुं० )=વજ્ર.
**पवित्र** ( वि० )=પાવન.
**पांसु** ( पुं० )=રજ.
**पा** ( २, प० रक्षणे )=રક્ષણ કરવું.
**पात** ( पुं० )=પતન, પડવું તે.
**पातक** ( न० )=પાપ.
**पातक** ( वि० )=પતનશીલ.
**पातृ** ( वि० )=પાળનાર, રક્ષક.
**पाद** ( पुं० )=ચરણ.
**पादप** ( पुं० )=ઝાડ.
**पाप** ( न० )=પાપ.
**पार्श्व** ( पुं० )=જૈનોના ત્રેવીસમા તીર્થંકર.
**पावक** ( वि० )=પવિત્ર કરનાર.
**पारिजात** ( पुं० )=પારિજાતક, એક જાતનું કલ્પવૃક્ષ.
**पालन** ( न० )=રક્ષણ.
**पावन** ( वि० )=પવિત્ર કરનાર.
**पीड्** ( १०, ऊ० अवगाहने )=દુઃખી થવું.
**पीडा** ( स्त्री० )=દુઃખ.
**पुनर्** ( अ० )=વળી.
**पुरी** ( स्त्री० )=નગરી.
**पुरुषदत्ता** ( स्त्री० )=**પુરૂષદત્તા** (વિદ્યા–દેવી).
**पुस्तिका** ( स्त्री० )=(૧) પ્રતિમા; (૨) પુસ્તક.
**पुष्** ( ४, प० पुष्टौ )=પોષણ કરવું.
**पुष्प** ( न० )=ફુલ.
**पू** ( १, आ० पवने )=પવિત્ર કરવું.
**पूज्** ( १०, ऊ० पूजायाम् )=પૂજવું.
**पूज्य** ( वि० )=પૂજવા યોગ્ય.
**पोत** ( पुं० )=નૌકા, હોડી.
**प्रगुण** ( वि० )=સરળતાવાળું.
**प्रज्ञप्ति** ( स्त्री० )=**પ્રજ્ઞપ્તિ** ( વિદ્યા–દેવી ).
**प्रतरण** ( न० )=તરવું તે.

**प्रति** ( अ० )=( १ ) પ્રત્યે; ( ૨ ) પ્રતિકૂલવાચક અવ્યય.
**प्रतिभान** ( न० )=પ્રતિભા, નૂતન વિકાસ પામતી બુદ્ધિ.
**प्रतिभय** ( वि० )=ભયંકર.
**प्रथ्** ( १०, ऊ० प्रख्याने )=પ્રસિદ્ધ થવું, વિસ્તાર પામવો.
**प्रथन** ( न० )=પ્રસિદ્ધ કરવું તે.
**प्रदान** ( न० )=ત્યાગ.
**प्रपञ्चित** ( वि० )=વિસ્તારેલું.
**प्रपा** ( स्त्री० )=જલાશય, પરબ.
**प्रवल** ( वि० )=પરાક્રમી.
**प्रभञ्जन** ( पुं० )=પવન.
**प्रभा** ( स्त्री० )=કાન્તિ.
**प्रमद** ( पुं० )=આનન્દ.
**प्रमाण** ( न० )=પ્રમાણ, યથાર્થ જ્ઞાન.
**प्रलय** ( पुं० )=નાશ.
**प्रशम** ( पुं० )=નાશ.
**प्रहति** ( स्त्री० )=નાશ.
**प्रादुस्** ( अ० )=પ્રકાશવાચક અવ્યય.
**प्रिय** ( वि० )=ઇષ્ટ.
**प्रियङ्गु** ( स्त्री० )=એક જાતનું ઝાડ.

**फ**

**फण** ( पुं० )=ફેણ.
**फल** ( न० )=ફળ.
**फलक** ( न० )=ઢાલ.

**ब**

**बत** ( अ० )=સંતોષવાચક અવ્યય.
**वन्दिन्** ( पुं० )=ભાટ.
**वन्धु** ( पुं० )=મિત્ર.
**वन्धुजीव** ( पुं० )=એક જાતનું પુષ્પ, અપોરીયું.
**वल** ( न० )=(૧) સૈન્ય; (૨) પરાક્રમ.
**बहु** ( वि० )=ઘણા.
**बहुधा** ( अ० )=ઘણી રીતે.
**बाण** ( पुं० )=બાણ.
**बाध** ( पुं० )=પીડા.
**बाहु** ( पुं० )=હાથ.
**बुध** ( पुं० )=પણ્ડિત.
**बुद्धि** ( स्त्री० )=મતિ.
**बृहत्** ( वि० )=મોટું.
**बोध** ( पुं० )=વિકાસ.

**भ**

**भक्ति** ( स्त्री० )=સેવા.
**भङ्ग** ( पुं० )=પ્રકાર.
**भज्** ( १, ऊ० सेवायाम् )=ભજવું.
**भद्र** ( न० )=કલ્યાણ.
**भय** ( न० )=બીક.
**भर** ( पुं० )=સમૂહ.
**भव** ( पुं० )=(૧) સંસાર; (૨) ઉત્પત્તિ.
**भवत्** ( स० )=આપ.
**भव्य** ( वि० )=મોક્ષે જનાર.
**भस्मन्** ( न० )=રાખ.
**भा** ( स्त्री० )=તેજ.
**भा** ( २, प० दीप्तौ )=પ્રકાશવું.
**भाज्** ( वि० )=ભોગવનાર.
**भाजन** ( न० )=પાત્ર.
**भार** ( पुं० )=ધારણ કરનાર.
**भारती** ( स्त्री० )=વાણી.
**भास्** ( स्त्री० )=પ્રભા, કાંતિ.
**भास्** (१, आ० दीप्तौ )=પ્રકાશવું.
**भासक** ( पुं० )=પ્રકાશક.
**भासुर** ( वि० )=દેદીપ્યમાન.
**भिद्** ( ७, ऊ० विदारणे )=ભેદવું.
**भी** ( स्त्री० )=ભય.
**भीति** ( स्त्री० )=ભય, બીક.
**भुवन** ( न० )=જગત્.
**भू** ( १, प० सत्तायाम् )=હોવું, થવું.
**भू** ( स्त्री० )=પૃથ્વી; (૨) સ્થાન.
**भूति** ( स्त्री० )=સંપત્તિ.
**भूमि** ( स्त्री० )=(૧) સ્થલ; (૨) પૃથ્વી.
**भृ** ( ३, ऊ० धारणपोषणयोः )=ધારણ કરવું.
**भृत्** ( वि० )=ધારણ કરનાર.
**भृशम्** ( अ० )=અત્યંત.
**भोग** ( पुं० )=વિષય.
**भ्रम्** ( १, प० चलने )=ભમવું.

**म**

**मज्जन** ( न० )=સ્નાન, જલાભિષેક.
**मणि** ( पुं० )=રત્ન.

मण्डप (पुं०, न०)=માંડવો.
मण्डल (न०)=ચક્ર.
मत (न०)=(૧) દર્શન; (૨) સિદ્ધાન્ત.
मत (वि०)=અભીષ્ટ, ઇચ્છેલ.
मति (स्त्री०)=બુદ્ધિ.
मद (पुं०)=હાથીના કુમ્ભસ્થળમાંથી ઝરતો પ્રવાહી પદાર્થ.
मदन (पुं०)=કામદેવ.
मनस् (न०)=મન, ચિત્ત.
मनुज (पुं०)=માનવ.
मन्त्रि (पुं०)=પ્રધાન.
मन्त्रिन् (पुं०)=પ્રધાન.
मन्द (वि०)=મન્દ.
मन्दर (पुं०)=મેરુ (પર્વત).
मय (वि०)=પ્રચુરતાવાચક પ્રત્યય.
मरुत् (पुं०)=દેવ.
मर्त्य (पुं०)=માનવ.
मल (पुं०)=મેલ.
मलिन (वि०)=મેલું.
मस्ज् (६, प० शुद्धौ)=બૂડવું.
मल्लि (पुं०)=જૈનોના ઓગણીસમા તીર્થંકર.
मह (पुं०)=ઉત્સવ.
महत् (वि०)=વિશાળ.
महस् (न०)=તેજ.
महाकाली (स्त्री०)=મહાકાલી (વિદ્યા-દેવી).
महामानसी (स्त्री०)=મહામાનસી (વિદ્યા-દેવી).
महिमन् (पुं०)=મહિમા.
[illegible] (स्त्री०)=[illegible].
मही (स्त्री०)=પૃથ્વી.
महीध्र (पुं०)=મહીધર, પર્વત.
मा (अ०)=[illegible]
मान (पुं०)=(૧) અભિમાન, અહંકાર; (૨) [illegible].
मानवी (स्त्री०)=માનવી (વિદ્યા-દેવી).
मानस (न०)=(૧) મન; (૨) માનસ (સરોવર).
मानसी (स्त्री०)=માનસી (વિદ્યા-દેવી).
माया (स्त्री०)=કપટ.
[illegible]
[illegible]
[illegible]

मुखर (वि०)=શબ્દાયમાન.
मुच् (६, उ० मोक्षणे)=છોડવું.
मुद् (१, आ० हर्षे)=હર્ષ પામવો.
मुद् (स्त्री०)=હર્ષ, આનન્દ.
मुदित (न०)=હર્ષ.
मुदित (वि०)=ખુશી.
मुनि (पुं०)=સાધુ.
मुशल (न०)=મુસળું, સાંબેલું.
मूर्धन् (न०)=મસ્તક.
मृग (पुं०)=હરણ.
मृगपति (पुं०)=સિંહ.
मृत्यु (पुं०)=મરણ.
मेघ (पुं०)=વાદળું.
मेरु (पुं०)=મેરુ (પર્વત).
मोक्ष (पुं०)=નિર્વાણ.
मोद (पुं०)=હર્ષ.
मोह (पुं०)=અજ્ઞાન.
मौलि (पुं०)=(૧) મસ્તક; (૨) મુકુટ.

य

यक्ष (पुं०)=એક જાતનો વ્યંતર દેવ.
यक्षी (स्त्री०)=યક્ષની પત્ની.
यत् (१, आ० प्रयत्ने)=પ્રયત્ન કરવો.
यतः (अ०)=જેથી
यत्र (अ०)=જ્યાં.
यथा (अ०)=જેમ.
यद् (स०)=જે.
यदि (अ०)=જો.
यदीय (न०)=જેનું.
यमिन् (वि०)=નિયમવાળું.
यशस् (न०)=કીર્તિ.
यशस्य (वि०)=કીર્તિવાળું.
या (२, प० प्रापणे)=જવું.
यान (न०)=પ્રયાણ.
यान (पुं०)=વાહન.
युग (न०)=બેનું જોડું.
युगल (न०)=બેનું જોડું.
युज् (७, उ० योगे)=જોડવું.
युष्मद् (स०)=તું (યુષ્મદ્ સર્વનામ).
योगिन् (पुं०)=યોગી.
योगिनी (स्त्री०) [illegible]

र

रंहस् ( न० )=વેગ.
रक्ष् ( १, प० पालने )=રક્ષણ કરવું.
रच् ( १०, ऊ० प्रतियत्ने )=રચવું.
रञ्ज् ( १, ऊ० रागे )=રાગી થવું.
रञ्जन ( न० )=રાગ.
रत ( वि० )=આસક્ત, રાગી.
रत ( न० )=સુખ.
रति ( स्त्री० )=(૧) સુખ; (૨) કામદેવની પત્ની.
रत्न ( न० )=રત્ન.
रम् ( १, आ० क्रीडायाम् )=રમવું.
रव ( पुं० )=ધ્વનિ.
रवि ( पुं० )=સૂર્ય.
रस ( पुं० )=રસ.
रहित ( वि० )=રહિત.
रा ( २, प० दाने )=આપવું.
राग ( पुं० )=રાગ.
राज् ( पुं० )=રાજા.
राज् ( १, ऊ० दीप्तौ )=પ્રકાશવું.
राजन् ( पुं० )=રાજા.
राजि ( स्त्री० )=શ્રેણિ.
राजिन् ( वि० )=દીપાવનાર.
राजी ( स्त्री० )=શ્રેણિ, હાર.
राजीव ( न० )=કમળ.
राद्धि ( स्त्री० )=નિર્વાણ.
राशि ( पुं० )=ઢગલો.
रिपु ( पुं० )=દુશ્મન.
रुच् ( स्त्री० )=કાન્તિ.
रुचि ( स्त्री० )=(૧) શોભા; (૨) અભિલાષા, ઇચ્છા.
रुच् ( १, आ० दीप्तावभिप्रीतौ च )=પ્રકાશવું.
रुज् ( ६, प० भङ्गे )=ભાંગવું.
रुज् ( स्त्री० )=રોગ.
रुह् ( १, प० बीजजन्मनि प्रादुर्भावे च )=ઉગવું. अधिरुह्=આરૂઢ થવું. आरुह्=આરૂઢ થવું.
रूप ( न० )=સ્વરૂપ.
रूपता ( स्त्री० )=સૌન્દર્ય.
रै ( पुं० )=(૧) સુવર્ણ; (૨) ધન.
रोचिस् ( न० )=તેજ.
रोहिणी ( स्त्री० )=રોહિણી ( વિદ્યા-દેવી ).
रौद्र ( वि० )=ઘોર.

ल

लक्ष् ( १०, ऊ० दर्शनाङ्कनयोः )=(૧) જોવું; (૨) નિશાન કરવું.
लक्ष्मी ( स्त्री० )=લક્ષ્મી, ધન.
लङ्घ् (१०, ऊ०,१, प० भाषायां दीप्तौ सीमातिक्रमे च) =ઓળંગવું.
लङ्घन ( न० )=ઓળંગવું તે.
लता ( स्त्री० )=વેલ.
लव ( पुं० )=અંશ.
लस् ( १, प० दीप्तौ )=શોભવું.
लाघव ( न० )=લઘુતા.
लाभ ( पुं० )=લાભ.
लालसा ( स्त्री० )=ઇચ્છા.
लालित ( वि० )=સ્નેહપૂર્વક પાળેલ.
ली ( ९, प० श्लेषणे )=ઓગળી જવું.
लोक ( पुं० )=દુનિયા.
लोल ( वि० )=લંપટ.

व

वचन ( न० )=વચન.
वचस् ( न० )=વચન.
वज्र ( न० )=વજ્ર.
वज्रशृंखला ( स्त्री० )=વજ્રશૃંખલા (વિદ્યા-દેવી).
वज्रांकुशी ( स्त्री० )=વજ્રાંકુશી (વિદ્યા-દેવી).
वज्राशनी ( स्त्री० )=વજ્ર.
वद् ( १, प० व्यक्तायां वाचि )=બોલવું.
वन ( न० )=(૧) જળ; (૨) જંગલ.
वनिता ( स्त्री० )=નારી.
वन्द् ( १, आ० अभिवादनस्तुत्योः )=નમન કરવું.
वन्द्य ( वि० )=પૂજવા લાયક.
वपुस् ( न० )=દેહ.
वप्र ( पुं० )=કોટ.
वर ( पुं० )=વરદાન.
वर ( वि० )=શ્રેષ્ઠ.
वरद ( वि० )=ચાહેલી ચીજ આપનાર.
वर्ग ( पुं० )=સમુદાય, સમૂહ.
वर्जित( वि० )=છોડી દીધેલ.
वर्ण ( पुं० )=રંગ.

वर्य (वि० )=પ્રધાન, મુખ્ય.
वलक्ष (वि० )=ધવલ, સફેદ.
वलय (न० )=મંડળ.
वल्लरी (स्त्री० )=વેલ.
वस् (१, प० निवासे )=રહેવું.
वसु (न० )=નિધાન, ધન.
वस्तु (न० )=પદાર્થ.
वह् (१, उ० प्रापणे )=ધારણ કરવું.
वा (अ० )=અને.
वाच् (स्त्री० )=વાણી.
वाजिन् (पुं० )=ઘોડો.
वाणी (स्त्री० )=દેશના.
वादिन् (वि० )=વાદી.
वापी (स्त्री० )=વાવ.
वार (पुं० )=સમૂહ.
वारण (पुं० )=(१) હાથી; (२) રોકવું તે.
वारि (न० )=જળ.
वास (पुं० )=રહેઠાણ.
वासुपूज्य (पुं० )=જૈનોના બારમા તીર્થંકર.
वि (अ० )=વિયોગસૂચક અવ્યય.
विकास (पुं० )=ખીલવણી.
विघात (पुं० )=નાશ.
विग्रह (पुं० )=(१) દેહ, શરીર; (२) કલહ, લડાઇ.
विजय (पुं० )=જીત.
विद् (२, प० ज्ञाने )=જાણવું;
विद् (७, आ० विचारणे )=વિચારવું.
विद्रुम (पुं० )=પરવાળું.
विध (पुं० )=પ્રકાર.
विधा (स्त्री० )=વિધાન, કાર્ય.
विधि (पुं० )=કાર્ય.
विध्वंस (पुं० )=નાશ.
विनय (पुं० )=વિનય.
विनीत (वि० )=વિનયયુક્ત.
विपद् (स्त्री० )=કષ્ટ.
विपुल (वि० )=વિશાળ.
विभञ्जन (न० )=નાશ.
विमल (पुं० )=જૈનોના તેરમા તીર્થંકર.
विमल (वि० )=નિર્મળ.
विमलित (वि० )=નિર્મળ કરેલ.
विश् (६, प० प्रवेशने )=પ્રવેશ કરવું.
विशद (वि० )=નિર્મળ.
विशाल (वि० )=વિસ્તીર્ણ.
विसर (पुं० )=સમૂહ.
विष्टप (न० )=ભુવન.
विहग (पुं० )પક્ષી.
वीज् (१०, उ० व्यजने )=પંખો નાખવો.
वीत (वि० )=ગયેલ.
वीर (पुं० )=(१) તીર્થંકર; (२) જૈનોના ચોવીસમા તીર્થંકર.
वृ (५, उ० वरणे )=પસંદ કરવું.
वृजिन (न० )=પાપ.
वृद्धि (स्त्री० )=વધારો.
वृष्टि (स्त्री० )=વરસાદ.
वै (अ० )=(१) નિશ્ચયવાચક અવ્યય; (२) પાદ-પૂર્તિના અર્થમાં વપરાતો અવ્યય.
वैबुध (वि० )=દેવના સંબંધી.
वैभव (न० )=સંપત્તિ.
वैर (न० )=દુશ્મનાવટ.
वैरोट्या (स्त्री० )=વૈરોટ્યા (વિદ્યા-દેવી).
व्यजन (न० )=પંખો.
व्याज (पुं० )=કપટ.
व्याप्त (वि० )=વ્યાપેલ.
व्याहति (स्त्री० )=નાશ.
व्रात (न० )=સમૂહ.

## श

शंस् (१, प० स्तुतौ दुर्गतौ च )=વખાણ કરવા.
शकुन्त (पुं० )=પક્ષી.
शक्ति (स्त्री० )=એક જાતનું આયુધ.
शङ्ख (पुं० )=શંખ.
शची (स्त्री० )=ઇન્દ્રાણી.
शत (न० )=સો.
शतपत्र (न० )=સો પાંખડીવાળું કમલ.
शत्रु (पुं० )=દુશ્મન.
शम् (अ० )=સુખવાચક અવ્યય.
शम् (४, प० उपशमे )=શાંત થવું.
शम (पुं० )=શાંતિ.
शमक (पुं० )=શાંત કરનાર.
शमन (न० )=શાંતિ.

शम्भव ( पुं० )=જૈનોના ત્રીજા તીર્થંકર.
शय ( पुं० )=હાથ.
शर ( पुं० )=બાણુ.
शरण ( न० )=શરણુ.
शस्त्र ( न० )=હથિયાર.
शस्य ( वि० )=પ્રશંસા-પાત્ર.
शान्त ( वि० )=શાન્ત.
शान्ति ( पुं० )=જૈનોના સોળમા તીર્થંકર.
शान्ति ( स्त्री० )=મોક્ષ.
शासन ( न० )=આજ્ઞા.
शिखण्डिन् ( पुं० )=મોર.
शित ( वि० )=તીક્ષ્ણુ.
शिरस् ( न० )=મસ્તક.
शिव ( पुं० )=મોક્ષ.
शिव ( न० )=કલ્યાણુ.
शिव ( वि० )=કલ્યાણુકારી.
शिशिर ( वि० )=શીતલ.
शी ( २, आ० स्वप्ने )=સુવું.
शीतल ( पुं० )=જૈનોના દશમા તીર્થંકર.
शुक्ल ( वि० )=શ્વેત.
शुच् ( स्त्री० )=શોક.
शुभ ( वि० )=શુભ.
शृङ्खला ( स्त्री० )=સાંકળ.
शेखर ( पुं० )=મુગટ.
शोधन ( पुं० )=શોધ કરનાર.
श्याम ( वि० )=કાળો.
श्रम ( पुं० )=થાક.
श्रि ( १, ऊ० सेवायाम् )=આશ્રય લેવો.
श्री ( स्त्री० )=(૧) માનવાચક શબ્દ; (૨) લક્ષ્મી.
श्रीमत् ( वि० )=શ્રીયુત, ધનિક.
श्रु ( १, प० श्रवणे )=સાંભળવું.
श्रुत ( न० )=શ્રુત-જ્ઞાન.
श्रेय ( वि० )=આશ્રય કરવા લાયક.
श्रेयांस ( पुं० )=જૈનોના અગ્યારમા તીર્થંકર.

स

संवर ( पुं० )=રોકાણુ.
संशय ( पुं० )=સંશય.
संसद् ( स्त्री०=સભા.
संसार ( पुं० )=કર્મબદ્ધ અવસ્થા.



सकल ( वि० )=સમસ્ત.
सङ्कुल ( वि० )=વ્યાપ્ત.
सङ्गता ( स्त्री० )=સોબત.
सङ्घ ( पुं० )=સમુદાય.
सज्ज ( वि० )=તૈયાર.
सज्जन ( पुं० )=સજ્જન, સારો માણુસ.
सञ्चय ( पुं० )=સમૂહ.
सत् ( वि० )=શોભનીય.
सतत ( वि० )=પ્રતિક્ષણુ.
सततम् ( अ० )=અહોનિશ, સર્વદા.
सत्य ( वि० )=સાચું.
सद् ( १, प० विशरणगत्यवसादनेषु )=ભાંગવું.
सदा ( अ० )=હમેશાં.
सदृश ( वि० )=સમાન, તુલ્ય.
सद्गुण ( पुं० )=સારો ગુણુ.
सद्मन् ( न० )=ગૃહ.
संतमस ( न० )=ગાઢ અંધકાર.
सपदि ( अ० )=એકદમ.
सभा ( स्त्री० )=સભા.
सभाजन ( पुं० )=સભ્ય, સભાનો માણુસ.
सभाजन ( न० )=પરોણુાગત.
सम ( वि० )=(૧) તુલ્ય; (૨) સાધારણુ.
समग्र ( वि० )=સમસ્ત.
समम् ( अ० )=સાથે.
समय ( पुं० )=સિદ્ધાન્ત.
समवसरण ( न० )=ધર્મ-દેશનાનું સ્થલ.
समस्त ( वि० )=સકળ.
समाधि ( स्त्री० )=સમાધિ.
समान ( वि० )=તુલ્ય.
समुदाय ( पुं० )=સમૂહ.
समृद्धि ( स्त्री० )=સંપત્તિ, વૈભવ.
सम्पद् ( स्त्री० )= „ „.
सम्पराय ( पुं० )=લડાઇ.
सम्यग् ( अ० )=રૂડી રીતે.
सरीसृप ( पुं० )=સર્પ.
सरोज ( न० )=કમળ.
सलिल ( न० )=જળ.
सस्ज् ( १, ऊ० गतौ )=સજ્જ થવું.
सह ( अ० )=સહિત.

સીતેન્દ્રે ધ્યાનમગ્ન શ્રીરામને ધ્યાનથી વિચલિત કરી દેવાનો વિચાર કર્યો. 'જો શ્રીરામ શુક્લધ્યાનમાં પહોંચી જશે તો તેઓ વીતરાગ બની જશે....સર્વજ્ઞ બનીને સિદ્ધ–બુદ્ધ–મુક્ત બની જશે....તો પછી એમનો ને મારો સંબંધ આ સંસારમાં ક્યારેય ફરી નહીં રચાય....'

**અનુરાગ સંબંધોની સુરક્ષા શોધે છે!** સીતેન્દ્રનું રાગી હૃદય શ્રીરામ સાથેના સંબંધો ઝંખે છે સંસારમાં! સાધ્વીજીવનમાં તો એ રાગ પર રાખ–સંયમરૂપી રાખ નાંખી દીધી'તી પણ એ આગ ઢંકાઈ ગઈ'તી, બૂઝાઈ નહોતી. કેવી રીતે બુઝાય એ આગ? રાગની આગ સામાન્ય નથી હોતી, દાવાનળ જેવી હોય છે! દાવાનળને બૂઝવવો સરળ કે મામૂલી કામ નથી.

સ્ત્રી–રાગ અથવા પુરુષ–રાગ જ પ્રબળ હોય છે, એવું નથી. પિતૃરાગ–ભ્રાતૃરાગ વગેરે પણ એટલા જ પ્રબળ હોય છે. શ્રીરામનો લક્ષ્મણજી પ્રત્યેનો રાગ કેવો પ્રબળ અને ઉત્કૃષ્ટ હતો! લક્ષ્મણજીના મૃતદેહને પોતાના ખભા પર મૂકીને છ છ મહિના સુધી અયોધ્યાની ગલીએ ગલીએ ભટક્યા'તા! આવા પ્રબળ રાગના દાવાનળને જે બુઝવે છે....વાસ્તવમાં **જે વિરક્ત બને છે, તે જ મહાત્મા છે....! તે જ મહાવીર છે....! તે જ મહાપુરુષ છે....!** શ્રીરામ એવા જ મહાવીર મહાત્મા પુરુષ હતા. સીતેન્દ્ર એમને ધ્યાનભ્રષ્ટ ન કરી શક્યા. શ્રીરામ વીતરાગ બની ગયા....સર્વજ્ઞ અને સર્વદર્શી બની ગયા. સીતેન્દ્રે વીતરાગી શ્રીરામચન્દ્ર મહામુનિના ચરણે વિરક્ત હૃદયથી વંદના કરી.

આખી ઘટના મારા ચિંતનના ચંદરવે ઉતરી આવી....! સીતેન્દ્ર પ્રત્યે કંઈક સહાનુભૂતિ થઈ તેઃ અન્તઃકરણ શ્રીરામચન્દ્રજીની વીતરાગતા પ્રત્યે ઝૂકી ગયું....ગદ્‌ગદ્ હૈયે મેં એમના ચરણે અનંત અનંત ભાવવંદના કરી લીધી....!!!



દુઃખોની ફરિયાદ કરનારા કહે છેઃ

અમારી પાસે ધન-દોલત નથી, માટે અમે દુઃખી છીએ!

અમારી પાસે સારો પરિવાર નથી, માટે અમે દુઃખી છીએ!

અમારી પાસે તંદુરસ્ત આરોગ્ય નથી, માટે અમે દુઃખી છીએ!

અમારા સ્નેહી-સ્વજનો અળગા થઈ ગયા, માટે અમે દુઃખી છીએ!

અમારૂં માન-સન્માન નથી રહ્યું, માટે અમે દુઃખી છીએ!

-આવી તો અનેક ફરિયાદોની ફાઈલ લઈ ને લોકો જીવી રહ્યા છે...પણ આ બધા દુઃખોનું મૂળભૂત કારણ શું છે...? આ વાત સામાન્ય માનવી જાણતો નથી...એક મહામના યોગી પુરુષે આ વાતનું રહસ્ય ચીંધ્યું છે.

કષાય દુઃખ છે!

ક્રોધ-માન-માયા અને લોભ જ્યાં સુધી જીવાત્મામાં પડ્યા છે, ત્યાં સુધી જીવાત્મા દુઃખી છે ને દુઃખી રહેશે. શબ્દ-રૂપ-રસ-ગંધ અને સ્પર્શ-આ બધા વિષયોમાં જ્યાં સુધી ઈન્દ્રિયો આસક્ત છે, ત્યાં સુધી જીવાત્મા દુઃખી છે ને દુઃખી રહેશે. સમસ્ત દુઃખનું મૂળ આ જ છે.



## શ્રદ્ધાનો સથવારો !

**૧૩**

'જે દુઃખની કલ્પના પણ ન કરી હોય....જે આઘાતનો અણસાર સરખોયે ના સાંપડયો હોય....એવું દુઃખ....એવો આઘાત અચાનક આવી પડે....ત્યારે એ વખતે મન અશાંત ન બને....ચિત્ત બેચેન ન બને...,દિલ દર્દ ન અનુભવે....એવી મનઃસ્થિતિનું નિર્માણ કેમ થાય? એવો નિશ્ચલ આત્મભાવ કેમ સાંપડે?'

કદમ વર્તમાનમાં કંડારાઈ રહ્યા'તા, જ્યારે મન અતીતની ઓતરાતી દીવાલોમાં ફરી રહ્યું હતું. વન મૌન હતું. હવા પણ શીતલ અને સુખદ હતી. ઊંચે આકાશના એરપોર્ટ પર પાંખો પ્રસારીને ઉડતાં પંખીઓની આવન-જાવન ચાલુ હતી, ચિંતનની કેડી સ્વચ્છ હતી....કોઈ કશું જ અવરોધક નહોતું! આવા વાતાવરણમાં મનના આંબે કંઇક ને કંઈક ચિંતનની મંજરીઓ મહોરી ઉઠે છે.. .કેટલી મજા આવે છે એ ચિંતનની દુનિયામાં! અગમ-અગોચર આનંદની દિવ્ય અનુભૂતિઓનો અણસાર

સાંપડે છે એ ચિંતનની ગહરાઈમાં !

કલ્પનાની પાંખે સવાર થઈને મારૂં મન પહોંચી ગયું પેલા સુદર્શન શેઠની પાસે....! એમની ધર્મપત્નિ મનોરમાની પાસે....! અબી હાલ સુદર્શન પેલી શૂળીના સિંહાસન પરથી ઉતરીને ઘરે આવ્યા હતા. ઘરના બારણે હજારો લોકોની ભીડ સુદર્શન શેઠનો જયજયકાર કરતી ઝૂમતી હતી. હું પોતે પણ ઘણી મુશ્કેલીએ ભીડને વીંધીને જઈ પહોંચ્યો શેઠની હવેલીમાં ! મેં સુદર્શન શેઠના કદમોમાં બેઠેલી પેલી સુશીલા સન્નારી મનોરમાને જોઈ. એના ચહેરા પર ચાંદી જેવા સ્મિતની આભા વેરાયેલી હતી. બન્નેએ મારો સત્કાર કર્યો; આસન આપ્યું. મેં મનોરમાની સામું જોઇને વાતની શરૂઆત કરી:

હું તમને કંઈક પૂછવા માંગું....છું....જો તમારી ઈજાજત હોય તો !'

'અરે, એમાં ઈજાજત શેની ? પૂછો જે પૂછવું હોય તે !' મનોરમાએ પોતાના પતિના પ્રશાંત વદન સામું જોઈને પ્રત્યુત્તર આપ્યો. મને જોઈને હવેલીમાંથી ત્રણ–ચાર નાના નાના દેવકુમાર જેવા ભૂલકાંઓ દોડી આવ્યાં ને મનોરમાની આસપાસ વીંટળાઈ વળ્યાં. હું સમજી ગયો કે આ સુદર્શન શેઠના દીકરાઓ છે. મેં પ્રશ્ન કર્યો:

'દેવી, સુદર્શન શ્રેષ્ઠિપર કલ્પનાતીત કલંક આવ્યું.... કલ્પના બહારની સજા થઈ....તમારા પરિવાર પર સંકટનાં ઘેરાં વાદળાં છવાઈ ગયાં....એ વખતની તમારી

ભીતરી મનઃસ્થિતિ વિષે કંઈક કહેશો ? એ વખતે તમે શું કર્યું ? તમારા એ વખતના સંવેદનો....?'

મનોરમાની આંખો જમીન પર સ્થિર હતી. મારા પ્રશ્નને ખૂબ જ ધ્યાનપૂર્વક સાંભળીને એમણે કહ્યું:

'જ્યારે સવાર પડતાંવેંત મેં એમના પર લગાડવામાં આવેલા જુઠ્ઠા ઇલ્જામ વિષે જાણ્યું....ત્યારે પલભર તો હું સ્તબ્ધ બની ગઈ. પણ મને તો એમનાપર, એમના નિષ્કલંક જીવન પર અતૂટ વિશ્વાસ હતો, દરિયા જેટલી ઊંડી શ્રદ્ધા હતી, આવું અકાર્ય એમના જીવનમાં ક્યારેય હોઈ જ ના શકે, ચોક્કસ ! કોઈ પૂર્વકૃત પાપકર્મના ઉદયથી આ ઘટના બની ગઇ લાગે છે. જ્યારે મેં સાંભળ્યું : રાજાએ એમને શૂળીની સજા ફટકારી છે, ત્યારે મેં મારી સમગ્રતાને પરમાત્માના ધ્યાનમાં કેન્દ્રિત કરી દીધી. અરિહંત પરમાત્માના શરણમાં હું જઈ પહોંચી. સંસારમાં આવું બધું બનવું શક્ય છે. કર્મપરવશ વ્યક્તિના જીવનમાં આવી ઘટનાઓ ઘટી શકે છે....એ હું જાણતી હતી. મને સર્વજ્ઞ પરમાત્માના વચન પર દૃઢ શ્રદ્ધા હતી. મેં એમની સમતા અને સમાધિ માટે પરમાત્માને પ્રાર્થના કરી. અરિહંત પરમાત્માના ધ્યાનમાં મારું આખું અસ્તિત્વ ઓતપ્રોત બની ગયું.

મેં વચ્ચે જ પૂછી લીધું : 'આવી કારમી પરિસ્થિતિમાં વળી મન ધ્યાનમાં લીન કેવી રીતે બની શકે ? આવી સ્થિતિમાં તો ઉલ્ટાનું મન વધુ ચંચળ અને બહાવરું બની જાય!'

અશ્રદ્ધામાંથી ચંચળતા પેદા થાય છે. અજ્ઞાનતાની ઓથમાં અસ્થિરતા જીવે છે. મને જિનવચન પર જ્ઞાન-મૂલક શ્રદ્ધા છે. આમના સહવાસથી મારી એ શ્રદ્ધા-મારો એ વિશ્વાસ વધુ ને વધુ ગાઢ બન્યો છે. હવે તો એ શ્રદ્ધા સુદૃઢ બની ગઈ છે. અરિહંત પરમાત્માના અચિન્ત્ય પ્રભાવથી અમારાં બધાં જ સંકટો દૂર થઈ ગયાં....આખા નગરના લોકોને ધર્મપર-ધર્મના પ્રભાવ પર શ્રદ્ધા થઇ ગઈ. બીજું વધારે શું જોઈએ?' મનોરમાના ચહેરા પર શ્રદ્ધાના સો સો દીવડા ઝગુંઝગું બની રહ્યા'તા.

ધર્મની અચિન્ત્ય, અનંત શક્તિ પરની શ્રદ્ધા માનવીને કલ્પનાતીત આપત્તિમાં પણ ધીરતા ને સ્થિરતા છૂટા હાથે આપી શકે છે, આ પરમ સત્ય મને ત્યારે હૃદય સોંસરવું ઉતરી ગયું....અને અહોભાવપૂર્ણ અન્તઃ-કરણથી એ દંપતિને પ્રણમીને હું પાછો મારી દુનિયામાં આવી ગયો.

  



# અપેક્ષા તારે પણ....અને મારે પણ....

## ૧૪

“सावेक्खो वुड्डइ” સાપેક્ષ જીવાત્મા ડૂબી જાય છે! આ આર્ષ વાણી છે. ને વાત પણ સાવ સાચી છે. પણ સબૂર! આ વાત વ્યવહારમાં જેટલી સત્ય છે....વિચારોની દુનિયામાં આ વાત એટલી જ વિપરીત જાય છે.... નિરપેક્ષ વિચારો ડૂબાડી દે છે. આનો અર્થ આટલો જ કે—

- વ્યવહારમાં નિરપેક્ષ ( અપેક્ષાવિહોણા ) બનો.
- વિચારમાં સાપેક્ષ ( અપેક્ષાયુક્ત ) બનો.

સમગ્ર જીવનના પરિવેશમાં નિરપેક્ષભાવને જીવંત રાખીને જીવવું એ જ સુખ-શાંતિ અને સમાધિનો રાજમાર્ગ છે. કોઇ વ્યક્તિથી, કોઈ વસ્તુથી, કોઈ સ્થાનથી કે કોઈ સમયની સંકડાશથી બંધાવું નહીં જોઈએ....! નિર્બંધ અને પ્રવાહી જીવન જીવવું જોઈએ. જો આમાંથી કોઇની પણ સાથે બંધાઈ ગયા....તો અશાંતિની આગ લાગી માનજો. ‘આ વ્યક્તિ વગર તો મારે ન જ ચાલે, આ પદાર્થ વિના તો મારાથી નહીં રહેવાય....આવા સ્થાન

વગર તો જીવાય કેવી રીતે?' આ બધા માનસિક બંધનો છે...આ બંધનો ના જોઈએ. નિર્બંધ રહીને પણ બધાની સાથે વ્યવહાર કરી શકાય છે...જીવી શકાય છે...મઝેથી જીવી શકાય છે. બધી જાતના સંબંધોની સાંકળને તોડ્યા વગર નિરપેક્ષ બનવાનું છે એ શક્ય છે...ખાવું, પીવું, પહેરવું જીવવું આ બધું કંઈ અશક્ય નથી.

બીજી વ્યક્તિઓના અંતરના ભાવોની અપેક્ષા પણ આત્માને મૂંઝવી દે છે. 'એનો તો મારા પર પ્રેમ હોવો જ જોઈએ' આ પણ એક અપેક્ષા છે... એણે મારા પ્રત્યે દ્વેષ કે દુશ્મનાવટ નહીં રાખવી જોઈએ,' આમાં પણ અપેક્ષાની અથડામણ છે. આજનો માનવી આવી અસંખ્ય અપેક્ષાઓની આંધીમાં અટવાઈ ગયો છે. પોતાની શાંતિ, પોતાની પ્રસન્નતા, પોતાની સાહજિકતાને એણે ગુમાવી દીધી છે; અને અપેક્ષાઓનો અંત ક્યાં હોય છે? અનંત અનંત અપેક્ષાઓના દરિયામાં ડૂબેલો માનવી કેવી તીવ્ર માનસિક પીડાનો અને પરિતાપનો શિકાર બને છે! અનેક પ્રકારનાં પાપો...હિંસા—જૂઠ—ચોરી—દુરાચાર વગેરેનો સહારો લે છે...માટે તો શ્રમણ ભગવાન મહાવીર સ્વામીએ અપેક્ષાઓનાં મૂળિયાં ને જ ઉખેડી નાંખવાની વાત કરી છે.

આપણી વિચારધારા સાપેક્ષ હોવી જોઈએ. જિનવચનની અપેક્ષા હોવી જોઈએ...આપણો એક એક વિચાર જિનવચનથી ભાવિત બનેલો હોવો જોઈએ. એ

એ માટે જિનવચનનો યથાર્થ અવબોધ–સમુચિત સમજ જરૂરી છે. સત્ય સદૈવ સાપેક્ષ હોય છે. નિરપેક્ષ વાત ક્યારેય સત્ય ના હોઈ શકે.

જૈનદર્શન જે 'સ્યાદ્‌વાદ,' 'અનેકાંતવાદ,' 'સાપેક્ષવાદ' ની વાત કરે છે, એ સિદ્ધાંતની સાચી સમજણ આપણને હોવી જ જોઈએ. આ સિદ્ધાન્તને યથાર્થતાના આઇનામાં અવલોકયા વિના આપણા વિચારો સત્ય–શિવ અને સૌન્દર્યના સાક્ષી નહીં બને. ભગવાન મહાવીરે સાત આંધળા માણસો અને એક હાથીના રૂપક દ્વારા વસ્તુઓને વાસ્તવિક રૂપમાં સમજવાની દિવ્યદૃષ્ટિ દીધી છે. સાત આંધળાઓની સામે પ્રશ્ન હતો કે 'હાથી કેવો છે ?' બધાએ હાથીના જુદા જુદા અંગોનો સ્પર્શ કરી કરીને પોતપોતાની ધારણાઓ બાંધી લીધી અને એ મુજબ જવાબો આપ્યા. પણ એક બીજાની ધારણાઓ પરસ્પરને જૂઠા પાડતી હતી. વિષમતાનું વાતાવરણ પેદા થઈ ગયું.... 'મારી જ ધારણા સાચી, બીજાની ખોટી....'ને બધા ઝઘડવા લાગ્યા અરસપરસ....!

વૈચારિક સંઘર્ષનો સમુદ્‌ભવ આવા આગ્રહોની અથડામણમાં જ થતો હોય છે. બીજાના વિચારોની અપેક્ષાઓને જાણીને–જોઈને જ સત્યાસત્યનો નિર્ણય કરવો જોઇએ. જિનવચન આપણને સ્પષ્ટપણે બતાવી શકે છે કે કઇ અપેક્ષાએ કઈ વાત સાચી હોઈ શકે!

સારાંશ એ છે કે જીવન વ્યવહારમાં અપેક્ષા-વિહોણા

વગર તો જીવાય કેવી રીતે?' આ બધા માનસિક બંધનો છે....આ બંધનો ના જોઈએ. નિર્બંધ રહીને પણ બધાની સાથે વ્યવહરી શકાય છે....જીવી શકાય છે....મઝેથી જીવી શકાય છે. બધી જાતના સંબંધોની સાંકળને તોડયા વગર નિરપેક્ષ બનવાનું છે એ શકય છે....ખાવું, પીવું, પહેરવું જીવવું આ બધું કંઈ અશકય નથી.

બીજી વ્યક્તિઓના સારાનરસા ભાવોની અપેક્ષા પણ આત્માને ગૂંગળાવી દે છે. 'એનો તો મારા પર પ્રેમ હોવો જ જોઈએ' આ પણ એક અપેક્ષા છે.... 'એણે મારા પ્રત્યે દ્વેષ કે દુશ્મનાવટ નહીં રાખવી જોઈએ,' આમાં પણ અપેક્ષાની અથડામણ છે. આજનો માનવી આવી અસંખ્ય અપેક્ષાઓની આંધીમાં અટવાઈ ગયો છે. પોતાની શાંતિ, પોતાની પ્રસન્નતા, પોતાની સાહજિકતાને એણે ગુમાવી દીધી છે; અને અપેક્ષાઓનો અંત કયાં હોય છે? અનંત અનંત અપેક્ષાઓના દરિયામાં ડૂબેલો માનવી કેવી તીવ્ર માનસિક પીડાનો અને પરિતાપનો શિકાર બને છે! અનેક પ્રકારનાં પાપો....હિંસા –જૂઠ–ચોરી–દુરાચાર વગેરેનો સહારો લે છે....માટે તો શ્રમણ ભગવાન મહાવીર સ્વામીએ અપેક્ષાઓનાં મૂળિયાં ને જ ઉખેડી નાંખવાની વાત કરી છે.

આપણી વિચારધારા સાપેક્ષ હોવી જોઇએ. જિનવચનની અપેક્ષા હોવી જોઇએ....આપણા એક એક વિચાર જિનવચનથી ભાવિત બનેલા હોવા જોઈએ. એ

એ માટે જિનવચનનો યથાર્થ અવબોધ–સમુચિત સમજ જરૂરી છે. સત્ય સદૈવ સાપેક્ષ હોય છે. નિરપેક્ષ વાત ક્યારેય સત્ય ના હોઇ શકે.

જૈનદર્શન જે 'સ્યાદ્વાદ,' 'અનેકાંતવાદ,' 'સાપેક્ષવાદ' ની વાત કરે છે, એ સિદ્ધાંતની સાચી સમજણ આપણને હોવી જ જોઈએ. આ સિદ્ધાન્તને યથાર્થતાના આઇનામાં અવલોક્યા વિના આપણા વિચારો સત્ય–શિવ અને સૌન્દર્યના સાક્ષી નહીં બને. ભગવાન મહાવીરે સાત આંધળા માણસો અને એક હાથીના રૂપક દ્વારા વસ્તુઓને વાસ્તવિક રૂપમાં સમજવાની દિવ્યદૃષ્ટિ દીધી છે. સાત આંધળાઓની સામે પ્રશ્ન હતો કે 'હાથી કેવો છે ?' બધાએ હાથીના જુદા જુદા અંગોનો સ્પર્શ કરી કરીને પોતપોતાની ધારણાઓ બાંધી લીધી અને એ મુજબ જવાબો આપ્યા. પણ એક બીજાની ધારણાઓ પરસ્પરને જૂઠા પાડતી હતી. વિષમતાનું વાતાવરણ પેદા થઈ ગયું.... 'મારી જ ધારણા સાચી, બીજાની ખોટી....'ને બધા ઝઘડવા લાગ્યા અરસપરસ....!

વૈચારિક સંઘર્ષનો સમુદ્‌ભવ આવા આગ્રહોની અથડામણમાં જ થતો હોય છે. બીજાના વિચારોની અપેક્ષાઓને જાણીને–જોઈને જ સત્યાસત્યનો નિર્ણય કરવો જોઇએ. જિનવચન આપણને સ્પષ્ટપણે બતાવી શકે છે કે કઇ અપેક્ષાએ કઈ વાત સાચી હોઈ શકે!

સારાંશ એ છે કે જીવન વ્યવહારમાં અપેક્ષા-વિહોણા

બન્યા રહેવાનો પ્રયત્ન કરો. વિચારોની દુનિયામાં સાપેક્ષતાની આંખે વિચારવાનું સ્વીકારો.

વિચાર અને વ્યવહારની વાટે જો આ સંવાદિતાની શરણાઈ રણકી ઉઠશે તો જીવન-યાત્રા વધુ ને વધુ જોમ ભરી-ઉત્સાહભરી અને આનંદની અમીધારથી ઓળઘોળ બની રહેશે.





કઈ આકાંક્ષા છે?

જીવનમાં શું કરવાનું લક્ષ્ય બાંધ્યુ છે? માનવ જીવનમાં કયો પુરુષાર્થ કરી લેવાની તમન્ના તરવરે છે તન-બદનમાં? શું પાપોનો નાશ કરવાની તમન્ના છે?

પાપનાશની આકાંક્ષા સાથે પુરુષાર્થ પ્રારંભવાનો છે આ જીવનમાં! નવાં પાપકર્મો કરવાનાં નથી અને જૂનાં પાપોનો નાશ કરવાનો છે. અનંત અનંત જન્મોમાં કરેલાં પાપોના ગંજ ખડકાયા છે આત્મામાં! ત્યાગ-તપ-સ્વાધ્યાય-ધ્યાનની ધૂણી ધખાવીને એ પાપોનો ખાત્મો બોલાવવાનો છે.

જીવાત્મા જે જે દુઃખ અનુભવે છે, એ દુઃખોનું કારણ છે પાપ! 'પાપાદ્ દુઃખમ્' દુઃખનાશનો સાચો ને સારો ઉપાય છે પાપનાશ. સંકલ્પ લ્યો કે–

'મારે આ જીવનમાં પાપનાશનો પ્રબળ પુરુષાર્થ કરવાનો છે.'





# લાગે ભોગી, છે યોગી....
# લાગે યોગી, છે ભોગી.... ૧૫

કરોડોની સંપત્તિ ચોરો ઉપાડી જતા હોય....સંપત્તિનો માલિક સગી આંખે આ જોતો હોય...છતાંયે નથી તો એ ચોરોને રોકતો કે નથી એ બૂમાબૂમ કરતો! એના મનમાં જાણે આની કોઈ અસર જ નથી હોતી....!કેવો હશે એ માણસ? સબૂર, એ કંઈ સાધુ નહોતો....ત્યાગી–વૈરાગી સંન્યાસી નહોતો...એ તો હતો એક સદ્‌ગૃહસ્થ! અગિયાર કરોડ રૂપિયાઓનો માલિક અને અગિયાર–અગિયાર રૂપસુંદરીઓનો સ્વામી. એનું નામ હતું શ્રેષ્ઠિ સુવ્રત.

આ વિચારના વાયરાએ મારી ઊંઘ ઉડાડી દીધી. 'આ બન્યું કેમ? શું આમ બની શકે ખરૂં? મારા જીવનમાં તો આવું ન જ બની શકે? મારાં વસ્ત્ર....પાત્ર ....પુસ્તક મારા જોતાં જોતાં જો કોઈ ઉઠાવી જાય.... છતાંયે મારા મનમાં કોઈ ગ્લાનિ કે ગુસ્સો ના જનમે... લઈ જનાર પર રોષ–રીસનો ઊભરો ના ઠલવાય! હાય....

આજે હું કેવી મનોસ્થિતિની મહેફિલમાં જીવી રહ્યો છું! શ્રમણ હોવા છતાંયે રમણ કરું છું પરપુદ્ગલ-પદાર્થોના પારાયણમાં! કોઇ મારું પાત્ર લઈ જાય છે....મને પૂછ્યા વગર લઇ જાય છે....તોયે મારું મન અને મારું મોઢું, બન્ને પર અણગમાનો ઓછાયો ઉતરી આવે છે! અરે, કોઈ ચોર નહીં....મારા બીજા સહવર્તી કોઇ શ્રમણ જ લઈ જાય છે....તોયે હું ના પાડી બેસું છું....એમને રોકું છું. મારી માંદલી મનોદશા પર મને ભારોભાર નફરત થઇ આવી અને હું પેલા મહામના સાધુદિલ શ્રેષ્ઠિ સુવ્રતની સમીપે જઈ પહોંચ્યો...

'શ્રેષ્ઠિવર્ય', તમે સંસારી હોવા છતાંયે સાધુહૃદય, વિરક્તમના મહાત્મા છો. કરોડોની દોલત ને દોમદોમ સાહ્યબીની સોડમાં જીવવા છતાંયે તમે મમતાવિહીન અપરિગ્રહી સંત પુરુષ છો. તમારી આત્મસ્થિતિ કેટલી બધી ઊંચી ને ઉમદા છે. સંપત્તિ પર રાગ નહીં...! ચોરો પર રોષ નહીં...!

અરે....ચોરો પર તો તમે કેવી કરુણા વરસાવી! અપરાધી પ્રત્યે પણ હમદર્દી! કેવી રીતે તમે હમદર્દી દાખવી શક્યા? મને તો અપરાધી પ્રત્યે નફરતનો નશો ચઢી જાય છે....બીજો કોઈ જો એ અપરાધીને સજા કરતો હોય તોયે હું તો રાજી થઈ જાઉં છું....જ્યારે તમે તો ઉલ્ટાના રાજાની પાસે દોડી જઈને પેલા ચોરોને છોડાવી આવ્યા!

સાચ્ચેજ,...તમારી વાત મારા માટે તો અણઉકલ્યો કોયડો બની ગઈ છે....હું અંતરતમથી કહું છું કે મને પણ તમારા જેવી અલિપ્ત આત્મદશા જ ગમે છે. એવી આત્મદશાની અમરવેલ મેળવવા તો આ સાધનાનો રાહ સ્વીકાર્યો છે. મને જિનવચન પર શ્રદ્ધા છે, એમ હું માનું છું....મને શાસ્ત્રજ્ઞાન છે...એમાં પણ બે મત નહીં.... હું અનેક સદાચારોનું પાલન કરું છું....એના અનેક પ્રમાણો છે....છતાં પણ આ હૈયું તમારા જેવું વિરક્ત નથી બની શક્યું એ પણ હકીકત છે. વિરક્તિ વ્હાલી છે....વૈરાગ્ય ઈષ્ટ છે....છતાંયે રાગ અને રતિથી અળગો થઈ નથી શકતો....આ મારી વેદનાભરી વિવશતા છે...

તમારી પાસે અપાર ધનસંપત્તિની છોળો ઉછળતી હોવા છતાંય તમે 'આ મારો વૈભવ છે....આ મારી સંપત્તિ છે....' આવી આસક્તિથી લેપાયા નહીં હો.... 'હું આ સંપત્તિથી....આ સ્વજનોથી....આ પરિજનોથી..... અરે....આ દેહથી પણ ન્યારો છું....' આવી દિવ્ય વિચારધારાથી તમારી જાતને અનેકવાર ભાવિત કરી હશે.

આહ....તમે દેખાતા હતા ભોગી અને હતા ત્યાગી!

હું દેખાઉં છું ત્યાગી ને છું અનુરાગી....! સાચું છે ને? નહીંતર, આટલા વર્ષોની ધર્મઆરાધના પછીયે મારૂં હૈયું નિર્લેપ કેમ ના બને? કરુણા ને હમદર્દીના સાગર જેવું કેમ ના બની શકે?

ઓ આત્મનિષ્ઠ મહાત્મન્! અવિનાશી....સ્થિર અને

આજે હું કેવી મનોસ્થિતિની મહેફિલમાં જીવી રહ્યો છું! શ્રમણ હોવા છતાંયે રમણ કરૂં છું પરપુદ્‌ગલ-પદાર્થોના પારાયણમાં! કોઇ મારું પાત્ર લઈ જાય છે....મને પૂછ્યા વગર લઇ જાય છે....તોયે મારું મન અને મારું મોઢું, બન્ને પર અણગમાનો ઓછાયો ઉતરી આવે છે! અરે, કોઈ ચોર નહીં....મારા બીજા સહવર્તી કોઇ શ્રમણ જ લઈ જાય છે....તોયે હું ના પાડી બેસું છું....એમને રોકું છું. મારી માંદલી મનોદશા પર મને ભારોભાર નફરત થઇ આવી અને હું પેલા મહામના સાધુદિલ શ્રેષ્ઠિ સુવ્રતની સમીપે જઈ પહોંચ્યો...

'શ્રેષ્ઠિવર્ય', તમે સંસારી હોવા છતાંયે સાધુહૃદય, વિરક્તમના મહાત્મા છો. કરોડોની દોલત ને દોમદોમ સાહ્યબીની સોડમાં જીવવા છતાંયે તમે મમતાવિહીન અપરિગ્રહી સંત પુરુષ છો. તમારી આત્મસ્થિતિ કેટલી બધી ઊંચી ને ઉમદા છે. સંપત્તિ પર રાગ નહીં...! ચોરો પર રોષ નહીં...!

અરે....ચોરો પર તો તમે કેવી કરુણા વરસાવી! અપરાધી પ્રત્યે પણ હમદર્દી! કેવી રીતે તમે હમદર્દી દાખવી શક્યા? મને તો અપરાધી પ્રત્યે નફરતનો નશો ચઢી જાય છે....બીજો કોઈ જો એ અપરાધીને સજા કરતો હોય તોયે હું તો રાજી થઈ જાઉં છું....જ્યારે તમે તો ઉલ્ટાના રાજાની પાસે દોડી જઈને પેલા ચોરોને છોડાવી આવ્યા!

# બનવું મારે નિર્બંધન !



બંધન તો આખર બંધન જ રહેશે ! પછી તે બંધન દ્રવ્યનું હોય કે ક્ષેત્રનું હોય , કાળનું હોય કે ભાવનું હોય ! બેડી તો બેડી જ રહેવાની....સોનાની હોય કે લોખંડની....! ભલે, બંધનોમાં થોડીવાર માટે આનંદ આવતો હોય....પણ અંતે તો એ બંધન જ છે. બંધનમાં કરુણ ક્રંદન સંતાયેલું છે !

રાગ એ પ્રબળ બંધન છે. દ્વેષ એટલું પ્રબળ બંધન નથી ! આંતર–પ્રતિબંધ એ જ બંધન છે, બાહ્ય બંધનો એ આંતર–પ્રતિબંધ પર આધાર રાખે છે. પણ કમનશીબી એ છે કે બહારનાં બંધનોથી પરેશાન મનુષ્ય આંતરિક બંધનોની બાબતમાં વિચારી જ નથી શકતો !

'મારે આવાં જ વસ્ત્રો જોઈએ....' મળી ગયાં એવાં વસ્ત્રો તો મને આનંદ થયો. પણ જ્યારે એક દિવસ મારે જોઈએ એવાં કપડાં ન મળી શક્યાં....ત્યારે મને કેવી અજંપાસરી પીડા થઈ હતી ? 'મને તો આવા જ ગામમાં રહેવાનું ગમે !' મને એ મનપસંદ ગામમાં રહેવાનું મળ્યું....હું

શાશ્વત્ સુખોના શિખરો પ્રત્યે તમારી દૃષ્ટિનો ઉઘાડ થઈ ચૂકયો હતો અસ્થિર, નાશવંત અને અસ્થાયી તત્ત્વોથી તમારૂં મન અળગું ને અળગું રહેતું હતું. આ જ રહસ્ય છેને તમારી અનાસક્ત-નિર્લેપ આત્મ-દશાનું ? વિરક્તિ અને કરુણાની ગંગા-જમનાનું મિલન તમારા જીવનમાં સહજ બન્યું હતું....હું પણ મારા જીવનમાં આ બે તત્ત્વોને પામવા તરફડું છું....તલસું છું....કાશ, મને પણ આ તત્ત્વો મળી જાય !



માનવજીવનના બધા વ્યવહારોમાં મનુષ્યની વાણી બહુ મહત્ત્વનું સ્થાન રાખે છે.

પોતાની જાતને અને બીજાને અશાંતિ થાય, એવી-વાણી-એવાં વચન ના બોલો.

વાણીમાં કર્કશતા નહીં જોઇએ...મધુરતાની મહેંક જોઈએ. વાણી અસ્પષ્ટ અને સંદિગ્ધ ન હોવી જોઇએ, પણ પ્રાંજલ જોઇએ...સુસ્પષ્ટ જોઈએ.

વાણીમાં અભિમાનની અભિવ્યક્તિ નહી હોવી જોઈએ.

મૃદુતા અને નમ્રતાની નમણી અભિવ્યક્તિ હોવી જોઈએ.

વાણીમાં મૃષાવાદ નહીં હોવો જોઈએ, સાચાપણાની પ્રતીતિ હોવી જોઈએ. બીજાના હૈયામાં વિશ્વાસનાં ફૂલો ખીલવે એવી વાણી જોઈએ.

અસત્ય-અભદ્ર-કર્કશ-ક્લેશપૂર્ણ અને અસ્પષ્ટ વાણીનો વ્યવહાર છોડી દો. આનાથી તમારો જીવનવ્યવહાર શુદ્ધ બનશે. સમજમાં, ગામમાં, શહેરમાં તમે શ્રદ્ધેય-વિશ્વસનીય બનશો. તમારા ચિત્તમાં પ્રસન્નતાનો પમરાટ ફેલાઈ જશે.



# બનવું મારે નિર્બંધન !



બંધન તો આખર બંધન જ રહેશે ! પછી તે બંધન દ્રવ્યનું હોય કે ક્ષેત્રનું હોય, કાળનું હોય કે ભાવનું હોય ! બેડી તો બેડી જ રહેવાની....સોનાની હોય કે લોખંડની....! ભલે, બંધનોમાં થોડીવાર માટે આનંદ આવતો હોય....પણ અંતે તો એ બંધન જ છે. બંધનમાં કરુણ ક્રંદન સંતાયેલું છે !

રાગ એ પ્રબળ બંધન છે. દ્વેષ એટલું પ્રબળ બંધન નથી ! આંતર–પ્રતિબંધ એ જ બંધન છે, બાહ્ય બંધનો એ આંતર–પ્રતિબંધ પર આધાર રાખે છે. પણ કમનશીબી એ છે કે બહારનાં બંધનોથી પરેશાન મનુષ્ય આંતરિક બંધનોની બાબતમાં વિચારી જ નથી શકતો !

'મારે આવાં જ વસ્ત્રો જોઈએ....' મળી ગયાં એવાં વસ્ત્રો તો મને આનંદ થયો. પણ જ્યારે એક દિવસ મારે જોઈએ એવાં કપડા ન મળી શકયાં....ત્યારે મને કેવી અજંપાસરી પીડા થઈ હતી ? 'મને તો આવા જ ગામમાં રહેવાનું ગમે !' મને એ મનપસંદ ગામમાં રહેવાનું મળ્યું....હું

ખૂશ થઈ ગયો. એ ગામની સાથે મારું ભીતરી જોડાણ થઈ ગયું. પણ એક દિવસ જ્યારે એ ગામ છોડીને જવું પડ્યું....ત્યારે કેવી વેદના થઇ હતી? કેવી મોહ–મૂઢતાએ ઘેરી લીધો'તો? 'મને તો શિયાળાના દિવસો જ હૂંફાળા લાગે!' 'ઉનાળામાં તો લ્હાય બળે છે....' આવી ગ્રન્થિથી હું બંધાયેલો હતો. જ્યારે જ્યારે શિયાળાના દિવસો આવે ત્યારે તો હું ખૂશ ખૂશ....અને ઉનાળો-આવે ત્યારે મન સાવ મુરઝાઈ જતું. 'મારા પ્રત્યે મારા સહવર્તીઓના પ્રેમ–સદ્‌ભાવ હોવા જોઈએ. મને એમના સ્નેહભર્યા શબ્દો જ સાંભળવા મળવા જોઈએ....' જ્યારે એમના પ્રેમ, સ્નેહ ને સદ્‌ભાવ મળ્યા ત્યારે મારો આનંદ અસીમ બની જતો જણાયો પણ જ્યાં એ લોકો તરફથી સ્નેહ–સદ્‌ભાવ મળતા બંધ થયા કે મારા હૈયામાં કારમી વેદનાના સોળ ઉઠી આવ્યા.

બંધનમાં આનંદ પળનો, ઉદ્વેગ દિવસોનો!
આનંદ દિવસોનો તો ઉદ્વેગ મહિનાઓનો!

બંધનમાં નિરંતર આનંદ ક્યાંથી મળે? બંધનોમાં સદા સુખ ક્યાંથી સાંપડે? જ્યાં સુધી હૃદય નિર્બંધન નહીં બને ત્યાં સુધી સતત આંતર આનંદની અનુભૂતિ શક્ય જ નથી! માટે તો હું ઝંખું છું....ઈચ્છું છું.... કે મારૂં હૃદય નિર્બંધન બને, રાગની બેડીઓથી મુક્ત બને.

વિરાગ....વિરક્તિનો મહિમા તો હવે મને સમજાયો ....એ શ્લોકનું રટણ તો હું વરસોથી કરતો આવ્યો છું....

इष्टवियोगाप्रियसंप्रयोगवकांक्षासमुद् भवं दुःखम् ।
प्राप्नोति यत्सरागो न संस्पृशति तद् विगतरागः ॥

'પ્રિયના વિયોગની અને અપ્રિયના સંયોગની આકાંક્ષાથી ઉત્પન્ન જે દુઃખ રાગી પામે છે, રાગરહિત આત્માને એ દુઃખનો સ્પર્શ સરખોયે થતો નથી !'

હું વાંચતો'તો આ શ્લોકને! પણ આનો ભાવ મારા ભીતરી પ્રાણને સ્પર્શી નહોતો શકતો....કેવી રીતે સ્પર્શે? રાગીહૃદયને જિનવાણીનો સ્પર્શ શકય જ કયાં છે? પણ મારા રાગી હૃદયે પ્રિયના વિયોગની કલ્પનાથી જે દુઃખ અનુભવ્યું....જે વેદના અનુભવી....અને ત્યારે મને આ શ્લોકની સ્મૃતિ થઇ આવી! મેં મારા હૃદયને કહ્યું: 'હૃદય, તું રાગરહિત બની જા, રાગી બન્યો છે માટે જ દુઃખી થાય છે.' પણ જ્યારે મેં મારા હૃદયને રાગરહિત બનાવવામાં મારી જાતને અસમર્થ જાણી ત્યારે હું વીતરાગ પરમાત્માના પાવન ચરણોમાં ચાલ્યો આવ્યો. મેં પરમાત્માને પ્રાર્થના કરી :

'ઓ વીતરાગ! મારા હૃદયને રાગરહિત બનાવી દો, રાગની જડોને જલાવી દો....મારે હવે રાગજન્ય સુખો નથી જોઈતાં! રાગજન્ય આનંદ નથી જોઈતો! રાગરહિત હૃદયનો પરમાનંદ જોઈએ છે.... મારા પર, આટલી કૃપા કરો, મારા નાથ!! મને વિશ્વાસ છે કે આપની અચિન્ત્ય કૃપાના સહારે મારૂં હૈયું વિરક્ત બનશે જ. મારું રાગનું બંધન તૂટી જાય....હું નિર્બંધન બનું....

અહા...મારો એ દિવસ કેવો ધન્ય હશે! હું અસીમ અને અનંત આનંદની અનુભૂતિમાં ગરકાવ બની જઈશ! મારા દિલના દેવળમાં વિરાગનો દીવડો ઝળહળી ઉઠશે...મારો એ દીવડો ક્યારેય ના બુઝાય....

એની જ્યોતિ અમર બની જાય!'

---

સુખોની ઝંખનામાં જીવતાં લોકો કહે છે:

અમારી પાસે ખૂબ ધનસંપત્તિ હોય, તો અમે સુખી!

અમારી પાસે સારો પરિવાર હોય, તો અમે સુખી!

અમારા તનની તંદુરસ્તી તરવતી હોય, તો અમે સુખી!

અમારું માન-સન્માન અને પ્રતિષ્ઠા હોય, તો અમે સુખી!

અમારા સારા સારા સ્નેહી સ્વજનો હોય, તો અમે સુખી!

–સુખના આવા અનેક શેખચલ્લી ખ્યાલોમાં સામાન્ય માનવી ખોવાઈ ગયો છે...અને ઝાંઝવામાં મોહીને ભટકી રહ્યો છે આ બધા ખ્યાલ ખોટા છે...માત્ર ભ્રમણા છે. સુખ તો સર્વસંગપરિત્યાગમાં જ છે.

ભૌતિક સુખનાં સાધનો છોડવામાં સુખ છે.

કોઈ પણ વ્યક્તિ કે વસ્તુમાં આસક્ત ના બનો.

અનાસક્ત બન્યા રહો. અનાસક્તિમાં સુખ છે.

અનાસક્ત બનીને, થોડા સમય માટે...થોડી પળો માટે પણ અનુભવ કરો–જો અદ્‌ભુત સુખની સંવેદના ના સાંપડે તો ભલે પછી આસક્તિમાં ડૂબી જજો...!

## બનવું છે અવિનાશીના અનુરાગી.... १७

- અસ્થિરને સ્થિર માની લીધું...
- વિનાશીને અવિનાશી માની લીધું...
- ક્ષણિકને શાશ્વત્ માની લીધું...

ગણ્યા ના ગણાય એટલા જન્મોથી આ માન્યતા મારી ચાલી આવે છે! અરે! આ વર્તમાન જીવનમાં પણ આ જ માન્યતાના મહેલમાં જીવી રહ્યો છું.

હાં, મને જ્ઞાન છે....હું જાણું તો છું જ કે શું અસ્થિર છે ને શું સ્થિર છે? શું વિનાશી છે? ને શું અવિનાશી છે? શું ક્ષણિક છે? ને શું શાશ્વત્ છે? શાસ્ત્રોની સોડમાં રહીને આ બધી જાણકારી તો મને મળી જ ગઈ છે. મહાપુરુષોના સહવાસથી પણ ઘણું બધું જાણવા મળ્યું છે. પણ કોણ જાણે....તે છતાંયે મારું હૈયું દિવસે દિવસે અસ્થિર, વિનાશી અને અસ્થાયી સુખોનો સહવાસ શોધે છે! શા માટે હું સ્થિર, શાશ્વત્ અને અવિનાશી આત્મ-સુખોના પ્રત્યે અભિમુખ નથી બની શકતો?

અસ્થિર યૌવનના અનુરાગે મને બેચેનીના બાહુપાશમાં જકડયો છે....વિનાશી વૈભવે મને વિષાદના દરિયામાં ધકેલ્યો છે....ક્ષણિક સ્નેહના સંવેદનોએ મને વ્યથાનાં વાદળોમાં ઘૂમરાવ્યો છે....! જાણું છું છતાંયે નથી સમજતો. જનમ જનમના આ અનુરાગને અળગો કરૂં તો કેમ ?

આંતર–નિરીક્ષણમાં તો કેવળ વ્યથા જ વ્યથા પ્રગટ થાય છે. આ વ્યથાની વાત કહું તો પણ કોને ? કહેવાથી શું ? સાંભળનાર શું કરશે ? શુષ્ક આશ્વાસનના બેચાર શબ્દો કહેશે ! ઉપદેશના આઠ–દસ વાકયો વાંચી સંભળાવશે....પણ આનાથી આ વ્યથા વેગળી નહીં થાય! શોધું છું કોઈ એવા યોગી પુરુષને ! જે સ્થિર–શાસ્વત્ અને અવિનાશી પરમ તત્ત્વના અનુરાગી હોય.... વાસ્તવિકતાના અનુરાગી હોય, જેમના દર્શનથી.... જેમના સહવાસથી હું પણ સ્થિર....શાસ્વત્ અને અવિનાશી તત્ત્વનો આશક બની જાઉં ! આવા મહાપુરુષની છાયા બનીને જીવનને ધન્ય કરી દઉં ! ભલેને એ મહાપુરુષ મારી સાથે બોલે પણ નહીં....એમનું મૌન જ મારા માટે પ્રેરણાનો સ્રોત બની રહેશે. એમનો એક ઈશારો જ મારા માટે પથનો દીવડો બની જશે. પણ કયાં મળે એવા મહાપુરુષ ? કયારે મળશે ? કંઈ ખબર નથી....

સાંભળ્યું છે કે યોગી પુરુષોનાં દર્શન પણ પુણ્યના

ઉદયે થાય છે....ક્યારે આવો પુણ્યોદય પ્રગટશે? શી ખબર!

અસ્થિર-વિનાશી અને ક્ષણિક દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવમાં જીવવું પડે છે! આ હું જાણું છું. આ બધાથી અનુરાગ કરવો એ જ બધા દુઃખનું મૂળ છે, આ જાણવા છતાંયે હું અનુરાગી બની જાઉં છું. આ મારી કેવી દયનીય પરવશતા છે?

જ્યારે જ્યારે મારૂં મન મુરઝાવા લાગ્યું....હૈયું બેચેન બન્યું....વિષાદનાં વાદળાં ઘેરાઈ આવ્યાં....ત્યારે મેં વિચાર્યું કે 'આવું કેમ બન્યું?' મને થયું મારી અશાંતિનું મૂળ બીજું કશું જ નહીં પણ અસ્થિર વિષયનો અનુરાગ જ હતો. મારા વિષાદનું કારણ ક્ષણિક પદાર્થોની આસક્તિ હતી. મારી બેચેનીનું કારણ વિનાશી સ્નેહનાં બંધન હતાં.

બીજાઓના જીવનમાં પણ મેં જોયું છે.... કંઈ કેટલા આસ્તિક-નાસ્તિક સ્ત્રી-પુરુષ મારી પાસે આવે છે....ઘણા ધર્મી-અધર્મી આત્માઓ મને મળે છે....એ લોકો મોટા ભાગે અશાંતિ અને બેચેનીની ફરિયાદ કરતા હોય છે....મેં જ્યારે એમનું મનોવૈજ્ઞાનિક વિશ્લેષણ કર્યું ત્યારે મને લાગ્યું કે આ લોકો અસ્થિર-વિનાશી અને ક્ષણિક પદાર્થો પ્રત્યે બૂરી રીતે આસક્ત હતા ને એ આસક્તિ જ એમને અશાંત અને બેચેન બનાવ્યે રાખતી હતી

મેં અનુભવ્યું છે કે અસ્થિર–વિનાશી અને ક્ષણિક ભાવોથી હૈયું હંમેશાં અતૃપ્ત જ બન્યું રહે છે. ક્યારેક ક્યારેક તૃપ્તિનો ઓડકાર આવે છે, પણ એ તૃપ્તિ પણ ક્ષણિક જ હોય છે...,અસ્થિર ને વિનાશી હોય છે. થોડા સમય પછી એ જ અતૃપ્તિની આગ !

હાં, મને થોડી ક્ષણો માટે સ્થિર–શાશ્વત્ અને અવિનાશી પરમાત્મ તત્ત્વનો આ સ્વાદ માણ્યો છે.... એટલે તો હું એમનો અનુરાગી બની રહેવા માંગું છું, નહીંતર તો એવી ઝંખનાની ઝણઝણાટી થવી પણ મુશ્કેલ છે.! હું નથી જાણતો કે મારી આ તીવ્ર અભીપ્સા ક્યારે પૂરી થશે ? મને એ આસ્વાદ યાદ આવે છે...હું અપૂર્વ આનંદ અનુભવું છું...મારો આ આનંદ સ્થિર–શાશ્વત અને અવિનાશી બની જાય તો ?



# જુઓ, પણ-પડદા ચીરીને !




'દ્રવ્ય' અને 'પર્યાય'ના તત્ત્વજ્ઞાન પર ચિંતન કરું છું, ત્યારે નવા પ્રકાશ મેળવું છું, અસંખ્ય વિકલ્પોના અડાબીડ જંગલમાંથી બહાર નીકળવાનો માર્ગ જડી આવ્યો. મારું મન નાચી ઉઠયું. નવો ઉત્સાહનો ઝરો જાણે ભીતરમાં ફૂટી નીકળ્યો....જિનવચનનું આ અત્યંત રહસ્યભૂત તત્ત્વજ્ઞાન છે.

દ્રવ્યદષ્ટિ અને પર્યાયદષ્ટિ !

આ બે દૃષ્ટિ જો ખૂલી જાય તો બસ, મારે બીજું કશું જ નથી જોઈતું ! ચર્મચક્ષુ વગર ચાલશે પણ દિવ્યચક્ષુ વગર નહીં ચાલી શકે. દ્રવ્યદષ્ટિ અને પર્યાય-દષ્ટિ આ બે દિવ્ય નેત્રો છે.

જેટલા માનસિક વિચારો છે....વિકલ્પો છે, બધા જ પર્યાયદર્શનમાંથી પેદા થયેલા છે. માત્ર પર્યાય-દર્શન ! દ્રવ્યદર્શન વગરના માત્ર પર્યાયદર્શનથી તો રાગ-દ્વેષ-

ભર્યાં અસંખ્ય વિકલ્પો પેદા થવાની શકયતા છે. પર્યાયોનો પણ યથાર્થ બોધ ક્યાં છે? સાચી સમજ ક્યાં છે? મેં કેટલા રાગદ્વેષ કર્યા? કેટ-કેટલાં પાપકર્મો બાંધ્યાં? કાશ, મને દ્રવ્ય અને પર્યાયની પર્યાપ્ત સમજણ બાલ્યકાળમાં જ મળી ગઈ હોત તો?

સમગ્ર વિશ્વ શું છે? જીવદ્રવ્ય અને પુદ્દગલ દ્રવ્યોનો સંયોગ માત્ર! આ અનાદિ સંયોગનો વિયોગ થઈ જાય.... તો આત્મા પરમાત્મા બની જાય....! પણ જીવદ્રવ્યનો યથાર્થ અવબોધ જોઈએ, જીવદ્રવ્યના અનંત અનંત પર્યાયોની પરિપૂર્ણ જાણકારી જોઈએ. પુદ્દગલદ્રવ્ય અને એના અનંત પર્યાયોનું વિશદ જ્ઞાન જોઇએ....આ જ્ઞાનના પ્રકાશ વડે જ પ્રગાઢ મોહવાસનાના અંધકારને વિદારી શકાય. દ્રવ્યની જુદીજુદી અવસ્થા એ જ પર્યાય છે. હું એ અવસ્થાઓને જોઉં છું ને એના પર વિચારૂં છું! મને જ્ઞાન જ નહોતું કે અવસ્થા હમેશાં પરિવર્તનશીલ હોય છે! અવસ્થા શાશ્વત્–સદાકાલીન નથી હોતી, અવસ્થા અવિનાશી પણ નથી હોતી. દ્રવ્યની સારી અવસ્થા જોઈને હું મોહી પડયો....ખરાબ–અણગમતી અવસ્થા દેખીને મોં મચકોડયું....ગુસ્સો કર્યો.

મનુષ્યત્વ શું છે? આત્માની એક અવસ્થા!

દેવત્વ શું છે? આત્માની એક અવસ્થા!

નારકત્વ અને પશુત્વ પણ આત્માની જ એકજાતની અવસ્થાઓ છે. માનવ જીવનની

અવસ્થાઓ—બાલ્યાવસ્થા....યુવાવસ્થા...વૃદ્ધાવસ્થા. આ બધા પણ પર્યાયો જ છે. અવસ્થાઓ બદલાતી રહે છે.... દ્રવ્ય સ્થિર રહે છે, જેમનું તેમ રહે છે!

સોનાના હારનો દાખલો લઈએ; હાર શું છે? સોનાનો એક જાતનો પર્યાય! સોનાનાં કુંડળ....સોનાની બંગડી... સોનાની વીંટી...આ બધાં શું છે? પર્યાય! જે આપણને દેખાય છે, સંભળાય છે....આસ્વાદાય છે....સ્પર્શાય છે અને સુંઘાય છે....આ બધા પર્યાયો છે. આખું વિશ્વ પર્યાયોનું વિશ્વ છે. આપણે દૃશ્ય જગતને જ જોઈએ છીએ....પણ દૃશ્ય જગતના આધારભૂત અદૃશ્ય દ્રવ્યોના જગતને જોતા નથી, જાણતા નથી....આ જ મોટી કરુણતા છે!!!

પર્યાયોના પ્રેમમાં શું પાગલ બનવાનું ?
પર્યાયો પ્રત્યે શું અણગમો કરવાનો ?

પરિવર્તનશીલ અવસ્થાઓ પ્રત્યે રાગ અથવા દ્વેષ કરવાના પરિણામે દુઃખ અને અશાંતિ જ સાંપડે છે. મેં ઘણીવાર વિચાર્યું : 'મને અશાંતિ કેમ થઈ? મને ઉદ્વિગ્નતાએ કેમ ઘેરી લીધો?' મને મારા અંતરાત્મામાંથી આજ પ્રત્યુત્તર મળ્યો: 'જ્યાં સુધી તું પર્યાયો પ્રત્યે રાગ-દ્વેષ કર્યા કરીશ, ત્યાં સુધી અશાંતિ અને ઉદ્વેગ તારો પીછો નહીં છોડે! જો તું અશાંતિ નથી ઇચ્છતો, ક્લેશ અને સંતાપથી છૂટકારો માંગે છે, તો પર્યાયો પ્રત્યે દ્વેષ કરવાનું છોડી દે. આ માટે શુદ્ધ આત્મદ્રવ્યનો અનુરાગી

બન. જે સદૈવ શિવ છે....અચલ છે....અમર છે....અનંત છે....અવ્યાબાધ છે....એવા આત્મદ્રવ્યનો આશક બન. સર્વ જીવાત્માઓ પ્રત્યે આત્મદૃષ્ટિથી જોવાનું રાખ. જીવોના રંગ-રૂપ-દેહ-ઇન્દ્રિય વગેરે પર્યાયોને ન જો. કદાચ જોઇ લે તો એના પર રાગદ્વેષ ના કર. એ પર્યાયોને વીંધીને દેહમાં રહેલા છતાં દેહથી ભિન્ન એવા આત્મ-દ્રવ્યને જો.

દ્રવ્ય-દર્શનનો પુનઃ પુનઃ અભ્યાસ, પર્યાય-દર્શનની અનાદિની આદતથી છૂટકારો અપાવે છે. એટલા માટે જ ઇચ્છું છું કે હું પર્યાયોનો માત્ર જ્ઞાતા અને દૃષ્ટા જ બન્યો રહું....ન રાગ, ન દ્વેષ....! ક્યારે આવી ધન્યતમ પળો મને મળશે...? આવા અવસરની પ્રતીક્ષામાં મારી પલકો પથરાઈ છે....!



# જાતમાં બધું જ છે!

## ૧૯

આશા એ જ સંસાર છે!
અપેક્ષા એ જ સંસાર છે!
માત્ર આશા...અને અપેક્ષા!

કોઈ આશા પૂરી નથી થતી, કોઈ અપેક્ષા પૂરી નથી થતી આ સંસારમાં! ક્યારેક આશા પૂરી થતી લાગે.... જેમકે દૂર ક્ષિતિજના ખોળે ધરા અને ગગન એકમેકમાં આવરાતાં લાગે....! પણ એ માત્ર દેખાવ હોય છે. વાસ્તવમાં જુઓ તો કશું જ નહીં! સંસારમાં પણ બધું આવું જ હોય છે ને? માત્ર દેખાવ....દૂરથી બધું જ ખૂબસૂરત લાગે....'ડુંગરા દૂરથી રળિયામણા....' પણ પાસે જાઓ તો એ જ ઝાડ....પાન ને પથરા...! પાસે જતાં બધું જ બદસૂરત ભાસે છે. દૂરથી જે નંદનવન સમ ભાસે છે, પાસે જતાં એજ અડાબીડ જંગલ બની જાય છે.... સંસારનું આ રૂપ પેલા મહાકવિએ જાણી લીધું

હશે-જોઈ લીધું હશે, માટે તો એમણે મનભરીને ગાયું છે :

'આશા ઔરન કી ક્યા કીજે!
જ્ઞાનસુધારસ પીજે....આશા....'

પોતાની જાતથી જુદા બીજા કોઈપણ પદાર્થની આશા કરવા જેવી નથી! આ એ જ સંસાર છે....જેણે કરોડો.... અસંખ્ય....અનંત જીવાત્માઓને દગો દીધો છે. સાંસારિક જીવન જ એક જાતની છલના છે. શું મેળવી લેવું છે આ સંસારની પાસેથી? કશું જ નહીં.

મૃગજળ....! દૂરથી લાગે કે પાણી છે....પણ પાસે જાઓ તો ધૂળની ડમરીઓ ઉડતી હોય....દૂરથી થાય કે સંસારમાં સુખ છે, પણ લેવા જાઓ તો દુઃખના ઊનાં ડામ મળે. ત્યાં સુધી જ સંસારના સુખોનું આકર્ષણ બન્યું રહે છે, જ્યાં સુધી એ સુખો આપણને મળતાં નથી. જે સુખ આપણી પાસે છે, આપણે એ સુખોની મૂલવણી નથી કરતા. જે સુખ આપણી પાસે નથી, એ સુખોનું આપણને આકર્ષણ-ખેંચાણ હોય છે, અને આમ ને આમ આપણું જીવન વહી જાય છે.

ક્યારે આંખો ઉઘડશે? ક્યારે આ વાસ્તવિકતા આત્મસાત્ બનશે? ક્યારે મારું મન આ હકીકતની હાલાકી યથાવત્ સ્વીકાર કરશે? આનો સ્વીકાર કર્યા વગર મન શાંતિનો અનુભવ નથી કરી શકતું! સ્થિરતા વગર શાંતિ સ્થાયી નથી બનતી. સંસારની પ્રત્યેક પરિ-

સ્થિતિનો સ્વીકાર કરીને જ જીવન જીવવું પડશે!

સંસારની વાસ્તવિકતાઓનું ચિંતન કરવાનો ઉપદેશ તીર્થંકરોએ જે આપ્યો છે તે કેટલો બધો યથાર્થ છે? પણ એક આપણે છીએ....કે સંસારની અવાસ્તવિક સુખ–દુઃખની કલ્પનાજાળમાં વધુને વધુ ગુંચવાયે જઈએ છીએ.... આ ગૂંચવાડામાં આપણી ધર્મઆરાધના પણ ઉલઝાઈ ગઈ. માટે તો ધર્મઆરાધનાનું ખરૂં પરિણામ આપણે નથી મેળવી શકતાં!

હવે મારે આ સંસારથી કશું જ નથી મેળવવું! મેળવવા જેવું છે પણ શું? કોઈએ કંઇ નથી મેળવ્યું આ સંસારમાંથી! સળગતી રેતીના મૃગજળમાંથી કોણે ઠંડા નીર મેળવ્યાં છે? હવે તો બસ મેળવવું છે માત્ર આત્મા–માંથી....પરમાત્મા પાસેથી! અને જે મેળવવું છે તે પણ અક્ષય અને અવિનાશી પામવું છે.! શાશ્વત્ અને અનંતને પામવું છે. આ પામવા માટે જે કંઈ ત્યાગ કરવો પડે તે કરીશ, જે સ્વીકારવું પડે તે સ્વીકારીશ.

જાણું છું કે, આ માર્ગ અત્યંત દુર્ગમ છે, પણ આ રસ્તે જ મારે ચાલવું છે. ભલેને મારી ગતિમાં તીવ્રતા ના હોય. હું ધીમી મંદ ગતિએ ચાલીશ. આ રસ્તો પણ સંસારમાંથી પસાર થાય છે. આશાઓ અને કામનાઓના કારમા હુમલાઓ પણ થવાના....છતાંયે આગળ વધવું છે. આક્રમણથી ડરીને પીછે હઠ નથી કરવી, આક્રમણની સામે ઝઝૂમવું છે....હાર મળે કે જીત, પણ 'સામનો

કરવાનો જ. ભલેને લડતાં લડતાં જાનની કુર્બાની આપવી પડે.

આ તો અંતરાત્માનો અચળ નિર્ણય છે જ કે આત્મામાંથી જ પરમ આનંદ અને અનંત સમૃદ્ધિ મળી શકે છે. કલિકાલકેવળી શ્રી ઉપાધ્યાય યશોવિજયજીએ સાચું જ કહ્યું છે :

'अन्तरेवावभासन्ते स्फूटा : सर्वाः समृद्धय :

બધી જ શાશ્વત્–ચિરસ્થાયી સમૃદ્ધિ અંતરાત્મામાંથી જ પ્રગટ થાય છે. સંસારથી કશું જ નહીં સાંપડે ....સંસાર મિથ્યા છે....ભ્રમણા છે....

આત્મા એજ સત્ છે....પારમાર્થિક સત્ છે.



## શ્રમણજીવનની સાર્થકતા.




હું સંસારના બધા જીવોને ક્ષમા આપું છું...., નિર્વૈર બનું છું. સંસારના જીવો મને ક્ષમાનું દાન આપો. હું તમારા બધા જીવોની પાસે ક્ષમાયાચના કરૂં છું. તમે બધા મારા મિત્ર છો, મને કોઈનાયથી શત્રુતા નથી–દુશ્મનાવટ નથી.

તમે બધા જીવાત્માઓ! ભૂલી જાઓ કે તમે મારા પ્રત્યે કોઇ અપરાધ કર્યો છે. અપરાધ તમે નથી કર્યો.... કર્મોએ તમારી પાસે અપરાધ કરાવરાવ્યો છે. તમે તો નિર્દોષ છો. તમારા સ્વભાવમાં અપરાધ કરવાનું છે જ નહીં.

બીજી વાત: મારા પાપકર્મો ઉદયમાં ન આવે તો કોઈ મારું કંઈ બગાડી શકતું નથી! કોઇનાથી કદાચ મારૂં કંઈ બગડે પણ છે, તો તે મારા જ પાપકર્મોના કારણથી! જ્યાં લગી હું આ જિનવચનથી પરિચિત

નહોતો ત્યાં સુધી મેં દુનિયાના જીવોને મારા અપરાધી માન્યા....એમના પ્રત્યે શત્રુતા રાખી....વૈરવિરોધ કર્યો. મેં પણ એ જીવોનું અહિત વિચાર્યું, અહિત કર્યું. આનું પરિણામ પણ મેં જોઈ લીધું. પરિણામ હંમેશાં વિપરીત જ આવ્યું છે. મારું જ અહિત થયું ! મારા જ તન–મન સંતપ્ત બન્યા. પાપકર્મો તો જે બંધાયાં હશે તે તો સર્વજ્ઞ જ જાણે ! શું મેળવ્યું મેં ? બદલો લેવાની વૃત્તિનો ક્ષણિક સંતોષ ! અજ્ઞાન–દશામાં મેં, જે જીવો ક્ષમા માંગવા આવ્યા મારી પાસે, એમને ક્ષમા ન આપી, મેં ઘૃણા કરી, એમના પ્રત્યે તિરસ્કાર દાખવ્યો. હવે હું એ શત્રુતાને હૈયામાંથી કાઢી નાખું છું. બધા જીવોને ક્ષમા પ્રદાન કરું છું. આટલું જ નહીં, બધા જીવો પાસે નમ્ર બનીને ક્ષમાની યાચના પણ કરું છું. ક્ષમાની ભીખ માંગું છું. હું મારા તરફથી સહુ જીવો સાથે સ્નેહ કરવા લાગ્યો છું. હવે હું કોઈનુંય અહિત નહીં કરું ! હિતકારી જે હશે તે જ કરીશ, સ્નેહીનું મિત્રોનું અહિત કેમ થાય ?

અહો....મારું આ પરમ સૌભાગ્ય છે કે મને બધા જીવોની સાથે મૈત્રીભર્યું જીવન જીવવાનો પુણ્ય અવસર મળ્યો છે. મને શ્રમણ જીવન સાંપડ્યું છે. સૂક્ષ્મ એકેન્દ્રિય જીવોની પણ રક્ષા કરવાનું જીવન ! પૃથ્વી–પાણીના જીવો –અગ્નિ–વાયુના જીવો, વનસ્પતિના જીવો, બધા જીવોને હું અભયદાન આપી શકયો છું ! મારા સુખ–સ્વાર્થ માટે

'કોઈ પણ જીવની હિંસા કરવાની નહીં....કોઈપણ જીવને પીડ પહોંચાડવાની નહીં !

મારા ખ્યાલ મુજબ શ્રમણજીવન સિવાય બીજા કોઈપણ જીવનમાં બધા જીવો સાથેની મૈત્રી શક્ય નથી ! એકેન્દ્રિય, બેઈન્દ્રિય જીવોની વાત તો બાજુએ, પણ બધા મનુષ્યો સાથે પણ સંસારમાં મૈત્રી સંબંધો બાંધવા અને બનાવી રાખવા અસંભવ ભાસે છે. શ્રમણ જીવનમાં, માત્ર મનુષ્ય જ નહીં, ચારગતિ અને ચોરાશી લાખ યોનિના સહુ જીવો સાથે મૈત્રીનો માંડવો રચી શકાય છે અને એ માંડવાને મહેકતો પણ રાખી શકાય છે.

પરમ ઉપકારી સર્વજ્ઞ પરમાત્માએ, સહુ જીવો પ્રત્યેની મૈત્રીની મહત્તા આપણા દિલમાં અખંડ રહે એ માટે દરરોજ ચિંતન કરવાનું નાનકડું સૂત્ર પણ આપી દીધું !

'खामेमि सव्व जीवे
सव्वे जीवा खमंतु मे ।
मित्ति मे सव्व भूएसु
वेरं मज्झं न केणई ॥

ઓ પરમકૃપાળુ પરમાત્મા! મારું મન સદા–સર્વદા નિર્વૈર બન્યું રહે....સહુ જીવોનાં મન નિર્વૈર બન્યાં રહે....સહુનાં હૈયાં મૈત્રીથી–સ્નેહથી સરોબર રહે....સહુ જીવો પરસ્પરનું હિત વિચારે અને હિતની પ્રવૃત્તિ કરે.'

નિર્વૈર બનેલું મારૂં મન આજે કેટલું બધું મ્હોરી રહ્યું છે! આનંદથી ઓળઘોળ બની રહ્યું છે! આજે મેં દિવ્યસુખની અનુભૂતિ કરી! ક્ષમાનું આદાનપ્રદાન શાશ્વત્ સુખનો રસાસ્વાદ કરાવી શકે છે....

'જયતુ ક્ષમાધર્મ:'





કોઈ પણ મહાન કાર્ય કરવા માટે સત્ત્વ જોઈશે. સત્ત્વ એટલે દૃઢ મનોબળ. સત્ત્વ એટલે પ્રબળ સંકલ્પ! દૃઢ મનોબળવાળા મહાપુરુષો જે કંઈ કાર્ય ઉપાડે છે...એ સફળતાના શિખરને વરે છે જ.

વિશાળ સાધન-સામગ્રી પર મહાપુરુષો આધાર નથી રાખતા. 'આટલાં સાધન મારી પાસે હોય તો જ કાર્યસિદ્ધિ થઈ શકે છે.' આવા વિચાર મહાપુરુષો નથી કરતા. એમનો જીવન મંત્ર હોય છે: 'સત્ત્વથી સિદ્ધિ.' 'સંકલ્પથી સિદ્ધિ.' જ્યાં સુધી કાર્યસિદ્ધિ ન થાય, ગમે તેટલાં વિઘ્નો આવે, મહાન પુરુષો કાર્યની કેડીથી દૂર નહીં હટે. સારા કામમાં તો સો વિઘ્નો આવે. સત્ત્વશીલ માણસો વિઘ્નોને વિદારીને સિદ્ધિના શિખરો સર કરે છે.



## સિદ્ધિશિલાએ મારે જાવું...! ૨૧

દરરોજ બોલું છું :

'અરિહંતે સરણં પવજ્જામિ
સિદ્ધે સરણં પવજ્જામિ
સાહૂ સરણં પવજ્જામિ
કેવલિપન્નત્તં ધમ્મં સરણં પવજ્જામિ,

પણ....ગઈકાલે રાત્રે જ્યારે ઊંઘ નહોતી આવતી આંખોના ઉંબરે, ત્યારે અચાનક એક વિચારે મને હલાવી દીધો : 'શું મેં અરિહંતોનું શરણ સ્વીકાર્યું છે? શું મેં સિદ્ધોનું, સાધકપુરુષોનું અને સર્વજ્ઞકથિત ધર્મનું શરણ સ્વીકાર્યું છે? હું કેટલાય વરસોથી શરણાગતિનું આ સૂત્ર રચ્યે જાઉં છું, શરણાગતિના પરિણામસ્વરૂપ જે સમર્પણનો દિવ્ય ભાવ જાગવો જોઈએ....એ હજુ સુધી નથી જાગ્યો....શા માટે એ ભાવ નથી જાગતો ?

મોડી રાતે લંબાવ્યું હતું. મનમાં હતું કે ઊંઘ જલ્દી જલ્દી આવી જાય તો સારૂં....પણ આ વિચારના

ઝોડાએ ઊંઘને દૂરદૂર ભગાડી દીધી! 'શરણ' તત્ત્વ પર મનોમંથનની મેડી ઊઘડી ગઈ....શરણની પૂર્વ-ભૂમિકા મળી આવી શ્રદ્ધાની સોડમાં. શ્રદ્ધા જ શરણાગતિનો સ્વીકાર કરાવરાવે છે. શ્રદ્ધાની સોડમાં શરણભાવ આપોઆપ જાગી જાય છે. સૂરજના સથવારે ખીલતા સૂરજમુખીની જેમ! શરણભાવ જ્યારે આગળ વધે છે, ત્યારે તે સમર્પણની સરિતા બની જાય છે. આ વાસ્તવિકતાથી હું પૂરો પરિચિત છું, છતાંયે મારો શરણભાવ સમર્પણમાં પરિણત નથી બન્યો!

જે જે પરમતત્ત્વોનું શરણ સ્વીકારવાનું કર્તવ્ય અદા કરું છું, શું એ બધાં પરમતત્ત્વોનું શ્રદ્ધાસભર ભાવે સ્મરણ કરું છું? અરિહંતનું સ્મરણ થઈ આવે છે કે કરવું પડે છે? લાગે છે કે સ્મરણ કરવું પડે છે!

અરે, સ્મરણ કરવા બેસું છું-ધ્યાનની દુનિયામાં જવા કદમ ઉપાડું છું, ત્યારે એ સ્મરણની સોડમાં મન આનંદની અનુભૂતિ ક્યાં કરે છે? મન તો ત્યારે વળી બીજા જ પદાર્થોની પાસે દોડી જાય છે, જ્યા એને આનંદ મળે છે, પાંચ ઈન્દ્રિયોના પ્રિય વિષયોમાં દોડી જાય છે, ઇષ્ટ-અનિષ્ટના વિચારોમાં વહી જાય છે.... સમજાતું નથી કે શ્રદ્ધાનો દીવડો ભીતરમાં જલી રહ્યો છે કે નહીં? જો શ્રદ્ધા જ નહીં હોય તો પછી શરણાગતિનો ભાવ તો જાગશે જ ક્યાંથી? 'અરિહંતે સરણં પવજ્જામિ', શું માત્ર રાત્રિના શયન પૂર્વેની જ રટણા છે?

સુષ્તાવસ્થા જ અરિહંતના ખોળે? જાગૃત અવસ્થામાં અરિહંતની શરણાગતિની આવશ્યકતા નહીં?

જેમ જેમ વિચારતો ગયો...હૈયામાં એક તોફાન જેવું જાગી ઉઠયું. ઊંઘ તો આવતી જ નહોતી...હું ઊભો થઈ ગયો. બારી પાસે જઈને ઊભો રહ્યો. ખામોશીના આવરણમાં આખું વાતાવરણ લપેટાયેલું હતું. પાસેના આંબાની ડાળીએ રાતવાસો કરી રહેલાં પંખીઓનો આછો કલકલ કાનોને ખેંચી રહ્યો હતો. ઊંચેઊંચે આભની અટારીએ વાદળાંઓનો કાફલો કૂચ કરી રહ્યો હતો. જાણે ક્યાંક મોરચે જઈને એમને વરસવાનો 'ઓર્ડર' હશે!

અનંત આકાશમાં કોઈ કેડી નથી, કોઈ પગદંડી નથી...કે જેના પર કદમ માંડીને સિદ્ધશિલાએ પહોંચી જાઉં! જે જે આત્માઓ ત્યાં ગયા...હાય! એમણે કોઈ નકશેકદમ પણ ના છોડયા...કોઈ પદચિહ્નો પણ ના મૂકી ગયા...નહીંતર એ નકશે-કદમના સહારે સહારે ધીમે ધીમે પણ મક્કમ ગતિએ ચાલતો હું ત્યાં પહોંચી જાત! હું કાળાંભમ્મ વાદળાંઓના બાહુપાશમાં બંધાયેલા આકાશને જોઈ જ રહ્યો...જાણે વાદળાં હટે ને સિદ્ધશિલા મને દેખાઈ જાય તો? મન કેવાં કલ્પનાઓનાં ફૂલો વીણવા મંડી પડયું! હોઠોની પાંદડીઓ ચીરીને શબ્દો સરકી પડયા વાતાવરણમાં 'सिद्धे सरणं पवज्जामि'

'ઓ અનંત અનંત સિદ્ધ ભગવંતો, મને આપ આપના શરણમાં લઈ લો...આપ મને આપની પાસે

વાવાઝોડાએ ઊંઘને દૂરદૂર ભગાડી દીધી! 'શરણ' તત્ત્વ પર મનોમંથનની મેડી ઊઘડી ગઈ....શરણની પૂર્વ-ભૂમિકા મળી આવી શ્રદ્ધાની સોડમાં. શ્રદ્ધા જ શરણાગતિનો સ્વીકાર કરાવરાવે છે. શ્રદ્ધાની સોડમાં શરણભાવ આપો-આપ જાગી જાય છે. સૂરજના સથવારે ખીલતા સૂરજ-મુખીની જેમ! શરણભાવ જ્યારે આગળ વધે છે, ત્યારે તે સમર્પણની સરિતા બની જાય છે. આ વાસ્તવિકતાથી હું પૂરો પરિચિત છું, છતાંયે મારો શરણભાવ સમર્પણમાં પરિણત નથી બન્યો!

જે જે પરમતત્ત્વોનું શરણ સ્વીકારવાનું કર્તવ્ય અદા કરું છું, શું એ બધાં પરમતત્ત્વોનું શ્રદ્ધાસભર ભાવે સ્મરણ કરું છું? અરિહંતનું સ્મરણ થઈ આવે છે કે કરવું પડે છે? લાગે છે કે સ્મરણ કરવું પડે છે!

અરે, સ્મરણ કરવા બેસું છું-ધ્યાનની દુનિયામાં જવા કદમ ઉપાડું છું, ત્યારે એ સ્મરણની સોડમાં મન આનંદની અનુભૂતિ ક્યાં કરે છે? મન તો ત્યારે વળી બીજા જ પદાર્થોની પાસે દોડી જાય છે, જ્યાં એને આનંદ મળે છે, પાંચ ઈન્દ્રિયોના પ્રિય વિષયોમાં દોડી જાય છે, ઇષ્ટ-અનિષ્ટના વિચારોમાં વહી જાય છે.... સમજાતું નથી કે શ્રદ્ધાનો દીવડો ભીતરમાં જલી રહ્યો છે કે નહીં? જો શ્રદ્ધા જ નહીં હોય તો પછી શરણા-ગતિનો ભાવ તો જાગશે જ ક્યાંથી? 'અરિહંતે સરણં પવજ્જામિ', શું માત્ર રાત્રિના શયન પૂર્વેની જ રટણા છે?

સુપ્તાવસ્થા જ અરિહંતના ખોળે? જાગૃત અવસ્થામાં અરિહંતની શરણાગતિની આવશ્યકતા નહીં?

જેમ જેમ વિચારતો ગયો....હૈયામાં એક તોફાન જેવું જાગી ઉઠ્યું. ઊંઘ તો આવતી જ નહોતી....હું ઊભો થઈ ગયો. બારી પાસે જઈને ઊભો રહ્યો. ખામોશીના આવરણમાં આખું વાતાવરણ લપેટાયેલું હતું. પાસેના આંબાની ડાળીએ રાતવાસો કરી રહેલાં પંખીઓનો આછો કલકલ કાનોને ખેંચી રહ્યો હતો. ઊંચેઊંચે આભની અટારીએ વાદળાંઓનો કાફલો કૂચ કરી રહ્યો હતો. જાણે ક્યાંક મોરચે જઈને એમને વરસવાનો 'ઓર્ડર' હશે!

અનંત આકાશમાં કોઈ કેડી નથી, કોઈ પગદંડી નથી....કે જેના પર કદમ માંડીને સિદ્ધશિલાએ પહોંચી જાઉં! જે જે આત્માઓ ત્યાં ગયા....હાય! એમણે કોઈ નકશેકદમ પણ ના છોડયા....કોઈ પદચિહ્નો પણ ના મૂકી ગયા....નહીંતર એ નકશે–કદમના સહારે સહારે ધીમે ધીમે પણ મક્કમ ગતિએ ચાલતો હું ત્યાં પહોંચી જાત! હું કાળાંભમ્મ વાદળાંઓના બાહુપાશમાં બંધાયેલા આકાશને જોઈ જ રહ્યો....જાણે વાદળાં હટે ને સિદ્ધશિલા મને દેખાઈ જાય તો? મન કેવાં કલ્પનાઓનાં ફૂલો વીણવા મંડી પડયું! હોઠોની પાંદડીઓ ચીરીને શબ્દો સરકી પડયા વાતાવરણમાં 'सिद्धे सरणं पवज्जामि'

'ઓ અનંત અનંત સિદ્ધ ભગવંતો, મને આપ આપના શરણમાં લઇ લો....આપ મને આપની પાસે

..લાવી લ્યો....ને'

એ લોકો જ ત્યાં જઈ શકે છે, જેઓ સાધક હોય છે, જેમના અણુએ અણુએ ધર્મનો ધબકાર જીવંત હોય છે. મારે એવા સાધનારત મહાપુરુષોનું શરણ લેવું જોઈએ, એમના હૈયામાં જે ધર્મ છે, એ ધર્મના ખોળે જવું જોઈએ.

હૈયામાં અવ્યક્ત આનંદની છોળો ઉછળવા લાગી.... હું ગદ્દગદ્દ બની ગયો....પલકોના કિનારા ઝમવા-ઝરવા લાગ્યા. મન-વાણી ને વર્તનથી હું એ શરણ્ય તત્ત્વોના પ્રત્યે સમર્પિત થઈ ગયો.

એ રાત હું ક્યારેય નહીં વિસરૂં....ક્યારેય નહીં ભૂલું!



## કૃપાનાં કમળ ખીલવી દો... ૨૨

નિર્વાણ !

આસોજની કાજળઘેરી અમાસ....

માયૂસ ને મનહૂસ મધરાત....

અને શ્રમણ ભગવાન મહાવીર સ્વામીનું નિર્વાણ થઈ ગયું. સદેહ ભગવાન વિદેહ બની ગયા....પાર્થિવ દેહના બંધનોથી ચૈતન્ય મુક્ત બની ચાલ્યું. રૂપી અરૂપી બની ગયું....મૂર્ત અમૂર્તમાં પરાવર્તિત થઈ ગયું....!

હવે એ અરૂપી....અમૂર્ત....પૂર્ણાત્માને ક્યારેય જન્મ લેવાનો નહીં....ક્યારેય કોઈ વ્યાધિ કે વેદના નહીં.... ક્યારેય મૃત્યુની માંગ નહીં ભરવાની....આ છે આત્માનું પૂર્ણ સ્વાધીન અસ્તિત્વ!

અનંત અનંત મુક્તાત્માઓનું સંપૂર્ણ સ્વાધીન સામ્રાજ્ય! એ સામ્રાજ્યમાં શ્રમણ ભગવાન મહાવીરસ્વામીનું અસ્તિત્વ વિલીન થઈ ગયું....હવે ત્યાં એ મહાવીર ન રહ્યા....કોઈ નામ નહીં....ત્યાં જે જાય તે બધા જ અનામી !

અનામી મુક્તાત્માઓની વિરાટ દુનિયામાં દૂર સુદૂર ચાલ્યા ગયા મારા પરમપ્રિય પરમાત્મા !

પ્રભો! હવે હું ગમે તેટલો પોકારું આપને....આપ મારો પોકાર સાંભળશો પણ ખરા....પણ, આપ મારી દયનીય અવસ્થા જોઈને પણ મારી પાસે નહીં આવો ? કેવી રીતે આવો આપ ? ત્યાં ગયેલું કોઈ પણ આ પાર્થિવ દુનિયામાં પાછું નથી વળતું ! હું આપની પાસે આવી શકું છું....આપ મારી પાસે ન આવી શકો, આ કેવું વિચિત્ર બંધન છે !

અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતવીર્ય, અનંત આનંદ આપે મેળવી લીધા, મારા પરમાત્મા ! આપ તો કૃતકૃત્ય બની ગયા....આપ સિદ્ધ-બુદ્ધ બની ગયા. જે આપે પ્રાપ્ત કર્યું, શું મને એ દિવ્યાતિદિવ્ય સ્વરૂપની પ્રાપ્તિ થઈ શકે ખરી ? શું આપ મને એ મેળવી આપી શકો છો ? ઓ પરમકૃપાળુ....! મને તો આપની પાસે જ લઈ લો....ઓ વિશ્વના ઈશ ! આપનો નિર્વાણ-દિવસ મારા માટે દિવ્ય પ્રેરણાનો સ્રોત બની ગયો છે. ઘણી વખત એ મધ્યરાત્રિએ આપના સ્મરણોનું સાતત્ય. મારા હૈયાને હલબલાવી દે છે....આંખોનું આકાશ છલછલ થઈ રહે છે....શું કહું ? મારા નાથ, આપ તો બધું જુઓ જ છો....આપ તો બધું જ જાણો છો. મારા અન્તર્યામિ ! મારી વ્યાકુળતા....મારી વિવશતા આપ ક્યારે દૂર કરશો ?

આપના સિવાય મારું છે પણ કોણ અહીં ?

નીકળી પડયો છું આપની પાસે આવવા માટે મારા દેવ! ઘરબાર છોડી દીધાં....માતા-પિતા, સ્નેહી-સ્વજનોને પણ અલવિદા કરી દીધી....ને ચાલી નીકળ્યો છું.... આપને પામવા....પણ હાય, આપની પાસે આવવાનો રસ્તો જ ધૂંધળાઈ ગયો છે. પાર વગરના રસ્તાઓમાં કયો રસ્તો મને આપની પાસે દોરી જશે....? ભટકી રહ્યો છું અહીં તહીં....ન જાણે કયારે આપના દેદાર પામીશ? મારા પ્રાણ પ્રતિપળ આપના દર્શન માટે પ્યાસા છે...!

જો મારું ધૈર્ય ખૂટી ગયું....તો ?
જો મારું વીર્ય ખૂટી ગયું....તો ?
જો મારો દીવડો ઓલવાઈ ગયો....તો ?

તો શું થશે મારા દેવ?....શું મારી યાત્રાનો અધવચ્ચે જ અંત આવશે? શું મારી યાત્રા અધૂરી રહેશે? શું હું આપની પાસે નહીં પહોંચી શકું ? નહીં....નહીં....આવું તો નહીં થવા દઉં....હવે મારે મૃત્યુની માંગ નથી ભરવી....હવે તો નિર્વાણની નંદન-વાટિકામાં જ પગલાં પાડવાં છે....કારણ કે જે નિર્વાણ પામે છે તે આપની પાસે પહોંચી જાય છે....!

ઓ કરુણાસાગર! આ જીવન આખું આપના ચરણે સમર્પી દીધું છે. પણ મેં સમર્પણ, આપનું સાન્નિધ્ય પામવા માટે કર્યું છે....આપની આત્મ-જ્યોતિમાં વિલીન

જવા માટે કર્યું છે. ક્યારે પૂરી થશે મારી આ કામના ? ક્યારે પ્યાસ બૂઝાશે મારા તરસ્યા હૈયાની ? બોલો મારા દેવ....!

આજે મારા આત્માના અસંખ્ય પ્રદેશોમાં સ્પંદનો જાગી ઉઠ્યાં છે...આજે મારી સમગ્રતા આપમય બની ગઈ છે....મારા પ્રાણનાથ ! આજે મારા પ્રાણના પ્રત્યેક સ્પંદનો પુલકિત છે....મનની મેડીએ મુખરતાના મોતી વેરાયાં છે....જીવન ધન્યતાને આલિંગી રહ્યું છે....બસ, આજે તો જાણે મારા દિલના દેવળમાં ઘંટનાદ ઘૂમરાઈ રહ્યો છે....પધારો દેવ....! મારા મનના મંદિરમાં ....અને હંમેશ હંમેશ માટે બિરાજો !

બનાવી દો મારા દેવ, મારા આ હૃદયને સિદ્ધશિલા.... અને તમે એ સિદ્ધશિલા પર આસીન બનો....આનાથી જ હું મારી મુક્તિ માની લઈશ....આટલા માત્રથી હું પરમ તૃપ્તિનો અનુભવ કરી લઈશ....કરો કૃપા....! ઓ કૃપાનિધિ ! આટલી....બસ–આટલી. કૃપાનાં કમળ ખીલવી દો મારા સૌભાગ્યના સરવરમાં ! !

  

# જનમ-મરણ ક્યારે મટશે ?




જન્મ, જીવન, અને મૃત્યુનું ચક્ર અનાદિકાળથી ગતિશીલ છે. જાણું છું કે જ્યાં લગી આ ચક્રની ગતિ સ્થગિત નહી થાય ત્યાં સુધી સુખ-દુઃખનાં દ્વન્દ્વ મટવાનાં નથી. છતાંયે એ અનાદિ ચક્રની ગતિને સ્થગિત કરવાનો પુરુષાર્થ નથી થઇ રહ્યો.... જન્મ થઈ ગયો છે, જીવન વીતી રહ્યું છે અને મૃત્યુ આંખ સામે મોઢું ફાડીને ઊભું છે.

મૃત્યુનો વિચાર જીવન પ્રત્યે જાગ્રત કરે છે. મૃત્યુ પછી જન્મ અને જીવન નક્કી જ છે, પણ 'ક્યાં થશે જન્મ ? કેવું હશે જીવન ?' માત્ર કલ્પનાઓના તાણાવાણા ગૂંથ્યા કરૂં છું. અસ્પષ્ટ કલ્પના....સંદિગ્ધ કલ્પના....! જેટલો ભય મૃત્યુનો નથી લાગતો એટલો ભય મૃત્યુ પછીના જીવનનો લાગે છે. મૃત્યુ તો પળભરનો ખેલ છે, એનો કોઈ ભય નથી. મૃત્યુ તો એક અનિવાર્ય પ્રક્રિયા છે જીવન-પરિવર્તનની, પણ જીવન-પરિવર્તન કેવું હશે ?

જ્યારે શાસ્ત્રોમાં વાંચું છું : 'મરતાં વાંદરાને એક મુનિરાજે 'શ્રી નવકાર મહામંત્ર' સંભળાવ્યો....અને એ વાંદરાનું પરિવર્તન દેવના રૂપે થઈ ગયું.' મન કંઈક આશ્વસ્ત બની જાય છે. જીવનમાં ક્યારેય પણ નવકાર મહામંત્રનો જાપ–ધ્યાન ન કરનાર વાંદરો પણ જો મૃત્યુના સમયે નવકાર મંત્રના શબ્દો સાંભળવાથી દેવ બની શકે છે....તો પછી મારા માટે તો દેવગતિ 'રીઝર્વ' છે જ ને ? પણ જ્યારે બીજા ગ્રંથમાં વાંચું છું : 'મુનિએ ક્રોધ કર્યો. મૃત્યુ વખતે પણ ક્રોધ વાસના રહી ગઈ તો એમને સર્પની યોનિમાં જવું પડ્યું....' આ વાંચીને મારો આત્મવિશ્વાસ હાલી ઉઠે છે. વારે વારે ક્રોધ–માન–માયા અને લોભના પાશમાં ફસાનાર મારું શું થશે ?

નાટકના રંગમંચ પર નાટક કરતાં કરતાં કેવળજ્ઞાની બની જનાર અષાઢાભૂતિની વાત સાંભળું છું તો મન જરી મ્હોરી ઉઠે છે.... 'મને તો સરળતાથી કેવળજ્ઞાનની પ્રાપ્તિ થઈ જશે....' પણ જ્યારે ઘોર તપશ્ચર્યા કરનાર તપસ્વીનું દુર્ગતિમાં પતન થવાની વાર્તા ધર્મશાસ્ત્રમાં વાંચું છું તે પાછું મન ખિન્ન બની જાય છે. ઉગ્ર સંયમનું પાલન કરનારાઓને પણ એકાદ નાનકડી ભૂલના ભોગે પશુયોનિમાં જવું પડે છે. આ વાંચીને મારું મન ચંચળ બની જાય છે. અનેક ખરાબીઓ હોવા છતાં એક સાર વાત 'વીતરાગ' બનાવી દે છે....જ્યારે અનેક સારી વાતો હોવા છતાં એકાદ ખરાબી દુર્ગતિમાં ગબડાવી દે

છે....' આ વાત મારા દિલ ને દિમાગમાં ઘોર પીડા પેદા કરે છે.

લગ્ન કરતાં કરતાં....હસ્તમેળાપની પળોમાં કેવલજ્ઞાન ! કેટલા ભાગ્યશાળી હતા પેલા ગુણસાગર ? શુદ્ધ ભાવોના બળે એમણે કેવળજ્ઞાન મેળવી લીધું....અને વરસોના વરસો સુધી સંયમનું પાલન કરવા છતાંયે કેવળજ્ઞાન નહીં ! કેવળજ્ઞાન તો ન જ મળે....અરે, પુરું શ્રુતજ્ઞાન પણ નથી....મન તરફડે છે....તલસે છે. જેવા શુદ્ધ ભાવો પેલા ગુણસાગરના હતા, શું એવા ભાવો મારામાં પેદા ના થઈ શકે ? શા માટે જ્ઞાની પુરુષોએ એવા સુખોનું વર્ણન નથી કર્યું ? જો કર્યું છે વર્ણન, તો એ વર્ણન મુજબના શુદ્ધ ભાવો આવવા છતાંયે કેવળજ્ઞાન કેમ નથી પ્રગટ થતું ? જ્ઞાનીઓ કહે છે : 'એમના જેવા તીવ્ર શુભ ભાવો આવશે ત્યારે થશે કેવળજ્ઞાન !' એ તીવ્રતા છે શું ?

મુનિ-હત્યા કરનાર રાજાને એ જ દિવસે કેવળજ્ઞાન ! અને હું મુનિસેવા કરવાવાળો....વરસોથી મુનિસેવા કરવા વાળો હું....મને કેવળજ્ઞાન નહીં ? એ રાજાએ ઘોર પશ્ચાત્તાપ કર્યો માટે એને કેવળજ્ઞાન મળ્યું, બરાબર છે, તો પછી મુનિસેવાની મનભરીને અનુમોદના કરવાવાળાને કેવળજ્ઞાન શા માટે નહીં ? મન બેચેન બની જાય છે ! મૃત્યુ પછીની કલ્પના વધુ ને વધુ ધૂંધળાતી જાય છે. કોણ દૂર કરશે આ બેચેની ? કોઈ એવા દિવ્યજ્ઞાની મહાપુરુષ આજે નથી આ વિશ્વમાં....જેમની પાસે જઈને

પૂછું ? કોની આગળ મનનું સમાધાન મેળવું ?

ક્ષિતિજની પેલેપાર જ્યારે સંધ્યાને ઢળતી જોઉં છું, ....તો જીવન-સંધ્યા પણ ઢળતી લાગે છે. અનંત ભાવિમાં ખોવાઈ જવાની કલ્પના કેટલી ભયાવહ છે ? અજ્ઞાત મહાસત્તાના હાથમાં જકડાયેલો હું કેટલો બધો વિવશ છું ? મારી આ વિવશતા-પરવશતા....મને વિક્ષુબ્ધ કરી રહી છે.

પ્રતીક્ષા કરું છું....ક્યારે મારા જન્મ, જીવન અને મૃત્યુનું આ અનાદિચક્ર સ્થગિત થઈ જાય....!

બીજું તો હું શું કરી શકું ?



જ્યારે આખું જગત સૂતું હોય, ત્યારે તમે જાગો. રાત્રિની નીરવતા અને ગંભીરતામાં ડૂબી આત્મચિંતનનો પ્રારંભ કરો.

'હું કોણ ? આ કયું જીવન છે ? આ જીવનમાં કયા કયા ઉચિત કર્તવ્યો છે ! પાંચ ઇન્દ્રિયોના વિષયો કેવા અસાર છે ? મૃત્યુ કેવું ભયાનક છે ? કેવું અનિશ્ચિત છે...? મૃત્યુ પછી મારી કયી ગતિ થશે ?'

## યાદ નહીં, ફરિયાદ નહીં....




સુખોની યાદ....!

દુઃખોની ફરિયાદ....!

યાદ અને ફરિયાદમાં મન ઉલઝી ગયું છે. વિચાર-સૃષ્ટિના કેન્દ્રબિન્દુ બની ગયાં છે સુખ ને દુઃખ! પોતાના જ સુખો યાદ આવે છે..., પોતાના જ દુઃખોની ફરિયાદ કરૂં છું. જાણું છું કે આ 'આર્ત્તધ્યાન' છે. આર્ત્તધ્યાનનું ફળ પણ જાણું છું....છતાંયે આનાથી મુક્ત નથી થઈ શકતો.

આ બંધનમાં ભય અને પ્રલોભન વધુ ને વધુ તલપી રહ્યાં છે. નિર્ભયતા અને નિઃસ્પૃહતાથી હું વંચિત રહ્યો છું. નિર્ભયતાનો આનંદ અને નિઃસ્પૃહતાની પ્રસન્નતા માત્ર સ્વપ્ન બનીને રહી ગઈ છે. સુખોની યાદમાં ખ્યાલ જ નથી રહેતો કે 'હું પ્રલોભનના નાગપાશમાં જકડાઈ રહ્યો છું.' દુઃખોની ફરિયાદમાં ભાન જ નથી રહેતું કે 'હું ભય-વિષધરના ડંખથી બેહોશ બની રહ્યો છું.'

વનવાસમાં શ્રીરામનું અનુસરણ કરતાં.... શ્રીરામના પગલે પગલે પ્રસન્નતાથી આગળ વધતાં સીતાજીને યાદ કરૂં છું ને મારૂં મન એ મહાસતીના ચરણોમાં નમી પડે છે.

સુખોની કોઈ યાદ નહીં....દુઃખોની કોઈ ફરિયાદ નહીં....લક્ષ્મણજી તરફ આ દષ્ટિકોણથી જોઉં છું તો એઓ પણ યાદ-ફરિયાદથી અળગા છે!! એમના મનમાં તો પોતાના સુખ દુઃખનો વિચાર જ ક્યાં છે? માત્ર ભાઈ અને ભાભીના સુખ-દુઃખનો જ વિચાર છે એમના મનમાં!

વિચારૂં છું....કેવી રીતે એઓ યાદ-ફરિયાદ વગર જીવન જીવી રહ્યા હશે? સીતાજીએ ક્યારેય દશરથની વિરુદ્ધ કે કૈકેયીની વિરુદ્ધમાં કોઇ ફરિયાદ ના કરી! અરે, રામચંદ્રજીની વિરુદ્ધ લવ અને કુશ આગળ પણ ક્યારેય ફરિયાદ ન કરી! સીતાજીને જ્યાં પોતાના સુખોની જ યાદ નહોતી...ત્યાં પછી દુઃખોની ફરિયાદ ક્યાંથી હોય? એમણે પોતાના મનને સુખ-દુઃખના વિચારોમાં અટવાવા ના દીધું....જ્યાં સુધી એઓ રામચંદ્રજી પાસે રહ્યાં, એમણે શ્રીરામના સુખદુઃખનો વિચાર કર્યો, જ્યારે શ્રીરામથી જુદા થવું પડ્યું ત્યારે એમણે લવ-કુશના સુખ દુઃખના વિચાર કર્યા. જ્યારે લવ-કુશ પણ પોતાની પાસે ન રહ્યા ત્યારે તો તેઓ આત્મ-વિશુદ્ધિના ત્યાગમાર્ગ પર ચાલી નીકળ્યાં હતાં.

મારા મનમાં આ નિર્ણય તો થઈ જ ગયો છે કે સુખોની યાદ અને દુઃખોની ફરિયાદથી જ અશાંતિ અને સંતાપ છે. રાગ-દ્વેષનાં અનેક દ્વન્દ્વો છે. હું ઈચ્છું છું....ખરેખર, સમગ્રતાથી ઝંખું છું....આ દ્વન્દ્વોથી મુક્ત બની જવા માટે! ક્યારેક અન્તરાત્મા આક્રંદ કરી ઊઠે છે: 'મારે આ દુનિયામાં બીજું કશું જ નથી જોઈતું, મારે તો માત્ર નિર્દ્વન્દ્વ બનવું છે. કોઈ સુખની ચાહ નહીં....કોઈ દુઃખનો દાહ નહીં....'

દુનિયાના અબજો મનુષ્યોને જે સંયમજીવન નથી મળ્યું....એવું ઉત્તમ જીવન-શ્રમણ જીવન મને સાંપડ્યું છે. આ જીવનમાં નિર્દ્વન્દ્વ બનવાની સાધના શક્ય છે. જ્યારે દુનિયાદારીનું કોઈ બંધન મને છે જ નહીં તો પછી નાહક શા માટે સામે ચાલીને રાગ-દ્વેષનાં બંધન બાંધું? શા માટે સુખ-દુઃખની ફરિયાદોમાં મારી જાતને ઉલઝાવી દઉં? મેં સ્વેચ્છાએ સુખોનો ત્યાગ કર્યો છે, સ્વેચ્છાએ દુઃખોનો સ્વીકાર કર્યો છે....પછી સુખોની યાદ કેવી? દુ.ખોની ફરિયાદ કેવી?

આન્તરસાધનાનું કેવું અનુપમ જીવન મને મળી ગયું છે? પણ હાય, સુખ-દુઃખની યાદ-ફરિયાદે મારા મુક્ત જીવનને પણ બંધનોથી જકડી નાંખ્યું છે. ક્યારેક ક્યારેક આ બંધન મીઠાં અને મધુરાં પણ લાગે છે....પણ બંધન તો અંતે બંધન જ રહેવાનાં....બંધનમાં પ્રશમનો આનંદ ક્યાં? બંધનમાં પ્રસન્નતાની અનુભૂતિ ક્યાં?

બાહ્ય સુખનાં સાધનો ઉપલબ્ધ હોવા છતાંયે, બાહ્ય દુઃખ જરીયે ન હોવા છતાંયે, સુખ-દુઃખના વિચારો પણ ચિત્તની સ્વસ્થતાને હણી નાંખે છે....અશાંતિની લબકારા લેતી લ્હાય જીવનને ભરખી જવા લાગે છે.

ઓ પરમાત્મા, !

મને સુખોની યાદથી મુક્ત કરી દો....

મને દુઃખોની ફરિયાદથી મુક્ત કરી દો....

બસ, મારા પર આટલી કૃપા કરો....આટલી કૃપાના નીર જો મારા પર છાંટશો તો મને બધું જ મળી જશે.... જો મને આમાંથી મુક્તિ નહીં મળે તો હું મારી અપાત્રતા પર આંસુ સાર્યાં કરીશ....

જીવાત્મા અને શરીર બંને એક નથી, પણ જુદા છે. શરીર એ જીવન નથી. ને જે જીવ છે તે શરીર નથી. આ ભેદ-જ્ઞાન જે મનુષ્યને હોય છે એનો આંતર-આનંદ અખંડ અને અક્ષય બની જાય છે. એ વ્યક્તિ નિર્ભય બની જાય છે. કોઈ આધિ-વ્યાધિ કે ઉપાધિ એને દુઃખી નથી કરી શકતી. મૃત્યુ એને ભયભીત નથી બનાવી શકતું. 'હું આત્મા છું, શુદ્ધ-બુદ્ધ-મુક્ત અને અનંત શક્તિ સંપન્ન આત્મા છું. હું એ શરીર નથી. મારા માટે તો આ શરીર બંધન છે. હું સર્વથા શરીરના બંધનોથી મુક્ત રહેવા માગું છું.'

## સંવાદિતાની શરણાઈ...




શું વ્યર્થના વિવાદોમાં જ આ જીવનની યાત્રા અટવાઈ જશે? બાહ્ય જગતમાં વિવાદ અને આંતર જગતમાં પણ વિવાદ?

સંવાદ ક્યાં છે? બાહ્ય જગતમાં તો સંવાદ સંભવિત જ નથી....કારણ કે જગત એટલે પળેપળનો વિસંવાદ! સંવાદની શરણાઈના સૂરો સંસારની શેરીઓમાં નથી રેલાતા....અહીં તો વિવાદના વણથંભ્યા પડઘમ વાગી રહ્યાં છે ને જગતના મોટા ભાગના જીવો એ પડઘમના તાલે તાલે નાચી રહ્યા છે....!

દરેક વાતમાં વિવાદ...! વિવાદ કરવો ને વિજયી બનવું....બીજાને પરાજયની પીડા આપવી...બસ.... આમાં જ આનંદ. ..આમાં જ સંતોષ....!

ખેર, દુનિયાની દિવાલો તો વિવાદના પડઘમથી

પડઘાયા કરશે....કારણ કે દુનિયાની આ જ રીત છે-રસમ છે. પણ શું ધર્મક્ષેત્રની ધબકતી ધરામાં પણ આ જ વિકૃત મનોવૃત્તિઓનું જોર રહેશે ? ધર્મશાસ્ત્રોની દુહાઈ દઇ દઈને પણ વિવાદ ? આત્મ-કલ્યાણની વાતોમાં પણ વિવાદનું વિષ પેસવા માંડ્યું છે, ક્યાં ક્યાં લગી ચાલ્યા કરશે આ વિવાદોની વણઝાર ? શું ક્યારેય આ વણઝાર નહીં થંભે ? શું આ વિવાદો ક્યારેય ખતમ નહીં થાય ? એક વિવાદના વાદળ વીખરાયાં ન વીખરાયાં....ત્યાં તો અન્ય વિવાદનાં વાદળાં ચડી આવે છે ! શું માનવીના સ્વભાવમાં જ છે આ બધું ? સંવાદની શરણાઇ એવા અસ્તિત્વને ક્યારેય નહીં સાંપડે ?

ક્યારેક કોઈને કહેતો સાંભળું છું : 'જો આ વિવાદ ઉકલી જાય તો સમાજમાં શાંતિ સ્થપાઈ જાય....પરિવારમાં પ્રસન્નતા પમરી ઉઠે....' મને હસવું આવી જાય છે.... અરે, ભલા, જેને વિવાદની જ મઝા માણવી છે....એને સંવાદ સજારૂપ જ લાગશે ! સંવાદના સૂરો એમને નહીં ખેંચી શકે ! '

'વાદ-પ્રતિવાદના સહારે તત્ત્વનિર્ણય નથી થઈ શકતો,' આનું બોલનારા પણ જ્યારે વાદ-પ્રતિવાદથી જ તત્ત્વ નિર્ણયની જીદ કરતાં નજરે પડે છે, ત્યારે મન ક્ષુબ્ધ બની જાય છે. એ બિચારા તત્ત્વને જ સમજતા નથી પછી નિર્ણય શેનો કરવાના ? અતત્ત્વને તત્ત્વનું રૂપકડું આવરણ ઓઢાડીને 'વિવાદનાં' વાજાં વગાડ્યે રાખવાનાં.

'અહં 'ને પુષ્ટ કરવામાં ને કરવામાં તેઓ ઘોર અશાંતિની આગમાં ઝીંકાઈ જાય છે !

વિવાદમાં અશાંતિની આગના લબકારા છે !

સંવાદમાં શાંતિની શરણાઇના ધણકારા છે !

પણ કોને જઈને સમજાવું આ પરમ સત્ય ? હાં, જો મારું મન સ્વીકારી લે આ સત્ય....તોયે ઘણું છે ! મારું મન તો વિવાદના વળગાડથી ઘેરાઈ ગયું છે ! અને એક હું છું તે સંવાદને વિવાદમાં સ્થાપવા નીકળ્યો છું ! આ સંભવી કેમ શકે ? સંવાદ માટે વિવાદ કરવો જરૂરી નથી. બીજાના વિવાદો દૂર કરવા માટે પણ વિવાદ કરવાની આવશ્યકતા નથી !

અંતઃકરણ પણ કેવું વિવાદગ્રસ્ત બની ગયું છે ?

અન્તર્વૃત્તિઓનો વિવાદ !

અન્તર્દ્વન્દ્વો નો વિવાદ !

—કેમ કરીને સમતા—રસની પ્રાપ્તિ કરૂં ? વિવાદગ્રસ્ત અંતઃકરણમાં પરમાત્માની પ્રતિષ્ઠા તો શું, પણ પગલાં નથી થઈ શકતાં ! પરમાત્માની પ્રતિષ્ઠા થાય છે સંવાદિતાની સુવાસથી તરબતર અંતરમાં ! અને સમતા—રસની પ્રાપ્તિ તો જ થાય, જો પરમાત્મા પ્રાણમાં પ્રતિષ્ઠિત હોય....નહીંતર નહીં ! મંદિરોમાં પરમાત્માની પ્રતિમાઓ પ્રતિષ્ઠિત કરવામાત્રથી આત્મભાવ નિર્મળ નથી બની શકતો. આત્માના આરામગૃહમાં સંવાદિતાની શરણાઈ

પડઘાયા કરશે....કારણ કે દુનિયાની આ જ રીત છે–રસમ છે. પણ શું ધર્મક્ષેત્રની ધબકતી ધરામાં પણ આ જ વિકૃત મનોવૃત્તિઓનું જોર રહેશે ? ધર્મશાસ્ત્રોની દુહાઈ દઇ દઈને પણ વિવાદ ? આત્મ–કલ્યાણની વાતોમાં પણ વિવાદનું વિષ પેસવા માંડ્યું છે, ક્યાં ક્યાં લગી ચાલ્યા કરશે આ વિવાદોની વણઝાર ? શું ક્યારેય આ વણઝાર નહીં થંભે? શું આ વિવાદો ક્યારેય ખતમ નહીં થાય ? એક વિવાદના વાદળ વીખરાયાં ન વીખરાયાં....ત્યાં તો અન્ય વિવાદનાં વાદળાં ચડી આવે છે ! શું માનવીના સ્વભાવમાં જ છે આ બધું ? સંવાદની શરણાઇ એવા અસ્તિત્વને ક્યારેય નહીં સાંપડે ?

ક્યારેક કોઈને કહેતો સાંભળું છું : ‘ જો આ વિવાદ ઉકલી જાય તો સમાજમાં શાંતિ સ્થપાઈ જાય....પરિવારમાં પ્રસન્નતા પમરી ઉઠે....’ મને હસવું આવી જાય છે.... અરે, ભલા, જેને વિવાદની જ મઝા માણવી છે....એને સંવાદ સજારૂપ જ લાગશે ! સંવાદના સૂરો એમને નહીં ખેંચી શકે ! ’

‘વાદ–પ્રતિવાદના સહારે તત્ત્વનિર્ણય નથી થઈ શકતો,’ આનું બોલનારા પણ જ્યારે વાદ–પ્રતિવાદથી જ તત્ત્વ નિર્ણયની જીદ કરતાં નજરે પડે છે, ત્યારે મન ક્ષુબ્ધ બની જાય છે. એ બિચારા તત્ત્વને જ સમજતા નથી પછી નિર્ણય શેનો કરવાના ? અતત્ત્વને તત્ત્વનું રૂપકડું આવરણ ઓઢાડીને ‘વિવાદનાં’ વાજાં વગાડ્યે રાખવાનાં–

આગમન પછી કોઈ વિવાદ કે વિસંવાદના પડઘમ નથી પડઘાતા.

હું તો આટલું જ સમજું છું ને સ્વીકારું છું કે 'જ્યાં સુધી મનના મંદિરિયે પરમાત્માની સ્થાપના નહીં થાય, ત્યાં સુધી સંવાદિનાની શરણાઈ નહીં રણકે.... !!!'





સર્વત્ર બુદ્ધિવાદનો આશ્રય ન લો.

બુદ્ધિનો ઉપયોગ જરૂર પુરતો જ કરો. તમારી પાસે ઘણી બુદ્ધિ હોય તો ભલે, પણ તેને દરેક સ્થળે ઠાલવી ન દો ! લાગણીઓના સંબંધમાં બુદ્ધિ કામ ન લાગે, સ્નેહી-સ્વજનો અને મિત્રોમાં બુદ્ધિનો ખૂબ પરિમિત ઉપયોગ કરો.

બીજાઓની લાગણીને સમજો, લાગણીને જુઓ અને લાગણીઓને ખીલવો. બુદ્ધિવાદથી લાગણીઓના કુમળા છોડને કાપી ન નાંખો.



નથી વાગતી. ..મનના મંદિરમાં પરમાત્માને પ્રતિષ્ઠાપવા જોઇએ.

વિવાદ....વિસંવાદનો કેવો કારમો ઘોંઘાટ ઘૂમરાય છે ચારેબાજુ ? વિવાદજન્ય વિજયનો ઉન્માદ વિવાદ-જન્ય પરાજયનું કારમું રૂદન, હર્ષ અને વિષાદ....આનંદ અને અવસાદના વિષચક્રમાં ઉલઝી ગયું છે મારું મન ! ક્યારે મુક્ત બનશે આ વિષચક્રમાંથી મારું મન ? સમયની રેતી તો સરક્યા જ કરે છે....માનવજીવનની પળો ધસમસતી નદીની જેમ વહે જાય છે....!

અંતરાત્મા સંવાદને ઝંખે છે સંવાદિતાની ચાહ અને રાહ છે અંતરાત્માને ! પરંતુ વાસનાથી વિવશ આ મન વિવાદમાં વધુ ને વધુ ઉલઝતું જાય છે....આ પણ વિસંવાદ જ છે ને ? આંતરસંઘર્ષ ! ભલે, સંઘર્ષ ચાલતો રહે.... સંઘર્ષનું પરિણામ જો સંવાદિતામાં આવી જાય તો બસ !

ઇન્દ્રિયો શાંત બની જાય અને મન પ્રશાંત બની જાય....! તો સંવાદ જ સંવાદ છે ! પ્રશાંત મનમાં પરમાત્માનું પ્રતિબિંબ ઝીલાય છે, શાંત ઈન્દ્રિયો એ પ્રતિબિંબમાં કેન્દ્રિત બની જાય છે....ત્યારે અપૂર્વ સમત્વની સંપ્રાપ્તિ થાય છે. પરમાત્માની વીતરાગતા અને સર્વજ્ઞતા જ્યારે મનને મોહી લે છે, ત્યારે સહજપણે પરમાત્માના પગલાં મનની મેડીએ પડે છે....પરમાત્માના આગમન પછી

આગમન પછી કોઈ વિવાદ કે વિસંવાદના પડઘમ નથી પડઘાતા.

હું તો આટલું જ સમજું છું ને સ્વીકારું છું કે 'જ્યાં સુધી મનના મંદિરિયે પરમાત્માની સ્થાપના નહીં થાય, ત્યાં સુધી સંવાદિતાની શરણાઈ નહીં રણકે.... !!!'





સર્વત્ર બુદ્ધિવાદનો આશ્રય ન લો.

બુદ્ધિનો ઉપયોગ જરૂર પુરતો જ કરો. તમારી પાસે ઘણી બુદ્ધિ હોય તો ભલે, પણ તેને દરેક સ્થળે ઠાલવી ન દો ! લાગણીઓના સંબંધમાં બુદ્ધિ કામ ન લાગે, સ્નેહી–સ્વજનો અને મિત્રોમાં બુદ્ધિનો ખૂબ પરિમિત ઉપયોગ કરો.

બીજાઓની લાગણીને સમજો, લાગણીને જુઓ અને લાગણીઓને ખીલવો. બુદ્ધિવાદથી લાગણીઓના કુમળા છોડને કાપી ન નાંખો.



## યૌવનને અજવાળો...!

**૨૬**

યૌવન !

શું યૌવન અભિશાપ છે ?

શું યૌવન આશીર્વાદ છે ?

ઉન્માદ, ઉદ્ધતાઈ અને અવિચારીપણાએ આજે યૌવનને ભરડો લીધો છે! જે યૌવન આ ભરડામાં નથી જકડાયું, એ યૌવન આશીર્વાદરૂપ બની જાય છે.... પણ આજે એ આશીર્વાદની અમરવેલ સમા યૌવનને ક્યાં જઈને શોધું ?

પાંચે ઈન્દ્રિયો ઉન્મત્ત બનીને તાંડવનૃત્ય કરી રહી છે....એ ભીષણ તાંડવનૃત્યના કારણે કેવો ભયાનક વિનાશ સર્જાઈ રહ્યો છે....? પવિત્રતાનું લીલામ બોલાય છે.... પ્રસન્નતાના પ્રાણ રૂંધાઈ રહ્યા છે! પોતાની શાંતિનો નાશ....બીજાની શાંતિની હત્યા....ઉન્મત્ત યૌવન વિનાશનું ડાકલું વગાડતું નાચે જ જાય છે....નાચે જ જાય છે....! આ વિનાશી નૃત્યમાં પરિવાર સમાજ અને રાષ્ટ્ર ભેગાં

ભળ્યાં છે....અરે! આખું જગત જોડાઈ ગયું છે આ નૃત્યમાં! કેટલાક થોડા લોકો માત્ર પ્રેક્ષક બનીને ભાળી રહ્યાં....કોણ આ ભીષણ નૃત્યને બંધ કરે! જે બંધ કરાવવાની બાલિશ ચેષ્ટા કરવા જાય છે....એ પોતે જ આખરે એ નૃત્યમાં જોડાઈ જાય છે! શબ્દ–રૂપ–રસ–ગંધ–સ્પર્શના અસંખ્ય વિષયોનો પ્રચ્છન્ન અને પ્રગટ ભોગ યૌવનને વધુને વધુ મદોન્મત્ત બનાવે છે.

ઉન્માદની સાથે દોસ્તી ઉદ્ધતાઈ કરે છે, ઔચિત્ય નહીં. અભિશપ્ત યૌવનની આંગળીઓમાં ઔચિત્યની આંગળીઓ નથી પરોવાતી! આજે આવા યૌવન પારોથી વિનય–નમ્રતા અને વિવેકીપણાની આશા કરવી વ્યર્થ છે. અર્થવિહીન છે. પારિવારિક જીવન-વ્યવસ્થામાંથી વિનયને દેશવટો મળી ચૂકયો છે! નમ્રતાને નંદવાઈ જવું પડયું છે. વિવેક તો મરનાઓની સોડમાં લપાઈ ગયો છે.

સામાજિક જીવન–પદ્ધતિમાં ઉદ્ધતાઈ માઝા મૂકતી જાય છે....જ્ઞાની અને અનુભવી પુરુષોનો અનાદર વધતો જાય છે. 'બહુમતિ' અને 'લઘુમતિ'ના ભૂતડાંઓ સમાજને ઘેરી વળ્યાં છે....અજ્ઞાની અને અનુભવહીન માણસો બહુમતિ ધરાવતા થઈ ગયા છે. આવા સમાજમાં ઔચિત્યપૂર્ણ વ્યવહારનો ઉઘાડ થાય કેવી રીતે? ઉન્મત્ત યૌવનની ઉદ્ધતાઈ સમાજમાં ડગલે ને પગલે અશાંતિ, કલહ અને વૈમનસ્યનાં બીજો વાવી રહી છે. ઉન્મત્ત હૃદયમાં ઔચિત્યના વિચારો નથી જાગી શકતા. ઉદ્ધતાઈ ઉપકારી

–પરમઉપકારી પુરુષોનો અનાદર કરાવે છે....આનાથી ઉપકારી તત્ત્વનો હ્રાસ થતો જાય છે....ઉપકારની પ્રતિષ્ઠા ધીમે ધીમે તૂટતી જાય છે....!

સુવિચાર, દીર્ઘદર્શિતાભર્યો વિચાર....આત્મલક્ષી વિચાર....ઉન્મત્ત યૌવનમાં હવે જોવા નહીં મળે! શાંત અને સ્વસ્થ યૌવનના સરવરમાં જ સુવિચારનાં કમળ ખીલી શકે! સંયમિત યૌવનના આકાશમાં જ દીર્ઘ-દર્શિતાનો દિનકર દીપી શકે! જ્ઞાનપૂત યૌવનની અવનિમાં જ આત્મલક્ષી વિચારોનું વાવેતર થઈ શકે. યૌવનની સાથે આજે તો અવિચારીપણાના છેડાછેડી બંધાઈ ગયા છે.

આજનો યુવાન ક્યાં પોતાના ભાવિ જીવનનો વિચાર કરે છે? પોતાના આરોગ્ય....પોતાની શાંતિ....પોતાની પવિત્રતાના વિચારો કરવાની ક્ષમતા જ ક્યાં છે એનામાં? પરલોકનાં જીવનની તો એને કલ્પના પણ ક્યાંથી હોય? આત્મવિશુદ્ધિની વાતને તો એની શમણાંઓની દુનિયામાં પણ સ્થાન નથી! માત્ર વર્તમાનકાલીન વિષયોપભોગની ભૂતાવળોમાં ભાગમભાગ કરવાનું જ એના લમણે લખાયું છે!

ઉન્મત્ત, ઉદ્ધત્ત અને અવિચારી યૌવન પર ધર્મના ઉપદેશો કશી જ અસર નથી કરી શકતા...નાહ્યા પછી દેહ પરથી સરી જતા પાણીની જેમ ઉપદેશોનાં વચનો સરી પડે છે. આવા લોકોને ધર્મોપદેશ આપવાની જ્ઞાની

પુરુષોએ ના પાડી છે. ઉન્મત્તને ઉપદેશ ન આપો. ઉદ્ધતને ઉપદેશદાન ન કરો, અવિચારીને ઉપદેશ ન આપો. જો આપશો તો એની ઊંધી પ્રતિક્રિયા આવશે.

ઘણું વિચારું છું....યૌવનને આ અભિશાપમાંથી કેમ મુક્ત કરી શકાય? ઉન્માદ, ઉદ્ધતાઈ અને અવિચારી-પણાનો અભિશાપ કેમ કરીને અળગો કરી શકાય? ઉપાય નથી જડતો! જે ઉપાય જડે છે, તે સહેલો નથી લાગતો. રાષ્ટ્રવ્યાપી–વિશ્વવ્યાપી આ અભિશાપને દૂર કરવો એ કંઈ સહેલું કામ નથી! સમષ્ટિગત નહીં તો વ્યક્તિગત રૂપે પણ આ કાર્યને હાથ ધરવું જ જોઈએ. ઓછામાં ઓછું, ધર્મક્ષેત્રમાં પ્રવિષ્ટ યુવાનોને તો આ અભિશાપથી અળગા કરવા જ જોઈએ. આ માટે વિધવિધ ઉપાયો–આયોજનો કરી શકાય. વિનય, નમ્રતા અને વિચારશીલતાથી યૌવનને સુરભિત કરવું જોઈએ.... આવું સુરભિત–સુવાસિત યૌવન જ ધર્મપુરુષાર્થ માટે સક્ષમ બની શકશે.



## સ્વમાન સાચવવા જેવું છે!

૨૭

એણે એક દિવસ મને કહ્યું : 'મહારાજશ્રી, હું અભિમાન કરવાનું પસંદ નથી કરતો, પણ સ્વમાન-ખાતર તો જાતને પણ જલાવી દઉં !'

મેં એ વખતે એને કોઈ જવાબ ન આપ્યો, પણ એના બે શબ્દો 'સ્વમાન અને અભિમાન' વિશેષ રૂપે મને યાદ રહી ગયા....યાદ રહ્યા એટલું જ નહીં પણ મારા ચિંતનના વિષય બની રહ્યા. 'સ્વમાન' ઉપાદેય કેવી રીતે? 'અભિમાન' ત્યાજ્ય કેમ ?

એક બીજા મહાનુભાવ ભેટી ગયા....થોડા ભણેલા-ગણેલા હતા, એમણે વાતવાતમાં મને કહ્યું: મહારાજશ્રી, હું ખૂબ **સ્વાભિમાની** માણસ છું....ઈન્સાનને સ્વાભિમાન તો હોવું જ જોઈએ !'

પહેલા મળેલા ભાઈએ '**સ્વમાન**' ને ઉપાદેય બતાવ્યું આ બીજા ભાઈએ વળી '**સ્વાભિમાન**' ને ઉપાદેય બતાવ્યું, કર્તવ્ય રૂપ બતાવ્યું. 'માન અને અભિમાન ત્યાજ્ય,

સ્વમાન અને સ્વાભિમાન ઉપાદેય, આ લોકરૂઢિ કેમ વિકસી હશે ? જ્ઞાની પુરુષોએ તો માનને કષાયની કક્ષામાં મૂક્યું છે. અને કષાયને તો ત્યાજ્ય–હેય કહેવામાં આવ્યા છે. શું 'માન' કષાય 'સ્વમાન' કે 'સ્વાભિમાન'નો બુરખો ઓઢી લેવા માત્રથી 'કષાય' મટી જાય છે? એમાં પછી હેયતા–ત્યાજ્યતા નથી રહેતી ?

અજ્ઞાની લોકોની વાત જવા દો, મેં સારા એવા વિદ્વાનો પાસેથી સાંભળ્યું છે કે : 'સ્વમાન તો બધાને વહાલું હોય છે...અમે અપમાનિત થવાનું પસંદ નથી કરતા !' જ્યારે બધા જ સ્વમાનના સ્વર્ગમાં રહેવાનું પસંદ કરે છે, ત્યારે મારા માટે એ વિષયમાં ખૂબ જ ગંભીરતાથી વિચારવું આવશ્યક બની ગયું.

માન અને અભિમાનની આગળ 'સ્વ' જોડવાથી, સ્વ–માન, સ્વ–અભિમાન. કેવો જાદુ થઈ જાય છે, કે હેયમાંથી ઉપાદેય બની જાય છે ! અપ્રશસ્ત પ્રશસ્ત બની જાય છે ! આ જાદુ છે 'સ્વ'નો ! 'સ્વ'નો અર્થ છે પોતાનું. સ્વમાન એટલે પોતાનું માન. માન અને પોતાનું માન, આમાં શાબ્દિક અને આર્થિક ( અર્થની દૃષ્ટિએ ) શું અંતર છે....? મેં ઘણું વિચાર્યું....પણ ચિત્ર સ્પષ્ટ ન થયું. ઘણા દિવસોથી અસ્પષ્ટ બની રહ્યો'તો આ વિષયમાં.

કાલે રાત્રે અચાનક એક સાદ સંભળાયો :

'દેહાભિમાન છોડ....આત્માભિમાની 'બન !' સાદ ક્યાંથી આવ્યો....? કોણે સાદ કર્યો....? ખબર ન પડી.. પણ

વાત માર્કાની હતી. 'સ્વ'નો ભેદ ઉઘડી ગયો. 'સ્વ' એટલે આત્મા! સ્વમાન=આત્માનું માન, સ્વાભિમાન= આત્માનું અભિમાન. આત્માના અસ્તિત્વની સભાનતા, શુદ્ધ આત્મસ્વરૂપની સભાનતા હોવી જોઈએ.

'હું જડ નથી....પૌદ્ગલિક નથી. હું ચૈતન્યસ્વરૂપ આત્મા છું. અનાદિકાળથી જડ કર્મપુદ્ગલોએ મારા પર આધિપત્ય જમાવ્યું છે....મારી સાથે એવો વ્યવહાર કરે છે એ કર્મપરમાણુ કે જાણે મારું તો કોઈ અસ્તિત્વ જ ન હોય! એ જડ પરમાણુઓથી પણ અનંતગણી શક્તિ મારામાં છે....હું હવે એ કર્મોની શિરજોરી નહીં ચલાવી લઉં!'

'હું પૂર્ણજ્ઞાની છું, અને મને આ કર્મોએ અજ્ઞાની અને વિષાદભર્યો બનાવી દીધો છે, આને હું મારું અપમાન ગણું છું....હું અકષાયી–વીત-રાગ છું...દુષ્ટ કર્મોએ મને રાગી–દ્વેષી બનાવી દીધો છે, હું આને મારું ઘોર અપમાન સમજું છું....હું અનંત શક્તિનો સ્રોત છું, છતાંયે આ કર્મોએ મને અશક્ત, નિર્વીર્ય અને કાયર બનાવ્યો છે, આને હું મારું અપમાન માનું છું. હું અમૂર્ત છું....અરૂપી છું પણ કર્મોએ મને મૂર્ત–રૂપી બહુરૂપી બનાવી દીધો....શું આ મારું અપમાન નથી? હું જન્મ–મૃત્યુથી જુદો છું, અજન્મા અને અમર છું, આ કર્મોએ મને જનમ–મરણની જાળમાં ફસાવ્યો છે, શું આ મારું સ્વમાનભંગ નથી?

વાત મારકાંની હતી. 'સ્વ'નો ભેદ ઉઘડી ગયો. 'સ્વ' એટલે આત્મા! સ્વમાન=આત્માનું માન, સ્વાભિમાન= આત્માનું અભિમાન. આત્માના અસ્તિત્વની સભાનતા, શુદ્ધ આત્મસ્વરૂપની સભાનતા હોવી જોઇએ.

'હું જડ નથી....પૌદ્ગલિક નથી. હું ચૈતન્યસ્વરૂપ આત્મા છું. અનાદિકાળથી જડ કર્મપુદ્ગલોએ મારા પર આધિપત્ય જણાવ્યું છે....મારી સાથે એવો વ્યવહાર કરે છે એ કર્મપરમાણુ કે જાણે મારૂં તો કોઈ અસ્તિત્વ જ ન હોય! એ જડ પરમાણુઓથી પણ અનંતગણી શક્તિ મારામાં છે....હું હવે એ કર્મોની શિરજોરી નહીં ચલાવી લઉં!'

'હું પૂર્ણજ્ઞાની છું, અને મને આ કર્મોએ અજ્ઞાની અને વિષાદભર્યો બનાવી દીધો છે, આને હું મારૂં અપમાન ગણું છું....હું અકષાયી–વીત-રાગ છું....દુષ્ટ કર્મોએ મને રાગી–દ્વેષી બનાવી દીધો છે, હું આને મારૂં ઘોર અપમાન સમજું છું....હું અનંત શક્તિનો સ્રોત છું, છતાંયે આ કર્મોએ મને અશક્ત, નિવીર્ય અને કાયર બનાવ્યો છે, આને હું મારૂં અપમાન માનું છું. હું અમૂર્ત છું....અરૂપી છું પણ કર્મોએ મને મૂર્ત–રૂપી બહુરૂપી બનાવી દીધો....શું આ મારૂં અપમાન નથી? હું જન્મ–મૃત્યુથી જુદો છું, અજન્મા અને અમર છું, આ કર્મોએ મને જનમ–મરણની જાળમાં ફસાવ્યો છે, શું આ મારૂં સ્વમાનભંગ નથી?

વાત માર્કાની હતી. 'સ્વ'નો ભેદ ઉઘડી ગયો. 'સ્વ' એટલે આત્મા! સ્વમાન=આત્માનું માન, સ્વાભિમાન= આત્માનું અભિમાન. આત્માના અસ્તિત્વની સભાનતા, શુદ્ધ આત્મસ્વરૂપની સભાનતા હોવી જોઈએ.

'હું જડ નથી....પૌદ્‌ગલિક નથી. હું ચૈતન્યસ્વરૂપ આત્મા છું. અનાદિકાળથી જડ કર્મપુદ્‌ગલોએ મારા પર આધિપત્ય જમાવ્યું છે....મારી સાથે એવો વ્યવહાર કરે છે એ કર્મપરમાણુ કે જાણે મારું તો કોઈ અસ્તિત્વ જ ન હોય! એ જડ પરમાણુઓથી પણ અનંતગણી શક્તિ મારામાં છે....હું હવે એ કર્મોની શિરજોરી નહીં ચલાવી લઉં!'

'હું પૂર્ણજ્ઞાની છું, અને મને આ કર્મોએ અજ્ઞાની અને વિષાદભર્યો બનાવી દીધો છે, આને હું મારું અપમાન ગણું છું....હું અકષાયી–વીત-રાગ છું....દુષ્ટ કર્મોએ મને રાગી–દ્વેષી બનાવી દીધો છે, હું આને મારું ઘોર અપમાન સમજું છું....હું અનંત શક્તિનો સ્રોત છું, છતાંયે આ કર્મોએ મને અશક્ત, નિર્વીર્ય અને કાયર બનાવ્યો છે, આને હું મારું અપમાન માનું છું. હું અમૂર્ત છું....અરૂપી છું પણ કર્મોએ મને મૂર્ત–રૂપી બહુરૂપી બનાવી દીધો....શું આ મારું અપમાન નથી? હું જન્મ–મૃત્યુથી જુદો છું, અજન્મા અને અમર છું, આ કર્મોએ મને જન્મ–મરણની જાળમાં ફસાવ્યો છે, શું આ મારું સ્વમાનભંગ નથી?

આવું આત્માભિમાન હોવું જ જોઈએ માણસ ને! આત્મસ્વરૂપનું અપમાન, આત્મસ્વરૂપની અવહેલના ન જ ચલાવી લેવી જોઈએ.

દેહાભિમાન જરી પણ ન હોવું જોઈએ. કોઈએ મારૂં અપમાન કર્યું....મારા નામને બદનામ કર્યું....ભલે કર્યું....મારે આને મારૂં અપમાન નહીં ગણવું જોઈએ.... સન્માન અને અપમાન આ બંને કર્મોની જ દેણ છે.

સ્વમાન અને સ્વાભિમાનનું રહસ્યોદ્‌ઘાટન થઈ ગયું! મન આનંદથી નીતરી રહ્યું....! હવે સ્વમાની બનીને જીવવામાં મઝા આવી જશે! અપમાનને સહજતાથી સહેવાની કળા જડી ગઈ મને....



## પ્રીત ! એક પરમાત્માની સાથે... ૨૮

અહો....! રાગી અને દ્વેષી જીવોને રીઝવવા માટે મેં મારો કેટલો બધો અણમોલ સમય વેડફી નાંખ્યો? માનવજીવનની વેળા વ્યર્થમાં ગુમાવી દીધી....આ કંઈ નાનો-સૂનો અપરાધ નથી....આ કંઈ નાનું સૂનું પાપ નથી, આ બહુ મોટું પાપ છે.

વીતરાગ પરમાત્મા સાથે પ્યાર ના કર્યો....એમને રીઝવવા માટેના કોઈ પ્રયત્નો ના કર્યા....કેવીરીતે એમની સાથે પ્રેમ કરૂં? એમની ઓળખાણ જ મને ક્યાં હતી? એમના મંદિરમાં ચોક્કસ જતો હતો, એમની પ્રતિમાનાં દર્શન પણ કરતો હતો....સ્તુતિ-પ્રાર્થના પણ મેં ઘણી કરી....પણ ક્યારેય એમની સાથે પ્રેમ ના થયો, એમને રીઝવવાનો વિચાર સરખોયે ના આવ્યો.... કેવી કાળી કમનસીબીની ટીલી લાગી ગઈ મારા લલાટે ?

મારે પરમાત્મા સાથે કંઈ લેવા લેવા જ નહોતી....! મારે લેવા-દેવા હતી દુનિયા સાથે....! હું માનતો હતો કે

'દુનિયામાં જીવવા માટે દુનિયાને ખુશ રાખવી જોઈએ.... દુનિયા જો ખુશ હશે, તો મને મારા મનમાન્યાં સુખો મળી શકશે. દુનિયા જો નારાજ હશે, તો દુનિયા પાસેથી મને સુખ નહીં મળે!' મેં મારી દુનિયાને ખુશ રાખવાના બધા જ પ્રયત્નો કર્યા.

આટલું જ નહીં, જેનાથી મને સુખ મળવાની આશા ન રહી....જેની જેની સાથે મને કોઈ મતલબ ન રહી એમને ખુશ કરવાનું છોડી દીધું....નવી દુનિયાને શોધવા લાગ્યો....મળી ગઈ ફરી પાછી કોઈ નવી દુનિયા....! તો એ દુનિયાને ખુશ કરવાનું ચાલુ કરી દીધું....! મેં દુનિયાનો ત્યાગ ન કર્યો....પણ દુનિયા બદલતો રહ્યો.... આવર્તન અને પરિવર્તનમાં ગૂંચવાઈ ગયો. પરમાત્મા-સૃષ્ટિથી કોઇ નાતો ન રહ્યો....કોઈ લાગ-લગાવ ન રહ્યો. કોઈ વિચાર પણ નહોતો રહ્યો પરમાત્મા અંગેનો. 'સમગ્ર વિશ્વમાં સ્નેહ અને પ્રેમ કરવા યોગ્ય પરમાત્મા જ છે,' આ વાત સમજ્યો જ નહોતો, સમજાવનાર કોઇ મળ્યું હશે....આજે મને યાદ નથી, પણ હું સમજવાનો હતો જ ક્યાં??

પરમાત્માને ભૂલી જવાનું કેટલું મોટું પાપ થઈ ગયું મારા જીવનમાં? દુનિયાને ખુશ કરવાના જેટલા પ્રયત્નો કર્યા....એટલા પ્રયત્નો તો નહીં ..અડધા પણ નહીં. અરે! થોડા પ્રયત્ન પણ કરત એ પરમાત્માને ખુશ કરવાના....પરમાત્મા સાથે સ્નેહ બાંધત તો આજે

મારો આત્મા કેવા અવિનાશી અને સ્વાધીન સુખને મેળવી લેત !

દુનિયાના લોકો....રાગી-દ્વેષી લોકો, મારા પ્રત્યે ખુશ હોય કે નાખુશ....મારા પ્રત્યે રાગી હોય કે દ્વેષી.... મને એમની સાથે કોઈ મતલબ નથી....મને એમના પ્રત્યે કોઈ વૈર નથી....કોઈ દ્વેષ નથી. મારો આંતર સંબંધ હવે માત્ર પરમાત્માની સાથે જ રહેશે. હવે મારા તમામ પ્રયત્નો પરમાત્માની પ્રીતિ પ્રાપ્ત કરવાના જ રહેશે. હવે મને દૃઢ વિશ્વાસ થઈ ગયો છે કે : પરમાત્માની સાથે પ્રીત થઈ શકે છે....અને પરમાત્માની સાથે આંતર-જગતમાં સંબંધ પણ રચી શકાય છે. હવે મેં આવા આંતર-જગતનો કંઈક આભાસ મેળવી લીધો છે. એ આંતર-જગતમાં જ પરમ આનંદ મળે છે....પરમ સુખ સાંપડે છે....પરમસુખનો રસાસ્વાદ મળે છે.

આ વાત સમજાવવાથી કોઈ નથી સમજી શકતું. દીર્ઘકાલીન અનુભવોની એરણ પરથી પસાર થયા પછી જ આ વાત સ્વયં સ્ફુરિત થાય છે. દુનિયાની અસંખ્ય ગલીઓમાં ભટકી ભટકીને....જ્યારે તૃપ્ત થઈ જાય...., દુનિયાથી સુખ....શાંતિ....પ્રસન્નતા નહીં મળે....ક્યારેય નહીં મળે....' આ વાત અનુભવથી જણાશે ત્યારે જ પરમાત્મા પ્રત્યે આંખો ઉઘડવાનો સંભવ છે.

રાગદ્વેષની પ્રચુરતા અતિ ભયાનક છે. આ પ્રાચુર્યમાં પરમાત્મા-માધુર્યની અનુભૂતિ અસંભવ છે! મોહના

પ્રાબલ્યમાં પરમાત્માના માંગલ્યની કોઇ સંભાવના નથી ! રાગ, દ્વેષ અને મોહ જ્યારે ઉપશાંત બને ત્યારે જ પરમાત્મ-સૃષ્ટિ પ્રત્યે દૃષ્ટિ ખૂલે છે....પરમાત્માની સાથે પ્રીતિનો દોર બાંધવાનો વિચાર આવે છે. એક પરમાત્મા સિવાય બીજા કોઈનીય સાથે પ્રીત નહીં કરવાનો સંકલ્પ કેળવાય છે. મહાન યોગી શ્રી આનંદઘનજીના શબ્દો શ્રુતિમધુર બનીને મારા અસ્તિત્વને ઝકઝોરે છે :

**'ઋષભ જિનેશ્વર પ્રીતમ માહરો...**
**ઔર ન ચાહું રે કંત...'**

'મારો પ્રિયતમ છે એક પરમાત્મા ઋષભદેવ ! એના સિવાય કોઈ બીજાને હું મારા પ્રિયતમ રૂપે નથી ઇચ્છતો.'

હું પણ આ સંકલ્પ કરું છું કે 'હવે મારા પ્રિયતમ એક પરમાત્મા જ છે. એમના સિવાય કોઈનેય હું મારો પ્રિયતમ નહીં માનું....હવે કોઈ પણ રાગી-દ્વેષી અને મોહાન્ધ વ્યક્તિ મારા પરમ પ્રેમનું પાત્ર નહીં રહે....'

  

# સેવા પણ સદ્‌ભાવસભર !




ગઈ કાલે રાત્રે સ્મરણની વીથિમાં અચાનક મહામુનિ નંદિષેણ ભેટી ગયા. ધર્મગ્રન્થોમાં એમના માટે કેટલાક વરસો પૂર્વે મેં થોડું ઘણું વાંચેલું, ત્યારથી જ મારા મનમાં એમના પ્રત્યે બહુમાન–હાર્દિક અહોભાવ જાગ્યો હતો. શા માટે અહોભાવ–બહુમાન પેદા થયાં, હું નથી જાણતો.... એવી કોઇ વિશિષ્ટ પ્રતિભાનાં પુષ્પો નહોતાં પાંગર્યાં એમના વ્યક્તિત્વમાં, એવી કોઈ વિદ્વતાની વીજરેખાપણ એમના વ્યક્તિત્વને નિખારતી નહોતી....નહોતા એ પ્રવચન-કાર....કે કવિ કે લબ્ધિસંપન્ન ચમત્કારિક પુરુષ ! મેં એ ગ્રંથમાં વાંચેલું કે એઓ એક નમ્ર સાધુસેવા કરનાર મહાત્મા હતા. માત્ર બાહ્ય સેવા નહીં....એમના હૈયામાં રૂગ્ણ–ગ્લાન સાધુ પુરુષો પ્રત્યે પ્રેમ–સદ્‌ભાવ હતો, અવિહડ પ્રીતિ હતી.

મારા હૈયામાં નંદિષેણ માટે પ્રેમ થઈ આવ્યો, આનું કારણ તો બીજું જ હતું. સાધુપ્રીતિ અને ગ્લાન-સેવા જેવા ગુણો તો આજે પણ ઘણા સાધુ પુરુષોમાં મેં

જોયા છે....પણ અપ્રીતિ અને અભાવ રાખનાર પ્રત્યે પણ પ્રીતિ અને સદ્ભાવની સાખે વર્તવું આ એક અસાધારણ ગુણ છે. દ્વેષ–ગુસ્સો કરવાવાળા અને પળે પળે અકળાઈ ઉઠનારાના પ્રત્યે દ્વેષ નહીં કરવો....નારાજ નહીં થવું : આ અસામાન્ય વાત છે. નંદિષેણ મુનિના મૃદુતા–ભર્યા અસ્તિત્વમાં આ વાત પૂરબહારમાં પાંગરી હતી.

સાધુ બિમાર થઈ ગયો છે. મળ–મૂત્રથી આખું શરીર ખરડાઈ ગયું છે....એકલો....અસહાય....બૂમો પાડે છે....બરાડે છે. દર્દથી ચીસો પાડી ઉઠે છે...જંગલમાં પડ્યા છે....કોઈએ આવીને નંદિષેણને સમાચાર આપ્યા.... નંદિષેણ તપશ્ચર્યાનું પારણું કરવા બેઠા જ હતા.... હાથ ધોઈને ઊભા થઈ ગયા....! સમાચાર આપનારે પણ કેવી તોછડી ભાષામાં નંદિષેણને કહ્યું હતું 'ત્યાં તો પેલા બિચારા મહારાજ વેદનાથી વલવલી રહ્યા છે.... ને તું અહીં પેટ ભરવા બેઠો છે....! મોટો જોયો ના હોય સેવા કરવાવાળો....!' પણ નંદિષેણના ચહેરાપર કોઈ રોષની રેખા સરખીયે ન ઊભરાણી....કોઈ નારાજી કે અણગમાનો અણસારો નહીં....નંદિષેણના મનમાં પણ દુર્ભાવ ન જાગ્યો....! પારણું કર્યા વગર પાત્રામાં નિર્દોષ પાણી વગેરે લઈને ચાલી નીકળ્યા....

જ્યારે એઓ પેલા બિમાર સાધુ પાસે પહોંચ્યા, ત્યારે પેલાએ વળી નંદિષેણને કઠોર....કર્કશ અને ન સંભળાવવાના શબ્દોથી નવાજ્યા....પણ નંદિષેણના રૂંવાડેય

દુર્ભાવનો સ્પર્શ નથી ! ખૂબ જ શાંતિ–પ્રસન્નતા અને સમતાથી બિમાર સાધુના શરીરને પાણીથી સ્વચ્છ–સાફ કરવા લાગ્યા. મળ–મૂત્રથી ખરડાયેલા શરીરને સાફ કર્યું ચહેરા પર કોઈ અપ્રીતિનો ભાવ નહીં....શબ્દોમાં કોઈ કટુતા નથી. સ્નેહભર્યા શબ્દોનો વ્યવહાર !

બિમાર સાધુ નંદિષેણને વધુ ને વધુ પરેશાન કરવાની પેરવીમાં છે. પણ નંદિષેણ એમની મસ્તીમાં છે. એમના મનમાં કોઈ અશુભ વિકલ્પ નથી....

'કેવો છે આ સાધુ ! હું આટ આટલી સેવા કરૂં છું, તોયે મને ભાંડે છે....હું આની અશુચિ સાફ કરૂં છું. આ મને ન સંભળાવવાનું સંભળાવે છે....આને મારી કદર નથી તો પછી મારે શું લેવાદેવા આની સાથે ? એક તો સેવા કરવાની ને ઉપરથી ગાળો સાંભળવાની !'

મેં મારું આત્મનિરીક્ષણ કર્યું. જો કદાચ આવા સાધુની સેવા કરવાનું કર્તવ્ય મારી સામે આવે તો શું શું કરૂં ? મને ગાળો સંભળાવનારની શું હું સેવા કરી શકું ? મને પરેશાન કરનારની શું હું સેવા કરું ? ના રે ના.... હું તો મારી કદર થાય એવું ઇચ્છું. મારાં સારાં કાર્યોની પ્રશંસા સાંભળવાનો મને શોખ છે. જો મારાં સારાં કાર્યોની કોઈ પ્રશંસા ન કરે તો હું સારૂં કાર્ય કરવાનું જ છોડી દઉં !

નંદિષેણ મહામુનિના પ્રત્યે મારા હૈયામાં આટલા જ માટે અહોભાવના અંકૂર ઉગી નીકળ્યા. એમને પોતાની

પ્રશંસા સાંભળવાની કોઈ ભૂખ નહોતી. કોઈ એમને અભિનંદે.... કડવા શબ્દોથી તિરસ્કારે....એ મહામુનિના માટે બધું સમાન હતું. નિંદા અને પ્રશંસા એમના માટે સમાન હતી, એમને તો મતલબ હતી સાધુ–સેવાથી! એમની ઘોર ભર્ત્સના કરવાવાળાની પણ એ એો પ્રસન્નમને સેવા કરી શકતા હતા. સ્વયં તપશ્ચર્યા કરવા છતાંયે એ બીજા સાધુઓ માટે ભિક્ષા લાવી આપતા હતા....

મૌન અને મુસ્કુરાહટ !
સેવા અને સહનશીલતા
નિરંતર કર્મનિર્જના....નિરંતર આત્મવિશુદ્ધિ !

હું ઇચ્છું છું, ઝંખું છું–આવું જીવન ! પણ શું બધાને આવું જીવન સુલભ બની શકે છે? આવું જીવન પામવા માટે પણ નસીબ જોઇએ, સૌભાગ્ય જોઈએ....ક્યાંથી લાવું આવું ભાગ્ય–સૌભાગ્ય ?

  

**આજે આપણો આત્મા શરીરના બંધનોમાં બંધાયેલો છે, પણ આપણી જ્ઞાન દૃષ્ટિમાં આત્મા અને શરીરનો ભેદ જો આવી જાય તો આપણે નિર્ભય–નિશ્ચિંત અને નિર્મળ જીવન જીવી શકીએ છીએ. આપણામાં નવી ચેતનાનો ઝરો ફૂટી શકે છે.**






# વિરતિ પણ વિરક્તિભરી !

'વિરતિ તો છે, પણ વિરક્તિ છે કે ?'

આ સવાલ બીજા કોઈનો નથી....પણ મારા પોતાના હૈયાનો છે. વિરતિ એટલે ત્યાગ. વિરક્તિ એટલે વૈરાગ્ય. સંસાર પ્રત્યે વૈરાગ્ય થઈ જવો, સંસારના ઐન્દ્રિક સુખો-પ્રત્યે વૈરાગ્ય થઈ જવો, આ એક વાત છે અને સાધુજીવન પ્રત્યે આકર્ષણ જાગવું, આ બીજી બાબત છે. વગર વૈરાગ્યે પણ સાધુ જીવન પ્રત્યે આકર્ષણ સંભવી શકે છે....સાધુતાનો સ્વીકાર પણ શક્ય છે....પરંતુ વૈરાગ્યવિહીન સાધુ-જીવનમાં આત્માનંદની કોઈ અનુભૂતિ નથી થઇ શકતી !

સાધુ જીવન એટલે પાપ–ત્યાગનું જીવન ! આ જીવનમાં જ્યારે ઈન્દ્રિયોનો ઉન્માદ છવાઈ જાય છે....કષાયોની આગ ભભૂકે છે....વૈભવોની વાંઝણી તૃષ્ણા તરફડે છે....ત્યારે ત્યાગની ભાવના હવા થઈ જાય છે....પાપ ગમવા લાગે છે....જીવનમાં પાપોનો પ્રવેશ થઈ જાય છે....

પાપોનો એકવાર ત્યાગ કર્યો, એટલા માત્રથી, 'હું'

વિરાગી બની ગયો,' આમ માની લેવું-એ મોટી મૂર્ખતા છે....મોટી ભ્રમણા છે. ઈન્દ્રિયો પોતપોતાના વિષયયોમાં પુનઃ પુનઃ લાલસાથી ખેંચાય છે અને વૈરાગ્ય ? ક્યારેક ક્રોધ, ક્યારેક માન, ક્યારેક માયા, ક્યારેક લોભ થતા રહે છે અને છતાં પણ વૈરાગ્ય ? એશ–આરામથી લથપથ જીવન બની જાય, છતાં પણ વૈરાગ્ય ?

વિરતિનું જીવન એટલે પાપત્યાગનું જીવન ! સ્વીકાર્યા પછી વૈરાગ્ય ત્યારે જ અખંડ અને અક્ષુણ્ણ રહી શકે કે જ્યારે ક્રોધવિજય, કષાયવિજય, વિષયવિજય થાય અને એશ–આરામથી અળગા રહેવાનું હોય !

પાપોથી વિરત બનવું સરળ છે....પણ પાપરાગથી અળગા રહેવું સરળ નથી. માટે તો એક મહર્ષિએ કહ્યું છેઃ

विरागमार्ग विजयो दुरधिगम्यः ।

મેં મારા જીવનમાં અનુભવ્યું પણ છે કે વિરાગ માર્ગ પર ચાલવું સહેલું નથી. પાપમાર્ગની વાસનાઓને જડ–મૂળથી ઉખેડી નાંખવી આસાન નથી. પાપોનો રાગ રગદોળાયા વગર વૈરાગ્ય આવે જ નહીં. જ્યારે જ્યારે અંતરને તપાસું છું, ત્યારે અંદર પાપરાગની આગ લબકારા લેતી દેખાય છે. અસંખ્ય વિષયોમાં, પ્રિય–અપ્રિય ઈષ્ટ–અનિષ્ટની કલ્પનાઓ હજુ અકબંધ ઊભી છે. પછી વૈરાગ્યની વાતો કેવી ? આ સારૂં....આ નરસું....? આ પ્રિય....આ અપ્રિય....! આ ઈષ્ટ....આ અનિષ્ટ....! પળેપળે મનમાં પાર વગરનાં દ્વન્દ્વો ઉછાળા

# શબ્દો સહેવાની સાધના

## ૩૧

શ્રમણ પરમાત્મા મહાવીર સ્વામીના સમયની વાત છે. ભગવાનની પ્રમુખ સાધ્વી તરીકે આર્યા ચંદનબાળાજી હતા. ચંદનબાળાજી પાસે એક રાજરાણીએ દીક્ષા લીધી હતી. નામ હતું મૃગાવતીજી.

એક દિવસ ચંદનબાળાજી પોતાના સમગ્ર સાધ્વી પરિવારની સાથે ભગવાનના સમવસરણમાં ગયાં પ્રભુની પાવન દેશના સાંભળવા. સૂર્યાસ્ત પૂર્વે ઉપદેશ શ્રવણ કરીને બધા પોતાના સ્થાને પહોંચી ગયા, પણ મૃગાવતીજી સમવસરણમાં જ બેસી રહ્યાં....ભગવંતના મધુરતમ ઉપદેશ–શ્રવણમાં તેઓ તલ્લીન બની ગયાં હતાં. એમને કંઈ ખ્યાલ રહ્યો નહીં....કે 'બધા સાધ્વીજી જતાં રહ્યાં છે, મારે પોતાના સ્થાને પહોંચી જવું જોઈએ..'

જ્યારે મૃગાવતીજી પોતાના સ્થાને પહોંચ્યાં, ત્યારે અંધારૂં થઈ ગયું હતું. ગુરુણી ચંદનબાળાએ એમને મધુર

શબ્દોમાં ઠપકો આપ્યો: 'તમારા જેવી કુલીન સાધ્વીએ આટલા મોડે સુધી સમવસણમાં નહીં બેસી રહેવું જોઈએ.' બસ, વધારે કશું જ કહ્યું નહીં મૃગાવતીજીએ નતમસ્તક બનીને ઠપકો સાંભળી લીધો. સાંભળ્યા પછી એમણે એવું કંઈક વિચાર્યું....એવું કંઈક અપૂર્વ ચિંતવ્યું કે એ જ રાત્રે એમને 'કેવળજ્ઞાન'ની પ્રાપ્તિ થઈ ગઈ ....મૃગાવતીજી વીતરાગ બની ગયાં!

શું વિચાર્યું હશે એમણે? કેવું ચિંતન કર્યું હશે એમણે? ગુરુણીજીનો ઠપકો સાંભળ્યા પછી એવો કયો ઉચ્ચતમભાવ એમના અંતઃકરણમાં ઉછળ્યો હશે કે જે ભાવ એમને કેવળજ્ઞાન સુધી દોરી ગયો? ઉપાલંભ—ઠપકાનાં વચન નહીં, અરે! ઉપદેશનાં વચનો સાંભળીને પણ મને કેવળજ્ઞાન નથી થતું..., તો પછી ઠપકાના વચનોથી કેવળજ્ઞાન કેમ થઈ શકે?

ઠપકો સાંભળવો ગમતો નથી, અપ્રિય શબ્દથી વૈરાગ્ય નથી વધતો....બલ્કે ગુસ્સો વધે છે! કટુ શબ્દોથી આત્મ-ભાવ નિર્મળ નથી બનતો પણ ઉલ્ટાનો મલીન થાય છે...!.

ઉપાલંભથી વીતરાગતા!! મૃગાવતીજીએ કેવી આંતર સાધનાનાં શિખરો સર કર્યાં હશે! ગુરુણીજીનો ઉપાલંભ સાંભળીને ગુરુણીજી પ્રત્યે રોષ ન કર્યો.... રીસ ન કરી.... પોતાની જાતને બેગુનાહ સિદ્ધ કરવા માટે કોઈ તર્ક—વિતર્કો ન કર્યા. બલ્કે એવું કંઈક વિચાર્યું....કે વીતરાગતાને વરી ગયા એ પૂજનીયા સાધ્વીજી!

કાશ....! એ ચિંતનને કોઈએ અક્ષરોમાં આવરીને ગ્રંથસ્થ કર્યું હોત તો??

સર્વજ્ઞ વીતરાગ બન્યા પછી શું કોઈએ એમને પ્રશ્ન નહીં કર્યો હોય? એમણે જવાબ નહીં આપ્યો હોય? આપ્યો જ હશે, પણ કોઈ આગમગ્રન્થમાં આ બધું વાંચવા નથી મળતું. એ વાર્તા વાંચવા-જાણવા મળી પણ વાર્તાનું હાર્દ ન મળી શક્યું!

બીજાના કડવા શબ્દો તો અપ્રિય લાગે જ છે, પણ ઉપકારી એવા મહાપુરુષોનાં વચનો પણ અપ્રિય-અળખામણાં લાગે છે. ઉપકારીના પ્રત્યે રોષ ને રીસ થઇ આવે છે. કેવી નિમ્નસ્તરની આત્મદશા છે મારી? કડવા વચનને 'પરિષહ' ગણવામાં આવ્યો છે. તીર્થંકર ભગવંતોએ 'વચન-પરિષહ'ને સમતાની સાથે સહન કરવાનો ઉપદેશ આપ્યો છે. રાગ દ્વેષ કર્યા વગર કટુ શબ્દોને સાંભળવાની કળા હાથ લાગી જાય તો સાધના સફળ થઈ જાય!

આટલું જાણવા મળે છે કે મૃગાવતીજીએ પોતાની ભૂલ મહેસૂસ કરી હતી અને એમને તીવ્ર પશ્ચાત્તાપ પ્રગટ્યો હતો: 'મારા કારણે મારા ઉપકારી ગુરુણીજીને કેટલી બધી માનસિક પીડા થઈ? હું એમની માનસિક અશાંતિમાં નિમિત્ત બની....હું કેવી અજ્ઞાની છું....! હું કેવી અભાગણ છું....!, પશ્ચાત્તાપના પગલે પગલે એમનો આત્મા સમતાભાવમાં લીન બની ગયો....! ધર્મધ્યાનમાંથી શુકલધ્યાનમાં પ્રવેશી ગયા....શુકલધ્યાનની ગુફામાં તો

કેવળજ્ઞાનનો રત્નદીપ ઝળહળે છે જ.

હું સાચા દિલથી ચાહું છું....કે અપ્રિય–અને કટુ શબ્દો સાંભળવા છતાંયે મને રોષ ના થાઓ! ઉપકારી મહાપુરુષોનો ઠપકો હું વગર રોષ કે રીસે સાંભળી શકું! ઉપાલંભ આપનાર પ્રત્યે ક્યારેય રોપ ના થાય....દુર્ભાવ ના થાય! આત્મભાવ નિર્મળ થયા વગર, પ્રશાંત થયા વગર આ સ્થિતિ નથી મળતી! ભિન્ન ભિન્ન નિમિત્ત, જુદાજુદા પ્રસંગો, આત્મભાવની નિર્મળતાને વીંખી નાંખે છે, પ્રશાંતભાવને પીંખી નાખે છે. શમણાંની દુનિયાના દરવાજે મૃગાવતીજી આવીને પોતાના પેલા ચિંતનના ચમકારા આપી જાય તો બસ—

આપણું તો કામ થઈ જાય....!



## ગમા-અણગમાથી મુક્ત બનવું છે. ૩૨

અપ્રિયનો સંયોગ!

પ્રિયનો વિયોગ!

હજુ તો અપ્રિયનો સંયોગ થયો જ ના હોય.... પ્રિયનો વિયોગ ના થયો હોય....અને માનસિક પીડાનો પ્રાદુર્ભાવ થઈ જાય છે....! 'એની સાથે રહેવું પડશે? એની સાથે જીવવું પડશે? એ તો મને બિલકુલ નથી ગમતો....મને એના પ્રત્યે અણગમો છે....' બસ, માનસિક તાણના તીર વાગી ગયાં!

પ્રિય વ્યક્તિના વિયોગની સંભાવનાએ મને કેટલો પરેશાન કરી મૂક્યો છે? હું કેટલો અસ્વસ્થ અને અશાંત બની ગયો હતો? એ વખતે મને અંદાજ લાગી ગયો કે મારી બુદ્ધિ, મારું જ્ઞાન....કેવું હતું ને કેટલું હતું! પ્રિયજનના વિયોગની સંભાવનાએ મને.... મારા જ્ઞાનને હલબલાવી મૂક્યો'તો. થોડીવાર માટે તો મને થઈ ગયું કે....'મારું બધું શાસ્ત્રજ્ઞાન નકામું છે!'

કોઈ એકાદ જડ ચેતન પદાર્થની આસક્તિ અનુરક્તિ જીવાત્માને અશાંતિના દરિયામાં ઝીંકી દઈ શકે છે. પ્રિય-અપ્રિયની કલ્પનાઓનો સમૂલોચ્છેદ કરવો જરૂરી છે. એક સંસારત્યાગી, મહાન્ તપસ્વી સાધુ-પુરુષને મેં એટલા માટે અશાંત જોયા હતા, કારણ કે એમને પ્રિયજનના વિયોગની સંભાવના પીડતી હતી! ૩૦-૩૦ વરસનું સંયમ-જીવન છતાં પણ પ્રિય-અપ્રિયની કલ્પનાઓ અકબંદ હતી-યથાવત્ હતી! કંઈક પ્રિયના સંયોગ ઝંખતા હતા એઓ, કંઈક અપ્રિયનો વિયોગ ચાહતા હતા! પ્રિયના વિયોગની સંભાવનાથી વ્યથિત હતા....અપ્રિયના સંયોગથી અશાંત હતા!

મેં મારા જીવનમાં પણ આવો અનુભવ કર્યો....! ત્યારે હું ચોંકી ઊઠયો. પ્રિય-અપ્રિયની કલ્પનાઓ મારા હૈયામાં આટલી બધી પ્રગાઢ બની ગઈ હતી? પ્રિયના વિયોગમાં અને અપ્રિયના સંયોગમાં જીવન જીવવું મને અકારૂં લાગવા માંડયું હતું. હું સાવધ થઈ ગયો હતો....મેં મારી જાતને સાચવી લીધી. પ્રિય અપ્રિયની કલ્પનાઓના જાળાંમાંથી મનને મુક્ત કરવાના પ્રયત્નમાં હું લાગી ગયો.

સાધક જીવનમાં અનિત્યાદિ ભાવનાઓનું ચિંતન કરવાનું તીર્થંકર ભગવંતોએ શા માટે કહ્યું છે, એ વાતનું રહસ્ય મને હવે મળી ગયું. અનિત્ય, અશરણ,

એકત્વ, વગેરે બાર ભાવનાઓથી આત્માને ભાવિત કરવો જ જોઇએ. ભાવિત થયા વગર બાહ્ય નિમિત્તોની અસરથી મુક્ત નહીં કરી શકાય !

કમઠ અને ધરણેન્દ્રના પ્રત્યે સમભાવ રાખનાર પરમાત્મા પાર્શ્વનાથની પ્રતિદિન સ્તુતિ કરું છું કે 'પ્રભો, મને પણ એવી સમાનતાની પ્રાપ્તિ કરાવી દો....દુઃખ દેનાર પ્રત્યે દ્વેષ ના હોય....સુખ આપનાર પ્રત્યે રાગ ના હોય ! કોઈ પ્રિય ના હોય....કોઈ અપ્રિય ના હોય....કોઈ ઈષ્ટ ના હોય....કોઈ અનિષ્ટ ના હોય....! પ્રિયનો સંયોગ એવો ના હોય કે વિયોગમાં હું ઉદ્વિગ્ન બની જાઉં !'

પ્રિય સાથે હૃદયનું બંધન ન હોય....અપ્રિય સાથે પણ હૃદય જોડાયેલું ના રહે....! પ્રિય-અપ્રિયથી અંતર અલિપ્ત બન્યું રહે....ત્યારે જ આત્માનંદની અનુભૂતિ થઈ શકે છે. ત્યારે જ આંતર પ્રસન્નતાનાં ફૂલો ખીલી શકે છે. આ જ તો સાધક જીવનનું સુખ છે ! આ જ સાધક જીવનની પ્રગતિ છે....! દ્વન્દ્વોથી ભરેલી દુનિયામાં હૈયાને નિર્દ્વન્દ્વ બનાવી રાખવું આત્મજ્ઞાન વડે જ સંભવી શકે છે. જ્ઞાન દૃષ્ટિનો ઉઘાડ જીવનના તમામ ક્ષેત્રોમાં જરૂરી છે. બાર ભાવનાઓના માધ્યમથી ચિંતન-મનન અને અવલોકન થવું જોઇએ.

જાણું છું, છતાં પણ વારંવાર ભૂલ થઈ જ જાય છે. પ્રિય-અપ્રિયની કલ્પનાઓ ઊભરાઈ આવે છે અને હર્ષ-ઉદ્વેગના દ્વન્દ્વોથી હૈયું કલુષિત બની જાય છે. જો કે, આ

દિશામાં હું સજાગ બની ગયો છું, માટે આશા બંધાય છે કે, ક્યારે ન ક્યારેક તો ચોક્કસ સફળતા સાંપડશે જ. પરમાત્મા પાર્શ્વનાથ ભગવંતનું ધ્યાન જો આ દૃષ્ટિથી કરવામાં આવે તો એ ખૂબ જ ઉપકારક બની રહે છે. પરમાત્માની તુલ્યવૃત્તિનું દાન ક્યારેક તો મને મળશે! પ્રિય-અપ્રિયની કલ્પનાઓ ત્યારે નામશેષ બની જવાની ને આત્માનંદની અનુભૂતિ પ્રાપ્ત થઈ જવાની.

પરમાત્મ કૃપાથી-પરમાત્માના અચિન્ત્ય અનુગ્રહથી આ સંભવી શકે છે....આવો મારો દૃઢ વિશ્વાસ છે.

પરમાત્મ કૃપાના પાત્ર બનવાની જ જરૂર છે.... આ જીવનમાં જો પાત્રતા પામી લેવાય તો તે કામ થઈ જાય! બીજું પછી જોઇએ પણ શું?



## મોક્ષ ! અહીં ને અત્યારે જ...



એક પ્રાચીન મહર્ષિએ અહીં આ સંસારમાં જ મોક્ષસુખનો આસ્વાદ કરવાનો પ્રયોગ બતાવ્યો છે ! આપણા આત્મામાં જ મોક્ષસુખ ભરેલું છે. બહાર ક્યાંય લેવા જવાની જરૂર નથી....બસ, અંદરમાં દબાયેલા–ધરબાયેલા સુખના સ્રોતને પ્રગટ કરવાની જરૂર છે. પ્રગટ થઈ શકે છે...આ સ્રોત, પણ એનાપર જામેલી ચટ્ટાનોને તોડી નાંખવી પડશે....જામેલા માટીના થર ઉખેડવા પડશે.

મહર્ષિ ઇચ્છે છે :

(૧) મદ અને મદન પર વિજય પ્રાપ્ત કરો.

(૨) મન–વચન–કાયાના વિકારોથી મુક્ત બનો.

(૩) પર–આશાના પાશમાંથી અળગા થાઓ.... આટલું મેળવવા પુરુષાર્થ કરો....બસ, અહીંયા જ પછી મોક્ષ સુખનું આસ્વાદન મળી જશે ! સિદ્ધશિલાનું મોક્ષ–સુખ તો બહુ દૂર છે....અહીંયાં 'સેમ્પલ' ચાખી લો.... પછી એ શાશ્વતકાલીન સુખ તો મળવાનું જ છે !

વરસોથી આ ત્રણ વાતો વાંચતો આવ્યો છું....

હજારવાર આ શ્લોકને દોહરાવ્યો છે....અર્થ પણ જાણું છું. આ વાતો પર ચિંતન પણ કર્યું છે. આટલું જ નહીં, આ વાતોનો હજારો લોકોને ઉપદેશ પણ દીધો છે. પણ આંતરનિરીક્ષણ કરૂં છું : 'હું ક્યાં છું ? ક્યાં સુધી પહોંચ્યો છું....?' ત્યારે ઘોર નિરાશામાં ડૂબી જાઉં છું....

હમણાં હમણાં નીરવ નિશાના સરકતા સમયમાં આ વાતોને અનુલક્ષીને ઘણા ઘણા વિચારો કર્યા.... મોક્ષસુખ મેળવવાનો પુરુષાર્થ કરવા માટે તો સંસારનાં સુખો છાંડયાં....સાધુ બન્યો છું, પણ સાધના ક્યાં છે ? મદઅભિમાન ઓછું કરવાનો પુરુષાર્થ ક્યાં છે ? મદનની વાસનાને વેરવિખેર કરી નાંખવાની પ્રવૃત્તિ ક્યાં છે ? ક્યારેક તો એમ થાય છે : 'અભિમાન ઓર જોરશોરથી વધી રહ્યું છે....વાસનાઓનાં વાદળાં વધુ ને વધુ કાળાં ભમ્મ બનતાં જાય છે....મનના દર્પણ પર સંકલ્પ વિકલ્પોનું ધૂમ્મસ ધૂંધળાય છે. વાણી અને વર્તનની દૃષ્ટિએ પ્રવૃત્તિઓ કમ થઈ ગઈ છે....પણ પરપુદ્ગલની આશા.... તૃષ્ણાનો તરફડાટ ક્યાં ખતમ થયો છે ?

ક્યારેક તો હૈયું વેદનાવિવશ બનીને ચીરાઈ જાય છે....શું આ જીવન આમ ને આમ જ પુરૂં થઈ જશે ? આ જીવનમાં મોક્ષસુખનો ક્ષણિક આસ્વાદ પણ નહીં સાંપડે ? મદ અને મદન, કામ અને કામનાનો દાવાનળ શું હું ક્યારેય નહીં બૂઝાવી શકું ? મન-વાણી ને વર્તનના વૈમનસ્ય ક્યારેય વિદારી નહીં શકું ? શું પર-આશાની

બેડીઓ ક્યારેય નહીં તૂટે ? હું શોધું છું મારા સત્ત્વને ! હું પૂછું છું મારા પ્રાણને ! બીજાને તો પૂછું પણ શું ? આ વેદના મારી પોતાની છે. આ પ્રશ્ન મારો પોતાનો છે. મારે જ વિચારવું પડશે અને માર્ગ શોધવો પડશે !

બાહ્ય વાતાવરણમાં મદ અને મદનના ઝેરી જંતુઓ વ્યાપેલાં છે, અને જીવવાનું છે આ વાતાવરણમાં ! બાહ્ય અવકાશમાં અનંત વિકારો વીખરાયેલા છે અને આશા-તૃષ્ણાના ભૂંડ આમથી તેમ ગલીએ ગલીએ ભટકી રહ્યા છે....આવા વાતાવરણમાં જીવન જીવવાનું છે....અને તે પણ વાતાવરણની ઝેરી અસરથી અળગા રહીને જીવવાનું છે ! કેવી રીતે મુક્ત રહેવાશે ? કેટલી બધી આત્મશક્તિ પ્રગટે ત્યારે મુક્ત રહી શકાય ? ક્યાંથી લાવવી આવી આત્મશક્તિ ?

હમણાં એક જિજ્ઞાસુ ભાઈએ પ્રશ્ન કર્યો હતો : 'માષતુષ મુનિના જીવનમાં એવી તે કઈ સાધના હશે કે બે શબ્દો પણ યાદ ન રાખી શક્યા બાર વરસ વીતવા છતાંયે....અને તોપણ કેવલજ્ઞાન મળી ગયું ? આમ કેમ ?

મેં એમને જવાબ આપ્યો : ભલે શાસ્ત્રોના શબ્દો એઓ યાદ નહોતા રાખી શકતા, પણ શાસ્ત્રના ભાવો એમને આત્મસાત્ બની ગયા હતા. એઓ ધીમે ધીમે મદ અને મદન પર વિજય મેળવતા ગયા....મન-વચન-શરીરના વિકારોથી મુક્ત બનતા ગયા અને પરપદ્ગલોની આશાના પાશમાંથી છૂટી ગયા હતા. ચરિત્રલેખક તો

વ્યક્તિના બાહ્ય ક્રિયા-કલાપોને સ્પર્શે કરે છે....એ વ્યક્તિના આંતર જગતમાં કેમ પ્રવેશી શકે ? મોક્ષમાર્ગની સાધના જેટલી બાહ્ય નથી એટલી આંતરિક છે. મોક્ષસુખનો આસ્વાદ આંતરિક સાધનાથી જ સંભવી શકે છે. બાહ્ય ક્રિયા-કલાપ તો આંતરિક સાધનાના ક્ષેત્રમાં પહોંચવા માટેનાં પગથિયાં માત્ર છે. પગથિયાં પર ઊભા રહી જવાથી મંઝિલ નથી મળી જતી.

ક્યારેક ક્યારેક પરમાત્માને મનોમન વિનવું પણ છું : 'ઓ કરુણાસિન્ધુ ! બસ, મારા પર એક કરુણાનું કિરણ ફેંકો. જેટલું હું જાણું છું, એટલું કરી શકું, આચરી શકું ! જાણવા છતાંયે નથી કરી શકતો એની મને ભારોભાર પીડા છે. મારી આ વેદનાને વેગળી કરી દો. મારા વીતરાગ ! મારી આ એક જ ચાહના છે.... ઝંખના છે કે હું આ જીવનમાં મોક્ષસુખ-પરમસુખનો ક્ષણિક પણ આસ્વાદ માણી લઉં ! પછી ભલે મૃત્યુના મહાસાગરમાં મારે તણાઈ જવું પડે.... ! ! !



## નવા વરસની નવી તરસ!

૩૪

લોકોએ ખૂબ ઉલ્લાસ અને ઉમંગથી દિવાળી ઉજવી અને નવા વર્ષનો પ્રારંભ પણ પ્રેમથી પુલકિત પળોમાં કર્યો....કોણ જાણે, કોણે કોણે આ પર્વમાં મહાવીર–ગૌતમની સ્મૃતિમાં આંખોમાં ભીનાશ અનુભવી હશે? બેસતા વર્ષની સોહામણી સવારે જ્યારે લોકો હર્ષની હેલીમાં ડૂબ્યા'તા....ત્યારે મારી આંખોએ આંસુઓનું આલિંગન સ્વીકાર્યું હતું, હૈયું વેદનાની સોડમાં સંકોરાતું હતું. દિલ અને દિમાગ દર્દના દરિયામાં ઘૂમરી ખાતા'તાં. મારી આંખો મૌનપણે પોતાના પ્રિયતમ પરમાત્માના નિર્વાણથી અત્યંત વ્યથિત ગૌતમને જોઈ રહી હતી. એમની હૃદયવ્યથાથી મારું હૈયું પણ હીબકાં ભરી રહ્યું હતું. એમની આંખોના આંસુ મારા અંતરની અવનિ પર ટપકી રહ્યા'તાં....એમની આંખો નીલગગનની પેલે પાર જ્યાં મહાવીર જતા રહ્યા'તા, એ સિદ્ધશિલા તરફ અથડાતી હતી. એમનો અવાજ વેદના અને હતાશાના હીબકાંથી હીજરાઈ રહ્યો હતો.

**વીર વહેલા આવોને...**
**'ગૌતમ' કહી બોલાવોને...**
**દર્શન વહેલું દીજીએ...હોજી.**

મારું તો ગળું જ રૂંધાઈ ગયું....હું પણ એ વીરને પોકારવા માટે તરફડતો હતો....પણ મારા મોંઢામાંથી એક પણ શબ્દ ન નીકળી શકયો. ગૌતમ ધરતી પર વૃક્ષથી તૂટીને પડેલી ડાળની માફક ઢળી પડયા'તા. એમના આંસુઓએ અવનિને અભિષેકવા માંડી. શું કરવું મારે? મને કશું સૂઝતું નહોતું! હજારો કેવળજ્ઞાની શિષ્યોના ગુરુ એવા ગૌતમને હું શું આશ્વાસન આપું? ચાર-ચાર જ્ઞાનના ધણીને મારા જૂઠા અને બેજાન શબ્દો શું દિલાસો આપી શકવાના હતા? મારી પાસે માત્ર ઉન્હાં આંસુઓ હતાં....ગૌતમનો વિલાપ વેદનાના સ્વરમાં વધુ ને વધુ ઘૂંટાયે જતો'તો.

**જો નહીં આવો તો થાશે સેવકના બેહાલ રે...**
**પ્રભુ, તું નિ:સ્નેહી, હું સસ્નેહી અજાણ રે....**
**વીર વહેલા આવોને....**

'ઓ વીર, જો તમે નહીં આવો તો તમારો આ સેવક બેહાલ બની જશે....પ્રભુ, તમે સ્નેહથી રહિત છો....પણ હું તો સ્નેહથી સરોબર છું...અજ્ઞાની છું.... વીર, વહેલા આવો! મારા નાથ, વાર ના લગાડો....'

નવા વરસની ઉષા કેટલી ઊર્મિ-વિહોણી બનીને ઉદાસીથી આવરાઈ ગઈ'તી? ગૌતમના દિલદ્રાવક વિલાપે

જંગલના જાનવરોને....વૃક્ષની ડાળે ઝૂલતાં–ઝૂમતાં પંખીઓને પણ વેદનાના વલવલાટથી બેબાકળાં બનાવી દીધાં'તાં. વૃક્ષનાં પાંદડાંઓ પણ પીડાના ભારથી તૂટી રહ્યાં'તાં. કુદરતનો કારોબાર જાણે કારમા કકળાટથી કંપી રહ્યો'તો. એક જ્ઞાનીનો પરમજ્ઞાની સાથેનો અવિહડ સ્નેહ ! એક મહાત્માનો પરમાત્મા પ્રત્યેનો પ્રગાઢ પ્રેમ આજે પીડા અને ઉન્હાં આંસુઓની આહમાં છલકાતો હતો.

ગૌતમની અનંત લબ્ધિઓના પૂજારી ક્યાંથી ગૌતમની ગુરુપ્રીતિ અને પરમાત્મા–પ્રીતિને પિછાણી શકે ? ?

ગૌતમના ગૌરવને ગાનારા કોણ એમ લખે છે કે 'પરમાત્મપ્રેમી ગૌતમને મારો નમસ્કાર હો.' 'અનંત લબ્ધિનિધાન ગૌતમસ્વામી'ને બધા લોકો નમસ્કાર કરે છે, પણ એ ના ભૂલશો કે આ નમસ્કાર ગૌતમને નથી કરાતો, પણ ગૌતમની લબ્ધિઓને કરવામાં આવે છે. આમાં તો ભારોભાર અર્થ–લોલુપતાની વાસ આવે છે. કહેવાય છે કે, પરમાત્મા પ્રત્યે ગૌતમને રાગ હતો માટે ગૌતમને કેવળજ્ઞાન ન થયું....એમની રાગદશા કેવળજ્ઞાનમાં પ્રતિબંધક બની. ગૌતમની પાસે કેવળજ્ઞાની હતા, પરમાત્મા હતા, એમણે કેવળજ્ઞાનની સાથે લેણાદેણા શું ? પરમાત્માનો પ્રેમી પરમાત્મપદની ચાહનાના ચકરાવે નથી ચડી જતો. એને તો પળેપળ પ્યાસ પરમાત્માની હોય છે. એના શ્વાસમાં સુગંધ પરમાત્માની હોય છે ! એના પ્રાણમાં ધબકાર પરમાત્માનો હોય છે. માન્યું..કે, ગૌતમનો પરમાત્મા-

પ્રત્યે રાગ હતો. પણ એ ના ભૂલશો કે, રાગનો વિષય શુદ્ધ હતો, એટલું જ નહીં પણ સર્વશ્રેષ્ઠ હતો. માટે એ રાગ પણ પ્રશસ્ત હતો, ગૌતમની પરમાત્મપ્રીતિમાં કામનાના કાળા પડછાયા નહોતા. એ પ્રીત નિષ્કામ હતી, નિરૂપાધિક હતી માટેજ તો થોડાંક જ સમયમાં પરમાત્માની સાથેનું અભેદ મિલન એમને સાંપડી ગયું !

નૂતન વર્ષના નવલા પ્રભાતે ગૌતમને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું. કેવળજ્ઞાનના ઝળાહળ કરતા અજવાસમાં ગૌતમસ્વામીએ સિદ્ધશિલામાં રહેલા પરમાત્મા મહાવીરદેવને નજરોનજર નિહાળી લીધા. હવે તો એ નિહાળવાનું પણ સદા સર્વદાકાળનું હતું. વિરહની કોઈ પારદર્શી પળો હવે એ મિલનની વચ્ચે દિવાલ બની શકે એમ નહોતી.

એક અદ્દભુત અને ઊંડા પરમાત્મપ્રેમીના પાવન સંભારણાનું પર્વ બની ગયું આ નવું વર્ષ ! ગૌતમસ્વામી જેવી પરમાત્મ પ્રીતિ જો આપણા જીવાત્મામાં જાગી જાય તો ?? પછી તો બીજું જોઈએ જ શું !

ના હોય પછી લબ્ધિઓની લલચામણી લાલસા કે ન હોય કેવળજ્ઞાનની કોઈ કામના !

'મારા નાથ'

મને તો બસ, જનમ જનમ તારા ચરણોના ચંચરીક બનવાનું નશીબ આપજે. તારા ચરણકમળને પૂજતો રહું....પ્રેમપૂર્ણ ભક્તિની ભીનાશથી તરબતર બનીને તારા ચરણોને અભિષેકતો રહું મારી આંખોના નીરથી !'

આપજે મારા નાથ, આટલું !

## શું પસંદ છે ? ક્ષમા કે સજા ?

૩૫

અપરાધની સાથે બે વાતો જોડાયેલી છે :

એક સજા અને બીજી ક્ષમા.

અપરાધીને કાં તો સજાના કાંટા મળે છે,

કાં ક્ષમાની ફૂલ માળા મળે છે.

અપરાધી પોતે સજા નથી ઇચ્છતો, એ તો ક્ષમા ચાહે છે. લોક વ્યવહારમાં સજાને મહત્ત્વ અપાય છે, જ્યારે સંતોની સૃષ્ટિમાં, સાધુ પુરુષોની દુનિયામાં ક્ષમાને પ્રધાનતા સાંપડે છે.

સજાનું મહત્ત્વ સમજાવનારા તર્ક આપે છેઃ સજા કરવાથી અપરાધી ફરીવાર અપરાધ કરવાથી પાછો પડે છે.

ક્ષમાની પ્રધાનતા સિદ્ધ કરનારા દલીલ કરે છે : ક્ષમા કરી દેવાથી અપરાધી ફરી અપરાધ નથી કરતો.

તર્ક તો બંને એક સરખા જ લાગે છે. પણ બંને તર્કોમાં કેટલી સચ્ચાઇ છે, એનો નિર્ણય તો આપણે કરવો પડશે.

મેં જોયું છે કે, જ્યારે આપણે પોતે અપરાધીના-પીંજરામાં ઊભા હોઈએ છીએ, ત્યારે ક્ષમાની પ્રધાનતાનો સ્વીકાર કરીએ છીએ અને જ્યારે બીજો અપરાધી તરીકે આંખે ચઢે છે, ત્યારે સજાની આવશ્યકતા સમજી લઈએ છીએ.

જ્યારે વ્યક્તિ બીજાના અપરાધોને નથી સહી શકતો ત્યારે તે સજા કરવા માટે તૈયાર થઈ જાય છે. અસહન-શીલતામાંથી સજા કરવાની વૃત્તિ અને પ્રવૃત્તિ પેદા થાય-છે. એ વૃત્તિ અને પ્રવૃત્તિની યથાર્થતા સિદ્ધ કરવા માટે આપણે ગમે તેટલા તર્કો આપીએ પણ એનાથી વાસ્ત-વિકતા-યથાર્થતા સિદ્ધ થવી મુશ્કેલ છે.

એક જીવાત્મા બીજા જીવાત્માને સજા આપે કેવી-રીતે ? દ્વેષ અને દુર્ભાવના વગર સજા આપી કેમ શકાય ? દ્વેષ અને દુર્ભાવનાને ઉચિત કેમ મનાય ?

આમાં પણ, જે અપરાધી પોતાના અપરાધોનો પશ્ચાત્તાપ કરીને આંસુ વહાવે જતો હોય....જે અપરાધી-ફરી અપરાધ નહીં કરવાની પ્રતિજ્ઞા કરે છે, એને સજા કેમ કરી શકાય ? હું તો સજા ન કરી શકું !

એક મિત્રે કહ્યું : 'જો તું આ અપરાધીને ક્ષમા આપીશ તો એ ફરી અપરાધ કરશે. આ અપરાધી-ક્ષમાપાત્ર નથી....વિશ્વાસપાત્ર નથી....એ તારી સાથે દગો રમશે....' મેં કહ્યું : 'શા માટે એ વિશ્વસનીય નથી ?' કારણ કે એણે એકવાર અપરાધ કર્યો છે માટે ને ? તો તો પછી જો હું એકવાર અપરાધ કરું તો હું ચે

વિશ્વાસપાત્ર નહીં ને ?' હું આ વાતને નથી સ્વીકારી શકતો. એ બધા જીવો ક્ષમાને પાત્ર છે જેઓ ક્ષમાયાચના કરે છે. ક્ષમાયાચના કરનારને જો આપણે ક્ષમાદાન નથી આપતા તો આપણે અપરાધી બનીએ છીએ!

ભલે, આપણે અપરાધીને સજા ન આપીએ....અથવા ન આપી શકીએ પણ 'અપરાધીને સજા થવી જોઈએ' આવી ભાવના પણ પાપભાવના છે. 'સજા થવી જોઈએ'નો અર્થ છે : 'દુઃખ મળવું જોઈએ'. કોઈપણ જીવાત્માને–પાપી જીવાત્માને પણ દુઃખ મળવાની ઈચ્છા રાખવી શું ઉચિત છે?

મિત્રે કહ્યું : 'જો તું એને [અપરાધીને] દુઃખી નથી થવા દેવા માંગતો, તો એ તને દુઃખી કરશે....તું દુઃખી થઈ જઈશ.'

સાચી વાત હતી મિત્રની ! સ્વકેન્દ્રિત મનુષ્ય આવું જ વિચારી શકે છે. સ્વકેન્દ્રિત મનુષ્ય પોતાનાં જ સુખ–દુઃખનો વિચાર પહેલાં કરે છે, બીજાનાં સુખ–દુઃખનો વિચાર પછી કરે છે. બીજાના સુખ–દુઃખના વિચાર એના માટે ગૌણ બની જાય છે.

–પણ હું કેવી રીતે મિત્રના વિચારોને સ્વીકારી લઉં ?

હું અપરાધીની ક્ષમાપ્રાર્થનાને કેમ ઠુકરાવી દઉં ? હું કેવી રીતે મારા જ સુખદુઃખના વિચારોને પ્રાધાન્ય આપું ? શું હું મારા જ સુખો માટે જીવી શકું છું ? શું મારે બીજાના દુઃખનો વિચાર નહીં કરવો જોઈએ ? શું હું મારા દુઃખોની વિચારણા કર્યા કરું ? ના....

ના....ભલે, મારાં સુખો ચાલ્યાં જાય....ભલે હું દુ:ખના દરિયામાં ધકેલાઈ જાઉં પણ....હું બીજાના દુ:ખ દૂર કરવાના પ્રયત્નો છોડી ના શકું ! અપરાધીને પણ દુ:ખી જોવાની મારી શક્તિ નથી.

હું પોતે પણ શું અપરાધી નથી ? અનંત 'અનંત જન્મોથી અપરાધી છું ! શું હું સજા ઇચ્છું છું ? શું હું પરમાત્મા પાસે ક્ષમા નથી માગતો ? હું મારા અપરાધોની ક્ષમા માંગું છું. માટે તો બીજાના અપરાધોની ક્ષમા આપવાની મારી ફરજ છે. પોતાના અપરાધોની સજાનો સ્વીકાર કરીશ પણ મારા અપરાધીને તો ક્ષમા આપવાનું જ પસંદ કરીશ.

---

તારે મંગલ કરવું છે ? તું મંગલને શોધે છે ને ? તો અહીં તહીં મંગલ માટે ફાંફાં મારવાની જરૂર નથી. તું પોતાના ગુરુજનોનો વિનય કરતો રહે. માતા ગુરુ છે. પિતા ગુરુ છે. ધર્મદાતા ગુરુ છે.

જ્યારે જ્યારે એઓ તારી પાસે આવે, તું ઊભો થઈને, મસ્તક નમાવીને એમનું અભિવાદન કરજે. ઊભા થવામાં આળસ નહીં કરવાની ! ક્યારેય ગુરુજનોના પ્રત્યે અરુચિ-અભાવ હૈયે ન આણીશ. બસ, આ જ શ્રેષ્ઠ મંગલ છે. ગુરુજનોનો વિનય કરનાર, ગુરુજનોના પ્રત્યે સદ્ભાવના-ભર્યો વ્યવહાર કરનાર મનુષ્ય મોટાં મોટાં વિઘ્નો-કષ્ટોને ઓળંગી જાય છે. આખરે મંગલ પણ વિઘ્નવિનાશ માટે જ કરવામાં આવે છે ને ?

## એકાન્ત અંગાર પણ..! અમીધાર પણ...! ૩૬

ખલિલ જિબ્રાન એક જગ્યાએ લખે છે કે 'જ્યારે તમે એકાન્તની અટારીએ ઊભા રહો...વિચારોની પરી ત્યારે તમારી પાસે દોડી આવે છે.'

મેં તો વળી એક બીજા ઠેકાણે એવું પણ વાંચ્યું કે 'એકાન્ત બહુ ખરાબ છે!' એકાન્તની યાત્રા સારી પણ છે, ખતરનાક પણ છે!'

વાસ્તવમાં, એકાન્ત કંઈ સારૂં નથી કે એકાંત કંઈ બુરૂં નથી. જો વ્યક્તિ પોતે જ સારી છે, તો એકાંત અજવાળું બની જાય અને વ્યક્તિ પોતે જ વેવલી છે, તો એકાન્ત આગ પણ સળગાવી દે! એકાંત, જ્યાં વ્યક્તિને કોઈ જોનાર નથી હોતું....કોઈ સાંભળનાર નથી હોતું.... જ્યાં વ્યક્તિનું પોતાનું અસ્તિત્વ હોય છે....ત્યાં સર્જન પણ થઇ શકે છે અને વિધ્વંસ પણ વેરી શકાય છે.

જેને અજાણ-અદીઠ, અગમ-નિગમની દુનિયાના દરવાજે ટકોરા દેવા છે....ચિંતન-મનનને પર્યાલોચનની

પગથારે પહોંચવું છે....એના માટે એકાંત આશીર્વાદ રૂપ છે. જેને પરમાત્મ–ધ્યાનના ધબકાર ઝીલવા છે.... જેને ચિંતનની ચાંદનીને શબ્દોમાં ગૂંથવી છે... અક્ષરોમાં આલેખવી છે, એના માટે એકાંત યાત્રા બની જશે....એ એકાંતને આત્મીયતાના અજવાસથી ઝળુંહળું બનાવી દેશે, કારણ કે થોક થોક લોકની વચ્ચે બેસીને આવા મહાન કાર્યોની કેડી નથી કંડારી શકાતી.

સતત જનસંપર્ક....સતત લોકોની સાથેનો લગાવ.... વધુ પડતી વ્યસ્તતા આપણી સ્વસ્થતા....એકાગ્રતા અને ચિંતન–મનનને વેર વિખેર કરી નાંખે છે. સર્જનાત્મક પ્રવૃત્તિ તમે ન જ કરી શકો સંપર્ક ને એના સાતત્યમાં!

મારા એક મિત્ર મુનિવરે એક ગામ અંગે વાત કરતાં કરતાં ફરિયાદના સૂરે કહ્યું: 'ગામમાં અમે ગયા....આખો દિવસ ઉપાશ્રયમાં અમે બે સાધુઓ બેસી રહ્યા....કોઈ શ્રાવક....કોઈ ગૃહસ્થ સમ ખાવા પુરતાંયે આવ્યા નહીં.... અમે તો બીજા જ દિવસે ત્યાંથી ચાલી નીકળ્યા....! ભાઈ, આ તે કંઈ ગામ કહેવાય....? કોઈ આવે ના....જાય ના... આમ સૂંગા સૂંગા તો મરી જવાય....!'

મેં એમને હસતાં હસતાં કહ્યું: હું તો આવા જ ગામમાં રહેવાનું વધુ પસંદ કરૂં! પણ મને આવા જ ગામોમાં રહેવાનો અવસર નથી મળતો....જો મળી જાય ....તો મારે કેટલાક ધર્મગ્રંથો....કેટલાક અધ્યાત્મ ગ્રંથો પર વિવેચના કંડારવી છે, તે આલેખી દઉં....ધ્યાનમાર્ગમાં કંઈક પ્રગતિ થઈ શકે....પણ આવા એકાંત–અવરજવર

વિહીન સ્થાનોમાં રહેવાનો સમય નથી મળતો !'

પેલા મિત્ર મુનિવરે કહ્યું : 'તમે લોકોપકારનાં કાર્ય કરો છો...હજારો લોકોને ધર્મ-ઉપદેશ આપો છો....જે જે તમારી પાસે આવે છે, એને આત્મશાંતિ....આત્માનંદ સાંપડે છે....શું આ ઓછો લાભ છે?'

મેં કહ્યું: 'મહાત્મન્, પરોપકાર કરવો આપણું કર્તવ્ય છે...લોકોને પાપોથી બચાવવા અને ધર્મસન્મુખ બનાવવાની આપણી ફરજ છે, હું આ માનું છું. પણ હું એ પણ વિચારૂં છું કે આ બધું કરતાં કરતાં આપણો પોતાનો આત્મભાવ પ્રશમરસમાં નિમગ્ન રહે છે? સ્વભાવદશા અકબંદ રહે છે? યશ-કીર્તિ-પ્રતિષ્ઠા અને માન-સન્માનની અશુભ વૃત્તિઓ તો વ્યાપક નથી બની જતીને? કોઈ ઈર્ષ્યા અને સ્પર્ધાની વાસના તો નથી સતાવતી ને?

'મારા વ્હાલા મુનિવર! ધર્મભાવનાની પ્રવૃત્તિઓના સાતત્યમાં જનસંપર્કનું સાતત્ય પણ બન્યું રહે છે. માટે તો આપણું જીવન સામાજિક બની ગયું છે....આપણી સાધુતા --સાધકપણાની મસ્તી ક્યાંય ખોવાઈ ગઈ છે....આવું નથી લાગતું? સવારથી માંડીને સાંજ સુધી કોઈ ને કોઈ વ્યક્તિનો સંપર્ક બન્યો રહે છે....આવી સ્થિતિ ને આવી પરિસ્થિતિમાં ક્યારે નવા ગ્રંથોનું અધ્યયન કરવાનું? ક્યારે અતનનું તત્ત્વચિંતન કરવાનું? ક્યારે વિદ્વાનોની સાથે તત્વપરામર્શની આપલે કરવાની? ક્યારે તત્ત્વચિંતનને અક્ષરોમાં આબદ્ધ કરવાનું?

હું તો એ માનું છું કે સાધક આત્માએ વધારે ને વધારે સમય એકાંતની યાત્રામાં વીતાવવો જોઇએ. જેટલો જરૂરી હોય, એટલો જ જનસંપર્ક રાખવો જોઈએ. સાધકની સાધના સામાજિક સંપર્કના સાતત્યથી નષ્ટ થઈ જાય છે! હાં, સામાજિક પ્રતિષ્ઠાનાં ફૂલો ખીલી જશે.... લોકપ્રશંસાની લાલાશ તરવા માંડશે....પણ એય જો પુણ્યકર્મનો ઉદય હશે તો!

એકાંત જગ્યાનો....એકાંત સમયનો સારો ને સાચો ઉપયોગ કરી લ્યો....આવા રમણીય અને પવિત્ર આપણાં તીર્થસ્થાનો છે....જંગલોની ઝાડીઓમાં, પહાડોની છાતીપર....છે....નિર્જન પ્રદેશમાં છે....ત્યાં એકાંત સુલભ છે. મહિનાઓ સુધી એવા સ્થાનમાં બેસીને જ્ઞાનોપાસના કરવામાં આવે તો કેટલાય ધર્મગ્રંથોનું, અધ્યાત્મ ગ્રંથોનું અધ્યયન....ચિંતન....અને આલેખન થઈ જાય. આવા સ્થાનોમાં ધ્યાનની ધૂણી ધખાવવામાં આવે તો આત્મામાં કેવો આનંદનો સ્રોત વહી રહે....કેટલાય અગમ–અગોચર તત્ત્વોનો પ્રકાશ મળી આવે! કોઈ દિવ્ય અનુભવોની સંવેદના રણકી ઉઠે....!!

હા, જેને જ્ઞાનોપાસના અને ધ્યાનોપાસનામાં રસ નથી, એ વ્યક્તિ માટે એકાન્તનો અખતરો ખતરો બની જશે. એના માટે તો સમૂહ–જીવન જ શ્રેયસ્કર છે. પણ જ્ઞાનોપાસના અને ધ્યાનોપાસના વગરના સાધુજીવનનો અર્થ પણ શું? જ્ઞાન–ધ્યાન વગર મોક્ષમાર્ગની આરાધના –સાધના થઈ કેમ શકે?




આનંદ મનુષ્યોનો સ્વભાવ છે. કોઈ બહારના જડ-ચેતન પદાર્થોની પગથારે આનંદને આલિંગવાના પ્રયત્નો કરે છે તો કોઈ ભીતરની ભૂગોળને ખોજીને આનંદના ઉદધિમાં ડૂબ્યા રહેવાની ચેષ્ટા કરે છે.

શું રાગદ્વેષ અને અજ્ઞાનથી આવરિત જીવાત્મા કોઈને પણ અખંડ, અવિચ્છિન્ન અને પ્રવર્ધમાન આનંદના દાન દઈ શકે છે? પળે પળે પરિવ-ર્તનશીલ વિચારોને વશ માનવી શું આનંદનું સાતત્ય અર્પી શકે? આપણે પણ એવા જ જીવાત્મા છીએ ને? શું આપણે આપણાં કોઈપણ સ્નેહીસ્વજન અથવા પરિજનોને અખંડ અને અવિચ્છિન્ન આનંદ આપ્યો છે ખરો ? શું આપણે આપણા મિત્રો–દોસ્તો કે પરિચિતોને સાતત્યથી, સભર આનંદના અમી છાંટણાથી ન્હાવ્યા છે ? ક્યારેક તો અરૂચિ–અણગમો....ઇર્ષ્યા–અસૂયા ....રોષ–રીસ અથવા તો અભાવ જન્મ્યો જ હશે, તો

પછી ભલા, આપણે કેમ એ મિત્રો, સ્નેહી, સ્વજનો પાસેથી અખંડ આનંદની અપેક્ષા રાખી શકીએ ?

પર-દ્રવ્યો પાસેથી સુખની, શાંતિની કે આનંદની આંધળી અપેક્ષાઓની અથડામણમાં આપણે આપણી શાંતિ ગુમાવી દીધી છે....આપણા આનંદને આમળી નાંખ્યો છે, આપણા સુખને સળગાવી દીધું છે. જડ દ્રવ્ય હોય કે ચેતન દ્રવ્ય....આપણા આત્માથી જે ભિન્ન છે.... એ બધાં જ દ્રવ્યો....પદાર્થો પાસેથી આપણે આનંદની અપેક્ષા રાખવાની નથી. હા, આપણે બીજા જીવોને અપેક્ષાવિહોણો આનંદ આપે જ જવાનો છે.

મનુષ્યનો આ એક સ્વભાવ બની ગયો છે કે એ જેને ચાહે છે....પ્યાર કરે છે, પ્રેમ કરે છે, એ વ્યક્તિ પાસેથી સદા સર્વદા આનંદની અપેક્ષા રાખે છે. એ ભૂલી જાય છે કે પરિવર્તનશીલતા એ તો આ સંસારનો સનાતન સ્વભાવ છે! કાલે જે વ્યક્તિ પાસેથી આનંદ મળ્યો'તો, બની શકે, આજે એ આનંદ ન પણ આપે! આજે જે સ્નેહના સાથિયા રચાવે છે, સંભવ છે આવતી કાલે ત્યાં ઉપેક્ષાના અંગારા પણ હોય....! રાગી અને દ્વેષી જીવાત્માની પાસેથી સદૈવ સ્નેહ અને આનંદ નથી મળતો. રાગી અને દ્વેષી જીવાત્મામાં સ્થિર પ્રેમની કામના કરવી એ જ કમનશીબી છે. એનું મન ચંચળ....એમ એનું હેત, એની લાગણી....એનો પ્રેમ બધું જ ચંચળ ! ડામાડોળ !

સ્થિર અને શાશ્વત્ સ્નેહની સરગમ છેડાય છે વીતરાગતામાં ! પણ સબૂર, વીતરાગથી અનુરાગને પામવાની આવડત આપણે મેળવવી પડશે. વીતરાગ પાસેથી આનંદ મેળવતાં શીખવું પડશે. પહેલાં આપણે જ વીતરાગ સાથેની પ્રીતિની પહેલ કરવી પડશે....પ્રીત પણ નિરપેક્ષ–અપેક્ષા વિહોણી બાંધવી પડશે. એ પ્રીતિના પારિજાતને સદા પ્રફુલ્લ રાખવાં પડશે. પ્રીતિનાં પારિજાત ખીલવવાં આસાન છે....સહેલ છે પણ એને ખૂશ્બુ નીતરતાં રાખવાં, સદા–સર્વદા ઉત્ફુલ્લ રાખવાં બહુ–બહુ મુશ્કેલ છે....!

બાવીશમા તીર્થંકર ભગવાન નેમનાથની સાથે રાજીમતિએ કેવી પ્રીતિ નિભાવી હતી ? નવ–નવ ભવ જૂના પ્રીતિના કોલ હતા....સંસારની શેતરંજ પર અંતિમ જન્મની બાજી જ્યારે મંડાણી....લગ્નના બહાને મોટી જાન શાન સાથે નેમિકુમાર રાજીમતિ પાસે આવે છે.... જ્યાં રાજીમતિએ નેમિકુમારને નીરખ્યા, ત્યાં જ નેમિકુમારે પોતાના રથને પાછો વાળી લીધો....બસ થઈ ગયું....! એક આંખનો ઇશારો જ કાફી હતો....પ્રેમને બીજું શું જોઈએ ?

ભક્ત કવિવર્ય શ્રી જ્ઞાનવિમળસૂરીજીએ એ પ્રીતના પોયણાંને, ધન્ય કહાણી માનીને કાવ્યની કેડીએ શબ્દોમાં ગૂંથ્યાં છે.

**'રાજીમતીશું પૂરભવની પ્રીત ભલી પેરે પાળી...**
**પાણિગ્રહણ સંકેત આવી, તોરણથી રથવાળી....**
**નેમિ નિરંજન નાથ...રે.'**

રાજીમતિએ દુનિયાને પ્રેમનો એક મહાન અને અદ્ભુત આદર્શ આપ્યો છે. પ્રેમની બીન માત્ર ભોગની વાટે જ નથી વાગતી, ત્યાગની ટોચે પણ સ્નેહની શરણાઈ રણકી ઉઠે છે! નેમિકુમારે સંસારને સલામ કરી....શ્રમણ જીવન સ્વીકાર્યું....તો રાજીમતિએ પણ એમના પગલે પગલે એમના જ વરદ્ હસ્તે સંયમના શણગાર સજ્યા. મુક્તિના મહેલના માંડવે નેમનાથના અખંડ નેહથી પામવા રાજીમતિ ધન્ય બની. નેમનાથની અમર આત્મજ્યોતિમાં રાજીમતિની આત્મજ્યોતિ સમાઈ ગઈ.

કાંતો પોતાની જાતમાંથી જ આનંદ....જ્ઞાનાનંદની ગંગોત્રી શોધો....કાં પછી પરમાત્મામાં ડૂબી જઈને જીવન-પર્યંત આનંદથી ઓળઘોળ બન્યા રહેવા માટે કટિબદ્ધ બનો. આ સિવાય બીજે ક્યાંયથી આનંદ મેળવવા પ્રયત્ન કરવાનો કોઈ અર્થ નથી ! આનંદ મળશે જ નહીં. છતાં પણ દુનિયાના દર્પણમાં જ આનંદને નીરખવો હોય....તો

અનંત અવકાશમાં આંખોને પાથરી દો....અસીમ અવકાશમાં એરપોર્ટ પર આવન-જાવન કરતાં પેલાં પંખીઓમાં આનંદને શોધો....ઘૂઘવતા દરિયાની સોડમાં આનંદને શોધો....વહી જતાં ઝરણાં અને વહી જતી નદીઓમાં આનંદને મેળવજો. હર્યાંભર્યાં વૃક્ષો ને લીલી લીલી છમ પ્રકૃતિની ગોદમાં આનંદની અમરવેલ શોધજો...પ્રકૃતિમાં પળે પળે આનંદની અમીધાર ફૂટે છે....પ્રસન્નતાનો પારાવાર છલકાય છે...કારણ કે એમાં રાગ-દ્વેષની અગનઝાળ નથી...

## સહેવાની શક્તિ દો, મારા દેવ !




પરમાત્માની સમક્ષ પ્રતિદિન પ્રાર્થના કરૂં છું :

'ઓ મારા નાથ, પ્રતિકૂળતાઓને સહન કરવાની તાકાત મને આપો. પ્રતિકૂળતાઓનો પાશ જ્યારે મને ઘેરી વળે ત્યારે હું અભય બન્યો રહું અને આત્મધ્યાનની ગંગોત્રીમાં ગરકાવ બનું ! પ્રતિકૂળ સંજોગોમાં, પરિસ્થિતિમાં મન ચંચળ ના બને...મારૂં ચિત્ત વિક્ષિપ્ત ના બને એવું કંઈક કરી દો મારા દેવ !'

દિલમાં શ્રદ્ધાનો દીવડો ક્યારેક ઝાંખો થતો અનુભવું છું, ક્યારેક થઈ આવે છે : ક્યાંક આ દીવો ઓલવાઈ ના જાય ! જો શ્રદ્ધાનો સહારો ચાલ્યા ગયો તો તો આ જીવન બેસહારા બનીને આ સંસારની શેરીઓમાં ભટકતું થઇ જશે.

અનુકૂળ સંજોગોમાં અનુકૂળ પરિસ્થિતિઓમાં શું ધર્મપુરુપાર્થ કરી લેવાય છે ખરો ? શું આત્મવિકાસને ઉઘાડી આંખ સામે રાખીને અનુકૂળતાઓનો ઉપયોગ કરાય

છે ખરો ? જ્યારે હું મારા ભીતરના ભેરૂ સામે આ સવાલનું તીર ફેંકું છું, ત્યારે કોઈ જવાબની ઝાંખી નથી સાંપડતી...ને એક ઊંડી ઉદાસીનતાના ઉંબરે મારી સમગ્રતા ઢગલો થઈ જાય છે! ત્યારે એક ભય ભરેલા વિચારની ભૂતાવળ નજર સામે તરવરે છે. અનુકૂળ પરિસ્થિતિમાં પણ જો આત્મવિકાસનો પુરુષાર્થ નથી આરાધી શકાતો તો પછી પ્રતિકૂળ પરિસ્થિતિમાં શું પરિણામ આવશે ? પ્રતિકૂળ સંજોગોમાં ધર્મધ્યાન કેમ ટકી રહેશે ? જીવનમાં પ્રતિકૂળતાઓ જ વધારે પથરાયેલી હોય છે...કારણ કે પાપકર્મોનો ભાર વધારે છે...પુણ્યકર્મ બહુ ઓછું છે.

કોઈનાય જીવનમાં બધી જાતની અનુકૂળતાઓ નથી હોતી. કો'? ને કોંક પ્રતિકુળતા તો લમણે લખાયેલી જ હોય છે. મોટો સત્તાધીશ હોય કે શ્રીમંતાઈની સોડમાં લપાતો શ્રીમંત હોય, મહામનીષી હોય કે અજ્ઞાની હોય ! કોઈ ન કોઈ પ્રતિકૂળતા તો જીવનની સાથે જોડાયેલી જ હોય છે. બીજી બાજુ મનનો સ્વભાવ ખૂબ વિચિત્ર છે. મન વારે વારે પ્રતિકૂળતાની તરફ દોડી જાય છે. અનુકૂળતાઓ હોવા છતાં પણ પ્રતિકૂળતાની સાથે મન આથડવાનું પસંદ કરે છે અને અંતે, અશાંત બનીને અહીં તહીં આથડે છે.

જ્યારે ધર્મગ્રન્થોમાં મહાત્માઓને કષ્ટોની કાંટાળી કેડીએ પણ સ્થિર, સ્વસ્થ અને નિશ્ચલ જોઉં છું, ત્યારે મને મારી પામરતા પર ફિટકાર છૂટે છે! મારી નિઃસત્વતા

પર નફરત થઈ આવે છે ! આજે તો એવાં આકરાં કષ્ટો આવે છે જ કયાં ? કોણ મારા કાનમાં ખીલા ઠોકવા આવે છે ? કોણ મારા પર કાળચક્ર મૂકવા ધસે છે ? કોણ માથે અંગારા ભરવા આવે છે ? કોણ તલવારનો ઘા કરવા આવે છે ? કોણ મારા પર પથરાઓનો વરસાદ વરસાવે છે ? કોણ મારી ચામડી ઉતારી નાંખવાની વાત પણ કરે છે ? કોણ મને ઘાણીમાં પીસવા માટે આવે છે ? આવા કોઈ સંકટો...આવા કોઈ ઉપદ્રવો નથી આવતા....કે ન તો આવા ઉપદ્રવોને સહેવા માટે અમે સામા પગલે જઈએ છીએ !

કોઇએ કડવાં વેણ કહ્યાં કે જાણે કાળચક્ર તૂટી પડ્યું ! શરીરમાં જરાક બિમારી આવી કે જાણે દેહ પર અંગારા વરસી પડ્યા ! કોઈએ જરીક અપમાન કર્યું ત્યાં તો જાણે શરીરની ચામડી ઉતરડી ગઇ ! કેવી નિર્બળતા આવી ગઈ છે મનમાં ? કેવો નિઃસત્ત્વ બની ગયો છે આત્મા ? આવા મનથી શું આત્મશુદ્ધિનો મહાન પુરુષાર્થ સંભવી શકે ? આવો નિઃસત્વ આત્મા શું મોક્ષની મોંઘેરી મહેલાતો મેળવી શકે ? એના માટે તો નરકની નીંદામણ તૈયાર છે !

જ્યાં સુધી ભીતરમાં પ્રતિકૂળતાઓને સહેવાની સહજ ક્ષમતા નથી પેદા થતી, ત્યાં સુધી કોઈ પણ જાતની ધર્મ–આરાધના ફળવતી ન જ બની શકે. મગધ સમ્રાટ શ્રેણિકને એના જ લાડકા દીકરાએ જેલના સળિયા

પાછળ ધકેલી દીધો હતો ને ? આટલું ઓછું હોય તેમ એ દીકરો પોતાના જ સગા બાપની પીઠ પર મીઠાના પાણીમાં પલાળેલા કોરડા વીંઝતો હતો. એ પણ રોજ ! એ વખતે શ્રેણિકે કેવી સમતા રાખી હતી ? કેટલું ધૈર્ય ધબકતું હતું એના હૈયાના ધબકારામાં ! કોઈ આક્રોશ નહીં ....કોઈ રોષ નહીં....કોઇ હાયવોય નહીં....કોઇ શિકાયત નહીં ! કેટલું અજબ ને અપાર સત્ત્વ વહેતું હશે એ મહાપુરુષની નસેનસમાં ! કેવી અદ્‌ભુત જ્ઞાનદૃષ્ટિનો ઉઘાડ થયો હશે એ રાજવીની રગેરગમાં ! શું પરમાત્મા મહાવીરદેવ પ્રત્યેની પ્રગાઢ પ્રીતિ અને અપાર ભક્તિએ એનામાં આવું સત્ત્વ ખીલવ્યું હશે ? પરમાત્મા પ્રત્યે એમના અણુએ અણુએ જે શ્રદ્ધાની સરગમ ગૂંજતી હતી, શું એ જ શ્રદ્ધાએ એમનામાં આવી જ્ઞાનદૃષ્ટિના દીવડા પેટાવ્યા હશે ?

સમતાથી, સહજતાથી કષ્ટોની કાંટાળી કેડીઓ વિહરવાની ક્ષમતા આવી જાય, એટલે બસ ! આ જ પરમાત્માની પરમકૃપાનું ફળ છે ! આવી કૃપાનાં કિરણો મારી આત્મ-ભૂમિ પર પણ ઉતરે....હું એને પાત્ર બની જાઉં તો આ જીવન સફળ છે ! મારી પ્રત્યેક આરાધના સફળ છે !



## આનંદની અનુભૂતિ કેમ કરશો ?



વિચારમાં સમતા અને આચારમાં સ્થિરતા આવ્યા વગર આનંદની અનુભૂતિ અસંભવ છે—અશકય છે. વિચારમાં ઉગ્રતાનો ઉછાળો છે ને આચારમાં અસ્થિરતાની આંટીઘૂંટી છે, તો પછી અશાંતિ અને અસ્વસ્થતા જ ભોગવવી પડશે.

જ્યારે વિચારોમાં ક્રોધ અને લોભ પ્રવેશ પામે છે, માન અને માયા પ્રવેશી જાય છે, ત્યારે વિચારો ચંચળ બની જતા હોય છે. આવેશ, ઉગ્રતા, દીનતા, હીનતા અને ક્ષુદ્રતા, આ બધાના કારણે વિચારોની સમતા નષ્ટ થઈ જાય છે.

જ્યારે વિચારમાં સમતાનો અભાવ હોય, ત્યારે આચાર–વ્યવહાર પણ અસ્થિર બની જાય છે. કર્તવ્ય-પાલનમાં અસ્થિરતા આવી જાય છે. કયારેક કર્તવ્યપાલન થાય તો કયારેક ન પણ થાય.

વિચારમાં સમતાને ટકાવી રાખવા માટે ક્ષમા, નમ્રતા સરળતા અને નિર્લોભતાનો સાથ કયારેય નહીં છોડવો

જોઈએ. આપણા વિચારો હંમેશાં ક્ષમાથી હર્યાભર્યા રહેવા જોઈએ. આપણા વિચારોમાં નમ્રતાનું નમણું નજરાણું જોઈએ. આપણા વિચારો પર સરળતાની સુધા રેડાયેલી જોઈએ. આપણા વિચારો પર સદા સંતોષ અને તૃપ્તિના તોરણો રચાયેલાં જોઈએ.

જ્યારે 'સમરાદિત્યકેવળી ચરિત્ર' નજર સમક્ષ-આવે છે, ત્યારે ગુણસેનના વિચારોની સમતા તરફ હું આપોઆપ ખેંચાઈ જાઉં છું ! અગ્નિશર્મા પ્રત્યે ગુણસેને ક્યારેય પોતાના વિચારો પર ઉગ્રતાનું આવરણ છવાવા ના દીધું ! માત્ર એક જીવનમાં નહીં, નવ નવ જીવનમાં ગુણસેને વિચારો પર સમતાની શીળી ચાંદની જ પથરાયેલી રાખી. તો નવમા ભવમાં તેઓ સમરાદિત્ય બની ગયા અને વીતરાગતાને વરી ગયા. વૈરાગ્યની સાથે સાથે એમણે સમતાની પણ અખંડ ઉપાસના કરી હતી.

અગ્નિશર્માએ ઘોર તપ કર્યો હતો, પણ વિચારોમાં સમતા તે ન કેળવી શક્યો ! ગુણસેન માટે એના વિચારો ઉગ્ર બની ગયા. ઉગ્રતાની માત્રા વધતી જ ચાલી. એ ગુણસેનનો ઘાતક બની ગયો અને અનંત સંસારની અટ-વીમાં અટવાઈ ગયો. જો કે નવ ભવોમાંથી કેટલાક ભવમાં ગુણસેન અને અગ્નિશર્માના નિકટના સંબંધો ય બંધાણા ...પણ એ સંબંધો પ્રેમના સંબંધો ન બની શક્યા.-પિતા-પુત્ર અને પતિ-પત્નિ જેવા આત્યંતિક નિકટ સંબંધોની શાલ પણ એ બંનેએ ઓઢી, પણ એ સંબંધની-

શાલ નીચે સ્નેહ–સદ્ભાવને સાલસતાની સુરખી ના સાંપડી એમને ! અગ્નિશર્માના આત્માએ એ ભવમાં સંબંધોને યોગ્ય કર્તવ્યોનું પાલન પણ નથી કર્યું ! કેવી રીતે કરે ? વિચારમાં જો સમતાનો શણગાર ના હોય તો પછી જીવન-વ્યવહારમાં સ્થિરતાનું સૌન્દર્ય ખીલે કેવી રીતે ?

શું કરવું જોઈએ ? વિચારમાં સમતાની સુનિશ્ચલ સ્થાપના કેવી રીતે કરી શકાય ? ઘણું ઘણું ચિંતન મનના માંડવેથી પસાર થયા પછી એક ઉપાય જડી આવ્યો....! એ ઉપાય છે વિશ્વાસનો ! પરમાત્મા પ્રત્યે સુદૃઢ વિશ્વાસ જો સ્થપાઈ જાય....શ્વાસના પ્રત્યેક સ્પંદનમાં એ વિશ્વાસનું ગીત વણાઈ જાય....તો વિચારમાં સમતા સુસ્થિર બની શકે છે.

માત્ર શબ્દોના સથવારે સંકળાયેલો કે વાકયોની વાડને વીંટળાયેલો વિશ્વાસ નહીં પણ શ્વાસોશ્વાસની આવન–જાવન સાથે એકરસ બનેલો હોવો જોઈએ. 'જે કંઈ બની રહ્યું છે, તે મારા પરમાત્માએ જોયેલું છે ને જાણેલું છે.' પછી મારે કઈ વાતની ચિંતા ? મારે શાનો ડર ?

ચિંતા અને ભયની ભૂતાવળ જ વિચારમાં વિષમતા પેદા કરે છે. મારે ચિંતામુક્ત અને ભયમુક્ત બની જવું જોઈએ. પરમાત્મા પ્રત્યેનો પ્રગાઢ વિશ્વાસ જ મને ચિંતા અને ભયથી મુક્ત કરી શકે એમ છે. ચિંતા ચાલી ગઈ.... ભય ચાલ્યો ગયો ને મનમાં સમતાના સોણલાં સાકાર બન્યાં. પરમાત્માના અચિન્ત્ય પ્રભાવથી ચિંતાઓનો અને

ભયનો જડમૂળથી નાશ થઈ જાય તો મન સમતાથી શાંત–પ્રશાંત બની જાય !

મહાસતી મનોરમાએ પોતાના મનમાં આવી સમતાને સારી પેઠે સ્થાપી દીધી હતી. શેઠ સુદર્શન પર જ્યારે આળ મૂકવામાં આવ્યું અને શૂળી પર ચડવાની સજા ફટકારાઇ....તો પણ મનોરમા ભયની ભૂતાવળોથી ઘેરાઈ નથી ! એના એકાદ રૂંવાડે પણ ભયનો થરથરાટ સ્પર્શ્યો નથી....એતો પરમાત્માના ધ્યાનમાં લીન બની ગઈ. સુદર્શન અને મનોરમાના વિચારોમાં જરીયે ઉગ્રતા ન આવી, લગીરે વિષમતા ન પ્રગટી. એમના જીવન–વ્યવહારમાં અસ્થિરતા જ જન્મી. કોઈનીય સાથે કયારેય દુર્વ્યવહાર એમણે ન કર્યો. જે રાણી અભયાએ સુદર્શનને કલંકિત કર્યો'તો, એ રાણી માટે પણ એના હૈયામાં કોઈ રોષ નહોતો. એની સાથે પણ એણે દુર્વ્યવહાર નથી કર્યો.

આવી આત્મદશા કયારે પ્રાપ્ત થશે ? કેવી રીતે પ્રાપ્ત થશે ? આના માટે પરમાત્મ–કૃપા એ જ એક ઉપાય છે. પરમાત્મા પ્રત્યેનો પ્રગાઢ વિશ્વાસ એ જ એક સહારો છે. મારા પ્રત્યેક શ્વાસોશ્વાસની સરગમમાં આ વિશ્વાસનું ગીત હરદમ વગાઈ જાય તો બસ ! વિચારમાં જો સમતા બની રહેશે અને આચારમાં જો સ્થિરતા અખંડ રહેશે તો આનાથી જીવનયાત્રા ખરેખર સુખદ અને આનંદપૂર્ણ બની જશે.





## આવરણ ઉતારો આગ્રહના....!

## ૪૦

○ શું આત્મામાં મુક્તિની કામના જાગી છે?

○ શું હું મુમુક્ષુ બન્યો છું?

○ શું આંતર-બાહ્ય બંધન અળખામણાં લાગે છે?

○ શું ચિત્ત અનાગ્રહી-નિરાગ્રહી બન્યું છે?

○ શું સમતાનો સહવાસ ગમે છે?

આવા તો કેટકેટલાય પ્રશ્નોની હારમાળા હૈયામાં ઊભી થઈ જાય છે....! જ્યાં ક્યાંક એકાંતની ઓઢણી મળી કે પ્રશ્નોની વણથંભી વણઝાર દોડી આવે! પણ જ્યારે સવાલોનો સુસ્પષ્ટ જવાબ ન સાંપડે ત્યારે....બેચેનીનો બાહુપાશ મનને ઘેરી વળે છે.

આત્માના અણુએ અણુએ શોધી રહ્યો છું એ મુક્તિની કામનાને! ઘણાં દિવસોથી શોધું છું....નથી જડતી એ કામના....જો આત્મામાં મુક્તિની કામના જ નથી તો પછી મુમુક્ષુ કેવી રીતે? મુમુક્ષુતા વગરનો મુમુક્ષુ એટલે માનવતા વિહોણો માનવી. માનવતા નહીં તો માનવ કેવી રીતે?

માનવીય દેહથી માનવ ગણી લેવાય તો તો વેશભૂષા માત્રથી મુમુક્ષુ માની લઈએ! નહીં....નહીં.... એમ કેમ મારી જાતને હું મુમુક્ષુ માની લઉં?
કેટલાય બાહ્ય બંધનો મને કેવાં મીઠાં-મધુરાં લાગે છે!
કેટલાય આંતર બંધનો મને મનગમતા-પ્રિય ભાસે છે!

○ ક્રોધ ગમે છે, માટે તો ક્રોધનો સહારો લઉં છું!
○ અભિમાન ગમે છે, માટે જ માનનો સંગ કરૂં છું!
માયા અને લોભ બહુ ગમે છે, માટે તો માય અને લોભનો સથવારો લઉં છું.
આ પ્રિય જે છે તે જ તો બંધન છે!

એમ તો પાંચ ઇન્દ્રિયોના કેટલા બધા વિષયો મને પ્રિય છે! શબ્દ-રૂપ-રસ-ગંધ અને સ્પર્શના અસંખ્ય વિષયોનો રાગ કેવું પ્રગાઢ બંધન છે? જ્યાં સુધી વિષયોના રાગ અકબંધ છે, ત્યાં સુધી મુક્તિનું મમત્વ જાગે જ કેમ? વિષયોના રાગ પ્રત્યે, ઐન્દ્રિક પદાર્થોના આકર્ષણ પ્રત્યે અણગમો પણ ક્યાં છે? જો વૈષયિક રાગ પ્રત્યે અણગમો નથી તો આત્માની શુદ્ધ-અવસ્થા...પરમાત્મદશાનો અનુરાગ ગમશે કેવી રીતે? મન નિરંતર બંધનોથી પ્યાર કરે છે... અંતરાત્મા મુક્તિની ઝંખનામાં તરફડે છે...!

મન કેટલા બધા આગ્રહોમાં બંધાઈ ગયું છે? મુમુક્ષુ અનાગ્રહી હોવો જોઈએ. પરોક્ષ પદાર્થોના નિર્ણયમાં પણ અનાગ્રહિતા આવશ્યક છે. પરોક્ષ-અગમ વાતોને સિદ્ધ કરવા માટે અનેક તર્ક અને દલીલો કરવી વ્યર્થ છે....! શુષ્ક તર્ક નહીં કરવા જોઈએ. શુષ્ક તર્કોની જાળ પાથરનારના મગજ પર મિથ્યાભિમાનીનું ભૂત સવાર થઈ જાય છે.

આવા શુષ્ક તર્ક કરવાવાળા પંડિતો નથી જોયા શું ? એમનું પાર વગરનું અભિમાન પણ ક્યાં નથી જોયું ? આનાથી મુમુક્ષુતા કલંકિત થાય છે. મુમુક્ષુ ક્યારેય શુષ્ક તર્ક કરનાર શુષ્ક પંડિત નથી હોતો. મુમુક્ષુ તો આત્માનુભાવના મહાસાગર પ્રત્યે નિરંતર ગતિશીલ–પ્રગતિશીલ સાધક મહાત્મા હોય છે.

મુમુક્ષુ હંમેશાં સમતાનો સંગ કરતો હોય છે. એક ક્ષણ પણ એ સમતાથી વેગળો નથી બનતો એટલે કે પ્રબળ રાગ–દ્વેષની આગમાં નથી ઝીંકાતો ! મુમુક્ષુના મનમાં સમતાનો દરિયો ઘૂઘવે છે....વાણીમાં પ્રસન્નતાનાં નીર છલકાતાં હોય........એની પ્રવૃત્તિમાં પ્રશમનાં પોયણાં ખીલેલાં હોય છે. સમતાને સુરક્ષિત રાખવા માટે એ હંમેશાં જાગૃત હોય છે. ક્યાંય પણ વિષમતાની વેદના નહીં....! ક્યાંય પણ વ્યાકુળતાની વ્યથા નહીં....!
ગમે તેવા વિષમ સંયોગો આવી પડે....ગમે તેવી પ્રતિકૂળ પરિસ્થિતિના પાશ ઘેરી વળે....છતાંય મુમુક્ષુ સમતાના સહવાસથી અળગો નથી થઈ શકતો.

ચિત્ત સદા નિરાગ્રહી બન્યું રહે...,અને પ્રતિપળ સમતાનો સાથ–સથવારો રહે....તો મુમુક્ષુજીવન ખરેખર ધન્ય બની જાય ! કૃતાર્થ બની જાય....!

આના માટે અંતર–બાહ્ય બંધનો અળખામણાં લાગવાં જોઈએ અને મુક્તિની કામના પ્રબળ બનવી જોઈએ. બસ, પછી....અપૂર્વ આત્માનંદની અનુભૂતિ થવા માંડશે. ક્યારે આવી પુણ્ય પળો આવશે આ જીવનની સફરમાં !

## પચ્ચીસમી રામાયણ

## ૪૧

ઋતુ સોહામણી હતી...વન પણ ઉપવનને શરમાવે તેવું ખીલી ઊઠયું હતું. માર્ગમાં માટીની મહેક હતી.... સવારની સુષમાને વિખેરતું આકાશ નિરભ્ર હતું....ધીમી ગતિએ ડોલતી હવાની હેલી વાતાવરણમાં ભીનાશ ભરતી હતી. અમે લોકો પદયાત્રાની પગથારે હતા. મારી સાથે એક યુવાન મૌનના આવરણમાં લપેટાયેલો ચાલતો હતો. મારો એ પૂર્વપરિચિત હતો. હું એને સારી રીતે ઓળખતો હતો. એના ચહેરા પર વિષાદની વાદળી ઝળૂંબી રહી હતી....મને લાગ્યું કે એના ભીતરમાં કંઈક વેદનાની આગ ધરબાયેલી હોવી જોઈએ.

મોસમ મદભર હતી....યુવક મનહૂસ હતો. વાતાવરણ પ્રફુલ્લ હતું....યુવક ઉદાસ હતો. આજુબાજુ....દૂર દૂર બધે જ સૌન્દર્યના સપ્તરંગી સોણલાં વેરાયાં હતાં. પણ આ યુવાન આહ ને આંસુથી અમળાતો હતો. જ્યારે એની સાથે મેં વાત કરી, ત્યારે વાસ્તવિકતા જાણવા મળી ! એ યુવકનું મન પ્રિય વ્યક્તિના વિરહથી વ્યાકુળ હતું, અપ્રિયના સહવાસથી ક્ષુબ્ધ હતું.

આવા શુષ્ક તર્ક કરવાવાળા પંડિતો નથી જોયા શું? એમનું પાર વગરનું અભિમાન પણ ક્યાં નથી જોયું? આનાથી મુમુક્ષુતા કલંકિત થાય છે. મુમુક્ષુ ક્યારેય શુષ્ક તર્ક કરનાર શુષ્ક પંડિત નથી હોતો. મુમુક્ષુ તો આત્માનુભાવના મહાસાગર પ્રત્યે નિરંતર ગતિશીલ–પ્રગતિશીલ સાધક મહાત્મા હોય છે.

મુમુક્ષુ હંમેશાં સમતાનો સંગ કરતો હોય છે. એક ક્ષણ પણ એ સમતાથી વેગળો નથી બનતો એટલે કે પ્રબળ રાગ–દ્વેષની આગમાં નથી ઝીંકાતો! મુમુક્ષુના મનમાં સમતાનો દરિયો ઘૂઘવે છે....વાણીમાં પ્રસન્નતાનાં નીર છલકાતાં હોય........એની પ્રવૃત્તિમાં પ્રશમનાં પોયણાં ખીલેલાં હોય છે. સમતાને સુરક્ષિત રાખવા માટે એ હંમેશાં જાગૃત હોય છે. ક્યાંય પણ વિષમતાની વેદના નહીં....! ક્યાંય પણ વ્યાકુળતાની વ્યથા નહીં....!
ગમે તેવા વિષમ સંયોગો આવી પડે....ગમે તેવી પ્રતિકૂળ પરિસ્થિતિના પાશ ઘેરી વળે....છતાંય મુમુક્ષુ સમતાના સહવાસથી અળગો નથી થઇ શકતો.

ચિત્ત સદા નિરાગ્રહી બન્યું રહે...,અને પ્રતિપળ સમતાનો સાથ–સથવારો રહે....તો મુમુક્ષુજીવન ખરેખર ધન્ય બની જાય! કૃતાર્થ બની જાય....!

આના માટે અંતર–બાહ્ય બંધનો અળખામણાં લાગવાં જોઈએ અને મુક્તિની કામના પ્રબળ બનવી જોઈએ. બસ, પછી....અપૂર્વ આત્માનંદની અનુભૂતિ થવા માંડશે. ક્યારે આવી પુણ્ય પળો આવશે આ જીવનની સફરમાં!

ક્ષણિક રહે છે, ત્યાં સુધી....જ્ઞાનાનંદ પણ ક્ષણિક બની જાય છે....અને મન પ્રિયાપ્રિયની કલ્પનામાં ખોવાઈ જાય છે.

પ્રિયસંયોગની અભિલાષા–વાસના કેટલી ઊંડી છે? અપ્રિય વિયોગની કામના કેટલી પ્રબળ છે? વરસો સુધી પ્રયત્ન કરવા છતાંયે આ વાસનાઓમાંથી મુક્તિ નથી મળતી! જોકે મારો તો પ્રયત્ન જ એટલો પ્રબળ નથી, જેટલી પ્રબળ આ વાસનાઓ છે! શા માટે પ્રયત્ન પ્રબળ નથી થતો? કેમ આટલું આત્મવીર્ય ઉલ્લસિત નથી બનતું? વિચારૂં છું....ઘણીવાર વિચારૂં છું તો પોતાની નિઃસત્ત્વતાની સાથે સાથે કર્મોની પ્રબળતાનો વિચાર પણ આવે છે.

જીવન અસ્ખલિત ગતિએ વહી રહ્યું છે, જીવન–શક્તિ ક્ષીણ થતી જાય છે....સંધ્યા ઉતરી આવશે....અંધારૂં છવાઈ જશે....ભવવનમાં આત્મા ભટકી જશે...આ બધા વિચારો આત્માને ઝકઝોરી દે છે. ઉદ્વેગ–વિષાદથી મન ભરાઈ જાય છે. પણ પોતાની આ વિવશતા ઉપર તરત જ તિરસ્કાર છૂટે છે....પ્રિયાપ્રિયની કલ્પનાઓને નષ્ટ કરી નાંખવાની પ્રબળ ભાવના જાગી આવે છે.

પણ આ ભાવનાય ક્ષણિક બનીને વેર–વિખેર થઈ જાય છે! કેવું છે આ મન? કેવી છે આ ભાવનાઓ? પણ છતાયે નિરાશાના આંચળમાં સંતાઈને જીવન નથી જીવવું! જિનવચનના સહારે સતત પુરુષાર્થ કરતા કરતા મરવું છે! પ્રિય–અપ્રિયની કલ્પનાઓ રહે કે ના રહે!

....મરૂભૂમિની ધીખતી ધરતી હતી, વૈશાખ જેઠના આગ ઓકતા વાયરા વીંઝાતા હતા. અસહ્ય ઘામ અને ગંમીંથી શરીર તપતું હતું, ઉજ્જડ–વેરાન પ્રદેશમાં બસ, જ્યાં જુઓ ત્યાં રેતીના જ ઢગલે ઢગલા નજરે ચઢતા હતા....રસ્તો પણ કાંટાઓથી ભરેલો હતો. પથરીલી ધરતી પર અમારી પદયાત્રા ચાલી રહી હતી. મારા સાથી મુનિના પ્રત્યે મારૂં ધ્યાન ગયું. એમના ચહેરા પર ચાંદી જેવા ચમકતા સ્મિતની ઝરમર હતી. પરસેવાના રેલા ઉતરે જતા હતા પણ આંખોમાં સ્નેહાર્દતાભરી ઉષ્મા હતી, પ્રસન્નતા હતી.

વાતાવરણ ઉદ્વેગભર્યું હતું, મુનિ ખૂશખૂશાલ હતા. આજુબાજુ બધું જ વિષાદપ્રેરક હતું ! પણ મુનિ મહોરેલા હતા. ગામમાં પહોંચ્યા પછી જ્યારે મેં એમની સાથે વાત કરી, મને જાણવા મળ્યું કે એમને પ્રિય સંયોગની કોઈ આકાંક્ષા નહોતી કે પ્રિય વિયોગની કોઇ વ્યાકુળતા નહોતી.

સુખ–આનંદ....પ્રસન્નતાનો મૂળાધાર મળી ગયો ! પ્રિયના સંયોગની અભિલાષા ન જોઈએ. અપ્રિયના વિયોગની કોઈ કામના ના જોઈએ. પ્રિયનો સંયોગ મળો કે ના મળો....અપ્રિયનો સહવાસ હોય કે ના હોય.... મન પ્રિયાપ્રિયની કલ્પનામાંથી મુક્ત રહેવું જોઈએ.

પ્રિયાપ્રિયની કલ્પનાઓમાંથી મુક્ત રાખવા માટે મનને પ્રશસ્ત યોગોમાં, ધર્મતત્ત્વના ચિંતન–મનનમાં જોડી રાખવું જોઈએ. તત્ત્વચિંતનમાં જ્યાં મન રમવા લાગશે કે આનંદનો સ્રોત–સ્વયંભૂ ફૂટી નીકળશે. પરંતુ જ્યાં સુધી તત્ત્વચિંતનની રમણતા સ્થિર નથી બનતી,

અજાણ્યું રહ્યું હશે ? ના, આ વાત શક્ય નથી, જો આ વાતની શક્યતા માનીએ તો મહાવીરદેવની સર્વજ્ઞતા પ્રત્યે નિઃશંક ના રહી શકાય. જો સર્વજ્ઞતાને સ્વીકારીએ છીએ સમગ્રતાની સાથે, તો જમાલીની સાથે જમાલીના ભાવિનું જ્ઞાન પરમાત્માને હતું, એ સ્વીકારવું જ પડશે !

ભગવાન મહાવીર જાણતા હતા કે જમાલી મારા દ્વારા પ્રતિપાદિત સિદ્ધાંતનો વિરોધ કરીને શ્રમણસંઘને ત્યાગી જશે. એ પોતાની મૂઢ માન્યતાનો પ્રચાર કરશે.' છતાંપણ ભગવાને જમાલીને ચારિત્ર આપ્યું ! પોતાના ધર્મસંઘમાં એને શામિલ કર્યો ! પ્રશ્ન અહીં એ થાય છે કે આવું જાણવા છતાંયે એમણે શા માટે જમાલીને દીક્ષા આપી ?

જો મને ખ્યાલ આવી જાય કે 'આ માણસ આગળ જઈને મારો જ દુશ્મન થવાનો છે....' તો હું એ વ્યક્તિનો ક્યારેય સ્વીકાર કરવાની ભૂલ ના કરૂં ! હું તો શું કોઈ પણ નહીં કરે આવું ! તો પછી ભગવાને શા માટે જાણી જોઈને જમાલીનો સ્વીકાર કર્યો ?

આ પ્રશ્નનું સમાધાન પરમાત્મા મહાવીરદેવે ચીંધેલા એક સિદ્ધાંતને સમુચિતરૂપે સમજવાથી થઈ ગયું ! એ એક સિદ્ધાંત છે 'ભવિતવ્યતા'નો !

દરેક જીવાત્માની પોતાની સ્વતંત્ર ભવિતવ્યતા હોય છે. દરેક જીવાત્માની ગતિ–પ્રગતિ, ઉન્નતિ–અવનતિ ચોક્કસ થઇ ગયેલી હોય છે. જે પૂર્ણજ્ઞાની મહાપુરુષો છે,

## યદ્ ભાવ્યમ્, તદ્ ભવિતવ્યમ્

## ૪૨

સર્વજ્ઞ વીતરાગ ભગવાન મહાવીરની પાસે જ્યારે રાજકુમાર જમાલીએ વૈરાગ્યભર્યા હૈયે એને નમ્રતાસભર સ્વરે પ્રાર્થના કરી હતી કે 'ભગવાન ! મારું મન વૈષયિક સુખોથી વિરક્ત બન્યું છે અને હું આપના ચરણ–કમળમાં મારું જીવન સમર્પવા માંગું છું,' ત્યારે સર્વજ્ઞ પરમાત્મા મહાવીરદેવે જમાલીને ચારિત્રધર્મનું પ્રદાન શા માટે કર્યું ?

મનમાં આ પ્રશ્ન સળવળ્યો. દિવસો વીતી ગયા આ પ્રશ્નના પ્રત્યુત્તરને શોધવામાં ! પરમાત્મા સર્વજ્ઞ હતા, જડ–ચેતન બધા પદાર્થોના સર્વકાલીન ભાવોને જાણતા હતા....એમનાથી કોઈ વાત અજ્ઞાત નહોતી તો શું 'આ જમાલી સાધુ બન્યા પછી, શ્રુતજ્ઞાની બન્યા પછી મારા જ સિદ્ધાન્તની સામે થશે....મારી જ વાતનું ખંડન કરશે....અને મારી વિરુદ્ધ લોકોમાં પ્રચાર કરશે,' આ વાત જ્ઞાત નહીં હોય ? જમાલીનું ભાવિ શું એમનાથી

ઉપાધ્યાય શ્રી વિનયવિજયજીએ 'શાંત સુધારસ'માં જે ગાયું છે, તે સ્મૃતિની છીપમાં સાચવી રાખવા જેવું છે:
"येन जनेन यथा भवितव्यं, तद्‌भवता दुर्वारं रे..."
'જે મનુષ્યની જેવી ભવિતવ્યતા હોય તે તેવો જ બને. તેને હું કે તમે, કોઈ જ રોકી ના શકીએ, તેની ભવિતવ્યતા બદલી ન શકીએ.'

❀

જો તમને કોઈ પ્રકારની પીડા પસંદ નથી તો તમે મનમાં પણ કોઈ જીવને પીડા આપવાનો વિચાર ન કરો. કોઈપણ જીવને દુઃખી કરવાનો વિચાર ન કરો.

કોઈપણ જીવના દુઃખમાં રાજી થવાનું નથી. તમારે તો સહુ જીવોની કુશળતાની ભાવના ભાવવાની છે. સહુ જીવો સુખી થાઓ, સહુ જીવોને શાન્તિ મળો! આમ વિચારવાનુ છે.

પરોપકાર જેવું કોઈ સત્કાર્ય નથી. મન-વચન અને કાયાથી બીજા જીવોનાં દુઃખ દૂર કરવાનો પ્રયત્ન કરો.

એમના જ્ઞાનના પ્રકાશમાં આ બધું અવિકલ્પપણે બને છે.

જમાલીનો આ ક્રમ નિશ્ચિત હતો. રાજકૂળમાં જન્મવું....યૌવનના ઉંબરે રાજકુમારી પ્રિયદર્શના સાથે પાણિગ્રહણ કરવું....પછી સંસારથી વિરક્ત બનીને શ્રમણ-જીવનનો સ્વીકાર કરવો....શ્રુતજ્ઞાની બનવું....બિમાર થવું.... બીજા સાધુઓ સાથે સૈદ્ધાંતિક મતભેદના ફણગા ફૂટવા.... ભગવાન મહાવીરની અવજ્ઞા કરવી....શ્રમણસંઘથી નિષ્કાષિત થવુ. આ બધું નિશ્ચિત હતું-નક્કી હતું, ભગવાન મહાવીરના કેવલાલોકમાં !

ભગવાન મહાવીરદેવની પણ પોતાની ભવિતવ્યતા હતી ને ? જમાલીને દીક્ષા આપવી....શ્રમણસંઘમાં ભેળ-વવો....ભગવાનની ભવિતવ્યતા હતી....એ ભવિતવ્યતાના અનુસારે જ એમણે જમાલીને દીક્ષા આપી હતી અને શ્રમણસંઘમાં પ્રવેશ આપ્યો હતો. એઓ જાણતા હતા કે 'એક દિવસ આ મારો વિરોધી બની જ જવાનો છે. મારી સર્વજ્ઞતાનો અનાદર કરવાનો છે. મારાથી વિપરીત માન્યતાનો પ્રચાર કરશે.' છતાં પણ એમણે ભવિતવ્યતા મુજબ જ બધું કરવાનું હતું !

ગોશાલકને 'તેજોલેશ્યા'ની શક્તિ મેળવવાનો માર્ગ બતાવતી વખતે ભગવાન જાણતા જ હતા કે આ શક્તિનો પ્રયોગ ગોશાલક મારા પર જ કરશે,' છતાંયે તેજોલેશ્યા આપી દીધી ! ભવિતવ્યતાએ અપાવરાવી એ તેજોલેશ્યા....!

ઉપાધ્યાય શ્રી વિનયવિજયજીએ 'શાંત સુધારસ'માં જે ગાયું છે, તે સ્મૃતિની છીપમાં સાચવી રાખવા જેવું છે:
"येन जनेन यथा भवितव्यं, तद्‌भवता दुर्वारं रे..."
'જે મનુષ્યની જેવી ભવિતવ્યતા હોય તે તેવો જ બને. તેને હું કે તમે, કોઈ જ રોકી ના શકીએ, તેની ભવિતવ્યતા બદલી ન શકીએ.'

ꕥ

જો તમને કોઈ પ્રકારની પીડા પસંદ નથી તો તમે મનમાં પણ કોઈ જીવને પીડા આપવાનો વિચાર ન કરો. કોઈપણ જીવને દુઃખી કરવાનો વિચાર ન કરો.

કોઈપણ જીવના દુઃખમાં રાજી થવાનું નથી. તમારે તો સહુ જીવોની કુશળતાની ભાવના ભાવવાની છે. સહુ જીવો સુખી થાઓ, સહુ જીવોને શાન્તિ મળો! આમ વિચારવાનુ છે.

પરોપકાર જેવું કોઈ સત્કાર્ય નથી. મન-વચન અને કાયાથી બીજા જીવોનાં દુઃખ દૂર કરવાનો પ્રયત્ન કરો.

## અતૃપ્તિથી અળગા બનો.... ૪૩

ચિંતનની ડાળીએ એક વિચારનું ફૂલ ગોઠવતાં કો'કે કહ્યું : 'તૃપ્તિથી મુક્તિ' ! જ્યાં સુધી મનુષ્ય વિષયભોગથી તૃપ્ત નથી બનતો, ત્યાં સુધી એની મુક્તિ થઈ શકતી નથી ! તર્ક–દલીલ આપવામાં આવે છે કે 'જો મનુષ્ય વિષયભોગથી અતૃપ્ત રહે છે, તો એને પેલી અતૃપ્તિના ઓછાયા સતાવ્યા કરે છે, અતૃપ્ત વ્યક્તિ ધ્યાનસ્થ નથી-બની શકતી....ધ્યાન વગર મુક્તિ અસંભવ છે !'

વિચાર રજુ કરનારને મેં જવાબ આપ્યો : 'ભઈલા, વિષયોના ઉપભોગથી ક્યારેક તૃપ્તિ સંભવી શકે ખરી ? તમે એ તો માનો છો ને કે અતીત કાળમાં આપણા-આત્માએ અનંત અનંત જન્મો કર્યાં છે ! એ જન્મોમાં-અનંત વિષયભોગ કર્યો છે....પણ શું એનાથી તૃપ્તિ થઈ ? ક્યારે થશે તૃપ્તિ ને ક્યારે મેળવશો મુક્તિ ? જો આ આશાના અંધારામાં અટવાયેલા રહ્યા કે 'હું ખૂબ વૈષયિક સુખો ભોગવી લઉં....તૃપ્તિ થઈ જશે અને પછી મુક્તિ-મળી જશે !' આ તમારી બહુ મોટી ભ્રમણા છે.

એક વૃદ્ધ પુરુષ છેલ્લી ઘડીઓ ગણી રહ્યા હતા. એમના ધર્મપત્નિ ધાર્મિક ભાવનાથી ઓતપ્રોત હતા. એમને થયું : 'જો મારા પતિને આ છેલ્લી અવસ્થામાં ગુરુદેવના સ્વમુખે નવકારમંત્રનું શ્રવણ કરવાનું સૌભાગ્ય સાંપડે તો એમનો પરલોક સુધરી જશે....' એ મને બોલાવવા માટે આવ્યા, હું ગયો. મેં પેલા વૃદ્ધ ભાઈને નવકાર સંભળાવ્યા....એના આત્માને શાંતિ–સમાધિ ને સ્વસ્થતા મળે એવી કેટલીક વાતો કરી. એ વૃદ્ધે મને કહ્યું : 'મહારાજ સાહેબ, એક વાત મારા મનને કોરી રહી છે....આ અવસ્થાઉંબરે પણ મારા મનમાં સ્ત્રી પ્રત્યેની આસક્તિ લબકારા લે છે. સ્ત્રીના દેહ પ્રત્યે મનમાં તીવ્ર ખેંચાણ અનુભવાય છે. હવે થશે શું મારું ?' મેં પૂછ્યું : 'શું જીવનમાં ક્યારેય વિષય વાસનાથી વિમુક્ત બનવાનો પ્રયત્ન કર્યો હતો ખરો ? શું દેહાસક્તિને ખંખેરી નાખવા અશુચિ ભાવનાની ચિંતના કરી હતી ખરી?' એમણે કહ્યું: 'ના....આવું તો કંઈજ કર્યું નથી !'

જો વિષયભોગથી તૃપ્તિ થઈ જતી હોત તો આ વૃદ્ધ પુરુષને તૃપ્તિના ઓડકાર આવી જવા જોઈતા હતા. પણ ના થઇ તૃપ્તિ ! બલ્કે મૃત્યુની ઘડી સુધી અતૃપ્તિના ઉછાળા એમના હૈયામાં ચાલુ રહ્યા ! આગામી જનમ પણ ઊંડી અતૃપ્તિની સાથે જ લેશે !

તૃપ્તિથી મુક્તિની વાત પછી....પહેલાં અતૃપ્તિથી અંતઃકરણને મુક્ત કરો. વિષયોપભોગ કર્યા કરવાથી ક્યારેય અતૃપ્તિની આગ હોલાવાની નથી....એનાથી તો

## અતૃપ્તિથી અળગા બનો....

૪૩

ચિંતનની ડાળીએ એક વિચારનું ફૂલ ગોઠવતાં કો'કે કહ્યું : 'તૃપ્તિથી મુક્તિ' ! જ્યાં સુધી મનુષ્ય વિષયભોગથી તૃપ્ત નથી બનતો, ત્યાં સુધી એની મુક્તિ થઈ શકતી નથી ! તર્ક–દલીલ આપવામાં આવે છે કે 'જો મનુષ્ય વિષયભોગથી અતૃપ્ત રહે છે, તો એને પેલી અતૃપ્તિના ઓછાયા સતાવ્યા કરે છે, અતૃપ્ત વ્યક્તિ ધ્યાનસ્થ નથી બની શકતી....ધ્યાન વગર મુક્તિ અસંભવ છે !'

વિચાર રજુ કરનારને મેં જવાબ આપ્યો : 'ભઈલા, વિષયોના ઉપભોગથી ક્યારેક તૃપ્તિ સંભવી શકે ખરી ? તમે એ તો માનો છો ને કે અતીત કાળમાં આપણા આત્માએ અનંત અનંત જન્મો કર્યા છે ! એ જન્મોમાં અનંત વિષયભોગ કર્યો છે....પણ શું એનાથી તૃપ્તિ થઈ ? ક્યારે થશે તૃપ્તિ ને ક્યારે મેળવશો મુક્તિ ? જો આ આશાના અંધારામાં અટવાયેલા રહ્યા કે 'હું ખૂબ વૈષયિક સુખો ભોગવી લઉં....તૃપ્તિ થઈ જશે અને પછી મુક્તિ મળી જશે !' આ તમારી બહુ મોટી ભ્રમણા છે.

એક વૃદ્ધ પુરુષ છેલ્લી ઘડીઓ ગણી રહ્યા હતા. એમના ધર્મપત્નિ ધાર્મિક ભાવનાથી ઓતપ્રોત હતા. એમને થયું : 'જો મારા પતિને આ છેલ્લી અવસ્થામાં ગુરુદેવના સ્વમુખે નવકારમંત્રનું શ્રવણ કરવાનું સૌભાગ્ય સાંપડે તો એમનો પરલોક સુધરી જશે....' એ મને બોલાવવા માટે આવ્યા, હું ગયો. મેં પેલા વૃદ્ધ ભાઈને નવકાર સંભળાવ્યા....એના આત્માને શાંતિ–સમાધિ ને સ્વસ્થતા મળે એવી કેટલીક વાતો કરી. એ વૃદ્ધે મને કહ્યું : 'મહારાજ સાહેબ, એક વાત મારા મનને કોરી રહી છે....આ અવસ્થાઉંબરે પણ મારા મનમાં સ્ત્રી પ્રત્યેની આસક્તિ લબકારા લે છે. સ્ત્રીના દેહ પ્રત્યે મનમાં તીવ્ર ખેંચાણ અનુભવાય છે. હવે થશે શું મારું ?' મેં પૂછ્યું : 'શું જીવનમાં ક્યારેય વિષય વાસનાથી વિમુક્ત બનવાનો પ્રયત્ન કર્યો હતો ખરો ? શું દેહાસક્તિને ખંખેરી નાખવા અશુચિ ભાવનાની ચિંતના કરી હતી ખરી?' એમણે કહ્યું: 'ના....આવું તો કંઈજ કર્યું નથી !'

જો વિષયભોગથી તૃપ્તિ થઈ જતી હોત તો આ વૃદ્ધ પુરુષને તૃપ્તિના ઓડકાર આવી જવા જોઈતા હતા. પણ ના થઈ તૃપ્તિ ! બલ્કે મૃત્યુની ઘડી સુધી અતૃપ્તિના ઉછાળા એમના હૈયામાં ચાલુ રહ્યા ! આગામી જનમ પણ ઊંડી અતૃપ્તિની સાથે જ લેશે !

તૃપ્તિથી મુક્તિની વાત પછી....પહેલાં અતૃપ્તિથી અંતઃકરણને મુક્ત કરો. વિષયોપભોગ કર્યા કરવાથી ક્યારેય અતૃપ્તિની આગ હોલાવાની નથી....એનાથી તો

અતૃપ્તિની આગ વધુ ને વધુ ભડકે બળશે. 'न जातु कामः कामानामुपभोगेन शाम्यति' યયાતિનો આ જીવન સંદેશ યાદ રાખવા જેવો છે. અતૃપ્તિના પાશમાંથી મુક્ત બનવા માટે ત્યાગનો રાહ સ્વીકારવો જ પડશે. વિષયભોગનો ત્યાગ કરવો પડશે.

જે વિષયનો ત્યાગ તનથી ને મનથી કરવામાં આવે છે, એ વિષયનું આકર્ષણ તૂટે જ છે. દીર્ઘકાલીન વિષય-ત્યાગથી વિષયાસક્તિ વેગળી કરી શકાય છે. બેશક, એ ત્યાગ મનથી પણ થવો જ જોઈએ. ત્યાગ કરવા છતાંયે, એવું પણ બને કે જેનો ત્યાગ કર્યો છે એનું માનસિક આકર્ષણ-વૈચારિક આકર્ષણ ઉદ્‌ભવી શકે, પણ 'ચિત્તનિરોધ'ની સાધનાનું સાતત્ય વિષયાસક્તિને જર્જર કરી દેવા માટે સક્ષમ છે.

વૈષયિક વાસનાનો સ્વીકાર ક્યારેય ના કરો. વાસના પર વિજય મેળવવા માટે સદૈવ પ્રયત્નશીલ–પુરુષાર્થરત બન્યા રહો. ભલેને પછી એ વિજય મેળવવા માટે બે–ચાર જનમો લેવા પડે....જનમ જનમ સુધી આ વાસનાઓ સામે ઝઝુમ્યા કરો. વાસનાઓ એક દિવસ વશ થવાની જ. એનો નાશ થવાનો જ. અંતિમ વિજય તો આત્માનો જ છે! આત્મા વાસના પર વિજયશ્રી વરે છે એ જ તો મુક્તિ છે!

આત્માને આત્મગુણોમાં તૃપ્ત કરવાની કળા શીખી લો. સ્વભાવદશામાં તૃપ્તિની અનુભૂતિ કરો. આત્મગુણોમાં તમે તૃપ્તિના ઓડકાર મેળવી શકો છો. વૈષયિક સુખોમાં ક્યારેય પણ તમને તૃપ્તિ નહીં સાંપડે! આત્માના

જ્ઞાનગુણમાં, દર્શનગુણમાં, તૃપ્તિ મેળવવા પ્રયત્ન કરો. આ તૃપ્તિ ખરેખર અવિનાશી હશે....અક્ષય હશે. અવિકલ હશે. આ તૃપ્તિ જ્યાં આવી કે વિષયોની અતૃપ્તિ આપોઆપ ઓગળી જવાની.

તૃપ્તિથી મુક્તિ નહીં....પણ અતૃપ્તિથી મુક્ત બનવા માટે પ્રયત્ન કરો. આ પ્રયત્ન છે વિષય-ઉપભોગથી વિરક્તિનો! વાસનાજન્ય સુખોથી વિરામ પામવાનો!





બાહ્ય અનુકૂળ-પ્રતિકૂળ સંયોગો તો કર્માધીન છે. એની ચિંતા કરવાથી શું? પ્રારબ્ધે પેદા કરેલા સંયોગોમાં મનની સ્વસ્થતા સુરક્ષિત રાખવાનો પુરુષાર્થ કરો. એ પુરુષાર્થ છે. આંતરિક ભીતરની જ્ઞાનદૃષ્ટિ ખોલવાનો પુરુષાર્થ કરો. પ્રતિકૂળ સંયોગમાં મન ચંચળ ન બની જાય, બેચેનીનો શિકાર ન બની જાય, એનાં માટે ઉપાયો શોધો. એ ઉપાય છે જ્ઞાનદૃષ્ટિ!



## પારકી આશા સદા નિરાશા...!




વાસ્તવિકતાનું અજ્ઞાન એ જ તો વ્યથા અને વેદનાને જન્માવે છે. જે પરદ્રવ્ય છે....જે પરપુદ્‌ગલ છે, અને હું મારાં માની રહ્યો છું ! એને મારાં બનાવવા માટે ફાંફા મારૂં છું ! મારા બન્યા રહે એ માટે વલખાં મારૂં છું.... આ નરી અજ્ઞાનતા નથી તો શું છે ?

પરદ્રવ્યોના સહારે હું મારૂં વ્યકિતત્વ....મારો પ્રભાવ પાડવા માંગું છું ! આ પણ અજ્ઞાનતા જ છે ને ? આ વ્યામોહ નથી તો શું છે ? જાણું છું કે પરદ્રવ્ય ક્યારેય સ્વદ્રવ્ય નથી બની શકતાં, છતાંયે પરદ્રવ્યને સ્વદ્રવ્ય માનવા મથી રહ્યો છું !

આના કારણે ક્યારેક મનમાં ખાલીપણાની લાગણી અભાવ....દીનતા ને હીનતા અનુભવું છું. આ જ કારણે દિલનું દેવાલય હજારો વિકારોથી ગંદુ બની ગયું છે. મોહાક્રાન્ત અને અજ્ઞાનથી આવરાયેલ દુનિયાની નજરે મારી જાતનું ઊંચું અને ભવ્ય પ્રદર્શન કરવા માટે પર-

દ્રવ્યોની તીવ્ર આવશ્યકતા અનુભવું છું, કારણ કે દુનિય માનવીનું મૂલ્યાંકન પરદ્રવ્યની પારાશીશીમાં કરે છે. જે મનુષ્ય પાસે પરદ્રવ્ય વધારે હોય છે દુનિયાની નિગાહમાં એ માણસ મહાન હોય છે, કંઈક વિશેષ ગણાતો હોય છે.

આત્મતત્ત્વથી અલગ બધાં જ દ્રવ્યો પરદ્રવ્ય છે. સ્વજન, પરિજન, વૈભવ અને શરીર પરદ્રવ્ય છે. પણ જો મારા કોઈ સ્વજન કે સ્નેહીજન નથી હોતા તો મારું મન ખાલી ખાલી થઇ જાય છે. જો કોઈ મારૂં પરિજન નથી તો હૈયામાં વ્યથાની વેલ પાંગરી ઉઠે છે. જો મારી પાસે વૈભવ નથી હોતો તો અંતરમાં ઓછપ અનુભવાય છે. જો મારૂં શરીર તંદુરસ્ત નથી તો દિલમાં દુઃખની ચિનગારીઓ ઝબુકવા માંડે છે !

જ્યાં સુધી પરદ્રવ્યો સાથેનો આવો તીવ્ર લગાવ અકબંધ રહે ત્યાં સુધી શાન્તિ અને પ્રસન્નતા શેં અનુભવાય ?

પરદ્રવ્યોની આસકિતથી હૈયું ખદબદતું હોય ત્યાં પછી મોટી મોટી તપશ્ચર્યાઓ પણ શાંતિ કે સમાધિ નથી પ્રદાન કરી શકતી. વ્રત અને નિયમોનું પાલન પણ આત્માનંદની અનુભૂતિ કરાવવા માટે નિષ્ફળ નીવડે છે.

ક્યારે પરદ્રવ્યોની આશા–આકાંક્ષાથી મન અળગું થશે ? મારે એ બધાથી નિવૃત્તિ મેળવવી છે. મારે પરદ્રવ્યોની પરાશ્રિતતામાંથી વિરામ પામવો છે. મારે એનાથી મુકિત જોઈએ છે ! સિદ્ધશિલા પર પહોંચવામાં વિલંબ થશે તો વાંધો નહીં, મોક્ષની વરમાળા હજુ વેગળી રહેશે તોયે ચાલશે, પણ આ પરાશાની પીડામાંથી

મુક્ત બનવા માટે મારૂં આખું અસ્તિત્વ ઝરે છે....ટટળે-છે....! મારે આ બધામાંથી જલ્દી છૂટકારો જોઈએ છે. આ છૂટકારો મળી જાય, આ મુક્તિ સાંપડી જાય તો તો વાહ! મારા માટે તો અહીંજ મોક્ષના માંડવા રોપાઈ જશે! અહીં જ નિર્વાણની રંગોળી પૂરાઈ જશે!

મન એકપણ પરદ્રવ્યની આશા–અપેક્ષામાં અટવાય નહીં, પરદ્રવ્યની આવન–જાવનમાં આનંદ–અવસાદ ન-અનુભવે. તો જ આત્મધ્યાનમાં–પરમાત્મધ્યાનમાં સ્થિરતા, લીનતા....તલ્લીનતા આવી શકે છે. ત્યારે જ આત્માનંદની અપાર અનુભૂતિ થઈ શકે છે,

જીવનની નરી વાસ્તવિકતા છે કે પરદ્રવ્યોના સંયોગ-વિયોગ થતા જ રહે છે! સંયોગમાં ખૂશી ને વિયોગમાં-નારાજી થવી એ વાસ્તવિકતા નથી પણ વિકાર છે. ત્યાં-વાસ્તવિકતા છે માત્ર જ્ઞાતા રહેવામાં, માત્ર દૃષ્ટાભાવના-દીવડા પેટાવવામાં!

હા, વાસ્તવિકતામાં વીંટળાઈને જીવન જીવવામાં-કદાચ, દુન્યવી દૃષ્ટિએ હું સારો લાગું કે ખરાબ! ગમે તે, એની ચિંતા કે એનો ભય મને ન સતાવવો જોઈએ! આવું મનોબળ...આવું આત્મબળ ક્યારે મળશે મને? ડગલે ને પગલે દુનિયા અને દુનિયાદારીના દાખલા ગણવા, મારી પોતાની નબળાઈ જ છે કે બીજું કંઈ? દુનિયાના-દર્પણમાં તો વાસ્તવિકતા ક્યારેક અવાસ્તવિક બનીને-ઉપસી આવે તો ક્યારેક અવાસ્તવિકતાના વાઘા પહેરીને-

દેખા દે! દુનિયામાં તો આવું જ ચાલવાનું! એ તો 'एक तरफसे मखमल ओढे, एक तरफसे नंगी, ये दुनिया दो रंगी!' આવી દુનિયાદારી સાથે મારે વળી શું લેવા દેવા હોઈ શકે?

દુનિયાથી દૂર થયા વગર–દુનિયાદારીના સરવાળા બાદબાકી કરવાનું છોડ્યા વગર વાસ્તવિકતાની વાટે નચિંત બનીને નથી ચાલી નીકળાતું! પરદ્રવ્યોની આશા–અપેક્ષા-માંથી મુક્ત થયા વગર અશાંતિ–અજંપો અને આંતર-વેદનાથી છૂટકારો નહીં મળે! ક્યારે આવા દિવસો ઉગશે કે જ્યારે હું બધા જ પરદ્રવ્યોથી નિરપેક્ષ બનીને.... સ્વાત્મદ્રવ્યમાં અભિરમણ કરતો રહીશ?





'કોઈ મને શું કહે છે,' આ વિચારવાના બદલે "હું બીજાઓને શું કહું છું.' આ વિચારવું સારું છે, યોગ્ય છે. કોઈ મને ગમે તે કહે, મને એની પરવા નથી. મારે બીજાઓને દુઃખ થાય એવું કહેવું નથી. હા, ક્યારેક જવાબદારીના કારણે કહેવું પડે તે જુદી વાત છે, પરંતુ જ્યાં જવાબદારી નથી, ત્યાં તો મૌન રહેવું જ સારું છે,



## પ્રયત્ન કરો, પણ શાનો?



૪૫

* ક્ષણિકને શાશ્વત્ બનાવવાનો પ્રયત્ન !
* વિનાશીને અવિનાશી બનાવવાનો યત્ન !
* અસ્થિરને સ્થિર બનાવવાના અભરખા !

શું આ ને આ પળોજણમાં જિંદગી ઝંખવાઈ જશે? આ જ પ્રયત્નોમાં મન મૂંઝાતું રહેશે? શું દિમાગ આવી જ યોજનાઓમાં અટવાતું રહેશે? તો પછી–

* જે વાસ્તવિક છે....જે શાશ્વત્ છે,
* જે અવિનાશી છે....જે સ્થિર છે,

એને મેળવવાનો–પામવાનો પુરુષાર્થ આ જીવનમાં શું થઈ જ નહીં શકે?

સંસાર–વ્યવહાર અને વ્યવહાર ધર્મ શું ક્ષણિકને પંપાળવાનો....વિનાશીને વળગી રહેવાનો....અસ્થિરને પોતાની પાસે જાળવી રાખવાનો જ ઉપદેશ આપે છે?

તો પછી મનની શાંતિ....પરમાત્મ-ધ્યાનમાં સ્થિરતા અને તત્ત્વચિંતનમાં તલ્લીનતા કેમ સંભવી શકે?

ક્ષણિક, વિનાશી અને અસ્થિર વસ્તુઓ-વ્યકિતઓના સહારે સંસારમાં ઈજ્જત આબરૂ બનાવી લીધી છે....! ક્ષણિક-વિનાશી અને અસ્થિર વાતો પર ભરોસો કરીને આરંભી દીધાંને સામાજિક કાર્યો! કેવી રીતે રહી શકે ઈજ્જત....અને કેમ કરીને સફળ થાય એ કાર્યો!

શું પ્રિયજનોનો સંયોગ શાશ્વત્ છે? ના, તો પણ પ્રિયજનો ઉપર, આમનો વિયોગ તો થવાનો જ નથી એમ માનીને વિશ્વાસ કરી લીધો છે....! વૈષયિક સુખનાં સાધનો શું અવિનાશી છે? ના, તેમ છતાંયે એ સુખનાં સાધનો મારી પાસે રહેશે જ....ક્યારેય ઝૂંટવાઈ નહીં જાય....એમ માની લીધું છે. શું શરીરની તંદુરસ્તી સ્થિર-યથાવત્ રહી શકે છે? નહીં, છતાંયે શરીર પર મદાર બાંધી એવાં કેટલાંય કાર્યો પ્રારંભી દીધાં....જાણે કે આરોગ્ય હંમેશાં અકબંધ રહેશે!

પ્રિય વ્યકિતઓના સંયોગને શાશ્વત્ સમજીને, એના વિશ્વાસે કેટલાંક સામાજિક કાર્યો પ્રારંભી દીધાં...પણ જ્યારે એ પ્રિય વ્યકિતઓના સંયોગ ડગુમગું થાય....તૂટવાની અણી પર આવે છે, ત્યારે

એ સંયોગને શાશ્વત્ બનાવાના વાંઝિયા પ્રયત્નો કરૂં છું ! ભયની ભૂલાવળ વળગે છે....'જો આ વ્યક્તિ ચાલી ગઈ તો આરંભેલું આ કાર્ય કેમ થશે ? જો કામ નહીં થાય તો દુનિયામાં મારી બદનામી થશે....દુનિયા મારી તરફ અવિશ્વાસની નજરે જોશે ! લોકો શું કહેશે ?'

તંદુરસ્ત તબિયતના ભરોસે કામ તો ઉપાડી લીધું....લોકોએ વાહવાહીનાં વધામણાં પણ દીધાં.... પ્રશંસાના ગાણાં સાંભળી દિલ બાગ બાગ થઈ ગયું.... પણ જ્યારે લાગ્યું કે આરોગ્ય લથડી રહ્યું છે.... ગભરામણ થઈ ગઈ...મનમાં જાત જાતના વિકલ્પો સળવળવા લાગ્યા....અસ્થિર–ચંચળ આરોગ્યને સ્થિર–યથાવત્ બનાવવા માટેના પ્રયત્નો પૂરજોશમાં પ્રારંભી દીધાં. મન ચિંતાઓથી આકુળ–વ્યાકુળ બની ઉઠ્યું...!

સમાજમાં, ગામમાં....મારો યશ ફેલાઈ ગયો.... મારી પ્રતિષ્ઠા જામી....લોકો મને ઈજ્જત આપવા લાગ્યા. મેં યશ–પ્રતિષ્ઠાને શાશ્વત્ સમજી લીધાં ! ભ્રમણામાં અટવાઈ ગયો....હવે એ યશ–ઈજ્જત અને આબરૂને શાશ્વત્ બનાવવાની યોજના ઘડવા લાગ્યો ! પણ જ્યારે થયું કે યશનો મહેલ ડોલી રહ્યો છે....એ મહેલ પડી જવાની તૈયારીમાં છે....અને મન વ્યથામાં ડૂબી ગયું. યશના મહેલને સ્થિર

રાખવાની ઘેલછા ઘેરી વળી....એ માટે દોડાદોડ કરી મૂકી ! યશની એષણાએ અસ્તિત્વને ભરડો લઈ લીધો પાર વગરની માનસિક તાણથી મન ક્ષિપ્ત–વિક્ષિપ્ત બની ગયું.

જવાની અને જીવનનો વ્યામોહ પણ યૌવન અને જિંદગીને અવિનાશી બનાવી રાખવાની કલ્પના આપે છે અને એ કલ્પનામાંથી પછી પ્રવૃત્તિની પળોજણ પેદા થાય છે.

જાણું છું....ને માનું છું કે–

* ક્ષણિક ક્યારેય શાશ્વત્ નથી બની શકતું !
* વિનાશી ક્યારેય અવિનાશી નથી શકતું....!
* અસ્થિર ક્યારેય સ્થિર બની નથી શકતું !

તેમ છતાંયે શા માટે ક્ષણિક પ્રત્યે, વિનાશી પ્રત્યે અને અસ્થિર પ્રત્યે આટલું બધું આકર્ષણ થાય છે ? શા માટે આ બધા પ્રત્યે અનાસક્તિની આંખ નથી ઉઘડતી ! શાશ્વત્–સ્થિર અને અવિનાશી આત્મ-તત્ત્વના પ્રત્યે કેમ પ્રગાઢ ખેંચાણ નથી જાગતું ? શા માટે પરમતત્ત્વના પ્રત્યે અનુરાગ અંકૂરિત નથી થતો ?

ગમે તે હોય; ક્ષણિક, અસ્થિર અને વિનાશીનો આંધળો અનુરાગ તો તૂટવો જ જોઈએ !

અવિનાશીનું સામીપ્ય પામવા

વિનાશીનું નૈકટ્ય છોડવું જ રહ્યું !

## સાહિત્ય પરિચય

### જ્ઞાનસાર : [તત્ત્વજ્ઞાન]

મૂલ્ય : ૧૫–૦૦ પાકું બાઈન્ડીંગ પ્લાસ્ટીક કવર, ત્રિરંગી ચિત્ર, મહોપાધ્યાય શ્રી યશોવિજયજીની અમર કૃતિ ઉપરના સરળ સુબોધ અને રોચક વિવેચનનો આ અણમોલ ગ્રંથ છે. આ ત્રીજી આવૃત્તિ છે. મૂળ શ્લોક, અર્થ અને વિવેચન આપવામાં આવ્યું છે. શાસ્ત્રીય વિષયોને સ્પષ્ટ કરતાં ૩૧ પરિશિષ્ટો આપવામાં આવ્યાં છે.

### શ્રદ્ધાની સરગમ : [વાર્તા સંગ્રહ]

મૂલ્ય : ૧૦–૦૦, પાકું બાઈન્ડીંગ. પાંચ રંગોમાં, મનહર જેકેટ ઐતિહાસિક અને શાસ્ત્રીય છત્રીસ વાર્તાઓનો આ સંગ્રહ છે. એવી રસપૂર્ણ આ વાર્તાઓ છે કે હાથમાં લીધા પછી પુસ્તક મૂકવાનું મન નહીં થાય.

### હૃદય કમલમેં ધ્યાન ધરત હૂં : [પ્રવચનો]

મૂલ્ય : ૮–૦૦, પાકું બાઈન્ડીંગ. સુંદર ત્રિરંગી કવર શ્રી સિદ્ધચક્રજી–નવ પદજી ઉપર અપાયેલાં પ્રવચનોનો સંગ્રહ છે. આ બીજી આવૃત્તિ છે. શ્રીપાલ અને મયણા સુંદરીના જીવન પ્રસંગોની ગૂંથણી સાથેના આ પ્રવચનો વાંચતાં તમને એમ જ લાગશે કે તમે પ્રવચનો સાંભળી રહ્યા છો !

### આત્મ સંગલઃ [અભ્યાસ]

મૂલ્ય : ૧–૦૦, ટેકનીકલરનું ટાઈટલ. માનવતાના ૩૫ ગુણોનું સરળ ભાષામાં સચોટ વર્ણન કરવામાં આવ્યું છે. આ ચોથી આવૃત્તિ છે આ પુસ્તક શિબિરનું પાઠ્ય પુસ્તક પણ છે.

## જય શંખેશ્વર : [ઇતિહાસ]

મૂલ્ય : ૨-૦૦, ટેકનીકલરનું ટાઇટલ શ્રી શંખેશ્વર તીર્થ અને શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ ભગવાનનો ઇતિહાસ. આ ત્રીજી આવૃત્તિ છે.

## તીર્થયાત્રા : [માહિતી]

મૂલ્ય : ૧-૦૦, ચાર રંગનું સુંદર ટાઇટલ છે. પોકેટ-બુક તીર્થ કોને કહેવાય અને તીર્થયાત્રા કેવી રીતે કરાય, એની ખૂબ સ્પષ્ટ સમજણ આપવામાં આવી છે. આ ત્રીજી આવૃત્તિ છે.

## હું કોણ ? : [ચિંતન]

મૂલ્ય : ૧-૦૦ ટેકનીકલર ટાઇટલ.

હું કોણ ?ની સાચી સમજણ આપતી આ પુસ્તિકા દરેક જૈને વાંચવી જ જોઈએ. પોતાની ઓળખાણ કરવા આ પુસ્તિકા તમને માર્ગ દર્શક બનશે.

## (૧) બાળકોની સુવાસ (૨) બાળકોનું જીવન (૩) બાળકોનુ ચિંતન :

ત્રણે પુસ્તિકાઓનું મૂલ્ય : ૪-૫૦, પાને પાને નયન રમ્ય ચિત્રો, મોટા ટાઈપો અને સુંદર છાપકામ ! બાળકો માટેની આ બાળપોથીઓ છે. હજારો નકલ પ્રકાશિત થઈ ગઈ છે. તમારા બાળકો માટે તમારા ઘરમાં આ પુસ્તિકાઓ હોવી જ જોઇએ.

## રામાયણમાં જીવનદૃષ્ટિ : [પ્રવચનો]

મૂલ્ય : ૫-૦૦ પ્લાસ્ટીક કવર, કલાત્મક પ્રીન્ટીંગ, રામાયણનાં પાત્રોના માધ્યમથી જીવન જીવવાની અભિનવ દ્રષ્ટિ આપતાં આ પ્રવચનો છે. આ બીજી આવૃત્તિ છે. અત્યંત રસપ્રદ આ પ્રવચનો તમે વારંવાર વાંચશો !

# શ્રી વિશ્વકલ્યાણ પ્રકાશન ટ્રસ્ટ : મહેસાણા

## સાહિત્ય પરિચય

### જ્ઞાનસાર : [તત્ત્વજ્ઞાન]

મૂલ્ય : ૧૫–૦૦ પાકું બાઈન્ડીંગ પ્લાસ્ટીક કવર, ત્રિરંગી ચિત્ર, મહોપાધ્યાય શ્રી યશોવિજયજીની અમર કૃતિ ઉપરના સરળ સુબોધ અને રોચક વિવેચનનો આ અણમોલ ગ્રંથ છે. આ ત્રીજી આવૃત્તિ છે. મૂળ શ્લોક, અર્થ અને વિવેચન આપવામાં આવ્યું છે. શાસ્ત્રીય વિષયોને સ્પષ્ટ કરતાં ૩૧ પરિશિષ્ટો આપવામાં આવ્યાં છે.

### શ્રદ્ધાની સરગમ : [વાર્તા સંગ્રહ]

મૂલ્ય : ૧૦–૦૦, પાકું બાઈન્ડીંગ. પાંચ રંગોમાં, મનહર જેકેટ ઐતિહાસિક અને શાસ્ત્રીય છત્રીસ વાર્તાઓનો આ સંગ્રહ છે. એવી રસપૂર્ણ આ વાર્તાઓ છે કે હાથમાં લીધા પછી પુસ્તક મૂકવાનું મન નહીં થાય.

### હૃદય કમલમેં ધ્યાન ધરત હૂં : [પ્રવચનો]

મૂલ્ય : ૮–૦૦, પાકું બાઈન્ડીંગ. સુંદર ત્રિરંગી કવર શ્રી સિદ્ધચક્રજી–નવ પદજી ઉપર અપાયેલાં પ્રવચનોનો સંગ્રહ છે. આ બીજી આવૃત્તિ છે. શ્રીપાલ અને મયણા સુંદરીના જીવન પ્રસંગોની ગૂંથણી સાથેના આ પ્રવચનો વાંચતાં તમને એમ જ લાગશે કે તમે પ્રવચનો સાંભળી રહ્યા છો !

### આત્મ મંગલ: [અભ્યાસ]

મૂલ્ય : ૧–૦૦, ટેકનીકલરનું ટાઈટલ. માનવતાના ૩૫ ગુણોનું સરળ ભાષામાં સચોટ વર્ણન કરવામાં આવ્યું છે. આ ચોથી આવૃત્તિ છે આ પુસ્તક શિબિરનું પાઠ્ય પુસ્તક પણ છે.

## જય શંખેશ્વર : [ઇતિહાસ]

મૂલ્ય : ૨–૦૦, ટેકનીકલરનું ટાઇટલ શ્રી શંખેશ્વર તીર્થ અને શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ ભગવાનનો ઇતિહાસ. આ ત્રીજી આવૃત્તિ છે.

## તીર્થયાત્રા : [માહિતી]

મૂલ્ય : ૧–૦૦, ચાર રંગનું સુંદર ટાઇટલ છે. પોકેટ-બુક તીર્થ કોને કહેવાય અને તીર્થયાત્રા કેવી રીતે કરાય, એની ખૂબ સ્પષ્ટ સમજણ આપવામાં આવી છે. આ ત્રીજી આવૃત્તિ છે.

## હું કોણ ? : [ચિંતન]

મૂલ્ય : ૧–૦૦ ટેકનીકલર ટાઇટલ.

હું કોણ ? ની સાચી સમજણ આપતી આ પુસ્તિકા દરેક જૈને વાંચવી જ જોઈએ. પોતાની ઓળખાણ કરવા આ પુસ્તિકા તમને માર્ગ દર્શક બનશે.

## (૧) બાળકોની સુવાસ (૨) બાળકોનું જીવન (૩) બાળકોનુ ચિંતન :

ત્રણે પુસ્તિકાઓનું મૂલ્ય . ૪–૫૦, પાને પાને નયન રમ્ય ચિત્રો, મોટા ટાઈપો અને સુંદર છાપકામ ! બાળકો માટેની આ બાળપોથીઓ છે. હજારો નકલ પ્રકાશિત થઈ ગઈ છે. તમારા બાળકો માટે તમારા ઘરમાં આ પુસ્તિકાઓ હોવી જ જોઇએ.

## રામાયણમાં જીવનદૃષ્ટિ : [પ્રવચનો]

મૂલ્ય : ૫–૦૦ પ્લાસ્ટીક કવર, કલાત્મક પ્રીન્ટીંગ, રામાયણનાં પાત્રોના માધ્યમથી જીવમ જીવવાની અભિનવ દ્રષ્ટિ આપતાં આ પ્રવચનો છે. આ બીજી આવૃત્તિ છે. અત્યંત રસપ્રદ આ પ્રવચનો તમે વારંવાર વાંચશો !

## અંજના : [ વાર્તા ]

મૂલ્ય : ૩–૦૦ પાકું પૂઠું, દ્વિરંગી સુંદર ચિત્ર,

શ્રી હનુમાનજીનાં મહાસતી માતા અંજના સુંદરીની હૃદયસ્પર્શી આ કથા છે આ ત્રીજી આવૃત્તિ છે. બહેનોએ તો આ વાર્તા વાંચવી જ પડશે. પ્રેમ અને સ્નેહનું આવું તેજસ્વીપાત્ર બીજું નહીં મળે !

## રાગ–વિરાગના ખેલ [ વાર્તા ]

મૂલ્ય : ૨–૦૦ સુંદર આકર્ષક કવર.

આ છે કામગજેન્દ્ર નામના એક રાજકુમારની મનોહર વાર્તા. એની બે રાણીઓ પ્રિયંગુમતિ અને જિનમતિનાં પાત્રો તમારાં હૃદયને ગદ્‌ગદ્ કરીને દેશે. કામગજેન્દ્રની સાથે તમે પણ મહાવિદેહ ક્ષેત્રની સફળ યાત્રા કરી આવજો !

## તારા દુઃખને ખંખેરી નાંખ : [પત્રો]

મૂલ્ય : ૩–૦૦ દ્વિરંગી સુંદર ટાઇટલ. યુવાનોને ઉદ્દેશીને લખાયેલા પ્રેરણાદાયી ૧૮ પત્રોનો આ સંગ્રહ છે. આ બીજી આવૃત્તિ છે. દરેક યુવાન છોકરા–છોકરીઓએ આ પત્રો વાંચવા જ જોઈએ. જો એ વાંચશે તો એમને જરૂર ગમશે. બીજી આવૃત્તિની પ્રસ્તાવના લખી છે ગુજરાતના પ્રસિદ્ધ સાહિત્યકાર ગુલાબદાસ બ્રોકરે.

## ભવના ફેરા : [ નિબંધ ]

મૂલ્ય : ૩–૦૦ દ્વિરંગી સુંદર ટાઇટલ.

ચાર કષાયો–ક્રોધ, માન માયા અને લોભ ઉપર વિજય મેળવવા માટે મનનીય વિચારધારા, આ પાંચમી આવૃત્તિ છે જૈન–જૈનેતર સહુના માટે અતિ ઉપયોગી.

## અંજના : [ વાર્તા ]

મૂલ્ય : ૩-૦૦ પાકું પૂઠું, દ્વિરંગી સુંદર ચિત્ર,

શ્રી હનુમાનજીનાં મહાસતી માતા અંજના સુંદરીની હૃદયસ્પર્શી આ કથા છે આ ત્રીજી આવૃત્તિ છે. બહેનોએ તો આ વાર્તા વાંચવી જ પડશે. પ્રેમ અને સ્નેહનું આવું તેજસ્વીપાત્ર બીજું નહીં મળે !

## રાગ-વિરાગના ખેલ [ વાર્તા ]

મૂલ્ય : ૨-૦૦ સુંદર આકર્ષક કવર.

આ છે કામગજેન્દ્ર નામના એક રાજકુમારની મનોહર વાર્તા. એની બે રાણીઓ પ્રિયંગુમતિ અને જિનમતિનાં પાત્રો તમારાં હૃદયને ગદ્‌ગદ્‌ કરીને દેશે. કામગજેન્દ્રની સાથે તમે પણ મહાવિદેહ ક્ષેત્રની સફળ યાત્રા કરી આવજો !

## તારા દુઃખને ખંખેરી નાંખ : [પત્રો]

મૂલ્ય : ૩-૦૦ દ્વિરંગી સુંદર ટાઈટલ. યુવાનોને ઉદ્દેશીને લખાયેલા પ્રેરણાદાયી ૧૮ પત્રોનો આ સંગ્રહ છે. આ બીજી આવૃત્તિ છે. દરેક યુવાન છોકરા-છોકરીઓએ આ પત્રો વાંચવા જ જોઈએ. જો એ વાંચશે તો એમને જરૂર ગમશે. બીજી આવૃત્તિની પ્રસ્તાવના લખી છે ગુજરાતના પ્રસિદ્ધ સાહિત્યકાર ગુલાબદાસ બ્રોકરે.

## ભવના ફેરા : [ નિબંધ ]

મૂલ્ય : ૩-૦૦ દ્વિરંગી સુંદર ટાઈટલ.

ચાર કષાયો-ક્રોધ, માન માયા અને લોભ ઉપર વિજય મેળવવા માટે સુન્દરીય વિચારધારા, આ પાંચમી આવૃત્તિ છે જૈન-જૈનેતર સહુના માટે અતિ ઉપયોગી.